# तापीशंकरगद्य.



રચી પ્રસિદ્ધ કરનાર,

**તાપીશંકર. પ્રભુશંકર. રાવળ. સુરતકર.**

માજી આ. સેક્રેટરી ભરૂચ મ્યુનિસિપાલિટી. અને
હાલ શ્રીમંત મ્હારાજા ગાયકવાડ સરકારનાં રેવિન્યુ
તેમજ મેજીસ્ટ્રેટીખાતાના શિરસ્તેદાર.

**કઠોર વિભાગ પ્રાંત નવસારી.**

"Seven hours to law, to soothing slumber seven;
Ten to the world allot, and all to all heaven."
SIR WILLIAM JONES.

श्लोक.

विद्यानामनरस्यरूपमधिकं, प्रच्छन्नगुप्तंधनं;
विद्याभोगकरीयशःसुखकरी, विद्यागुरूणांगुरूः;
विद्याबंधुजनोविदेशगमने, विद्यापरंदैवतं;
विद्याराजसुपूज्यतेनहिधनं, विद्याविहीनःपशुः॥१

**અમદાવાદ.**

મામાની હવેલી મધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ એન્ડ જનરલ
એજન્સી કંપની "લિમિટેડ" ના પ્રેસમાં
**રણછોડલાલ ગંગારામે છાપ્યો.**



સને ૧૮૮૪. સંવત ૧૯૪૦.

**કીમત રૂ૨—૮—૦**

# अर्पणपत्र.

श्रीमंत सरकार सेना खासखेल समशेर बहादुर
विद्यमान सयाजीराव महाराजा गायकवाड
सरकार, गुजरात अने सौराष्ट्राधिपति,
राज्य वडोदरा.

आ गरवी गुजरात अने सौराष्ट्रने विषे घणाएक विद्यमान देशी राज्यो छे; तेमां आप श्रीमंतनुं राज्य मुख्य अने विस्तीर्ण छे. वडोदराना राज्यासन उपर जे, जे, गायकवाड महाराजाओ पायतख्तनशीन थइ गएला छे; तेमां प्रजा प्रत्ये महाराजाना शुं शुं शुद्ध धर्मो छे, ते समजवामां, तथा विद्यामां, आप श्रीमंत प्राधान्यपणुं धरावोछो. युवान छतां, गंभीराइ, संतोष, क्षमा, शांति, दृढता, अने समदृष्टि, ए म्होटा गुणोथी आप श्रीमंत पूर्ण छो. विद्यानी वृद्धि करवामां पोतानुं तन, मन, अने धन, खरचवे अति औदार्य छो; मारा शीरछत्र छो; विगेरे, विगेरे, कारणोने लीधे आ स्फूट विषयोना संग्रहना पुस्तक साथे, आप श्रीमंत महाराजा साहेबनुं नाम जोडवानी उत्कंठाथी, आ लघु ग्रंथ सेवक-भक्तिनी प्रेमनी निशानी दाखल आप महाराजाने खरा अंतःकरणथी अर्पण करुंछुं.

तारीख ९ नवेम्बर सने १८८३
मीती कारतकसुदी ९ वार शुक्र.
नवसारी.

हुं छुं
आज्ञांकित आश्रित
तापाशंकर प्रभुशंकर रावळ.
ग्रंथकार.

# પ્રસ્તાવના.



૧. આ પુસ્તકમાં જે જે વિષયો દાખલ કરવામાં આવેલાં છે, તે વિદ્વાન અને જ્ઞાનીના અઘાત તેમજ વિસ્તીર્ણ વિચારોના બોધ છે. તેઓને સમજવા એ ઘણુંજ દુર્ઘટ તો છેજ; પરંતુ કેટલાએક વિદ્વાન, સુજ્ઞ, તેમજ વિવેકી સત્પુરૂષોના આશરા, તથા બોધ ઉપર પ્રીતિપૂર્વક લક્ષ રાખી, તેમજ જ્ઞાની, મહા પુરૂષોના તરફથી જે અલૌકિક વિષયો સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં લખાએલા છે, તે મનન કરી તેમાંથી સારભૂત બાબતનો આ ગ્રંથમાં સંગ્રહ કરવાને હિંમત તથા ઉલટ ધરાવી છે. એ ઉપર સુજ્ઞ વિદ્વાનો પોતાનું ધ્યાન ખેંચી ગુણદોષની કૃપા કરી માફી આપશો એવી ઉમેદ છે.

૨. વિદ્વાનની પ્રીતિને પાત્ર થવું, તેઓની હારમાં ગણાવવું, એ કામ ઘણુંજ વિકટ તો છેજ; પરંતુ સંસ્કૃત વિદ્વાન મહાન કવિ કાળીદાસજી સરખા અભિમાન છોડી રઘુવંશના પુસ્તકમાં નીચે મુજબ બોલેલા છે.

श्लोक.

क्वसूर्यप्रभवोवंशः क्वचाल्पविषयामतिः॥
तितोर्पुर्दुस्तरंमोहा दुडुपेनास्मिसागरं. ॥

અર્થ—સૂર્યવંશની પ્રભુતા તે ક્યાં? અને મારી અલ્પમતી તે ક્યાં? તો સૂર્યવંશમાં ઉત્પન્ન થએલા રાજાઓના યશરૂપી મહાસાગર તરી જવાને (યશનું વર્ણન કરવાને) મારી પાસે ફક્ત નાહાની હોડી છે સારાંશ તેઓની કીર્તિનું વર્ણન કરવાને હું કેવળ અસમર્થ છું.

૩. જ્યારે આ મુજબ મહાન વિદ્વાન પુરૂષ બોલેછે ત્યારે મ્હારા જેવા પામરનું શું ગજું?

૪. આ પુસ્તકમાં જે, જે, વિષયો મુકવામાં આવેલાછે, તે દુનીયાને સ્વાર્થ અને પરમાર્થ એ બંને બાબતોને સારૂ ઉપયોગી પડવા સર બાછે; તેથી આશાછે કે આ પુસ્તકને ઘટીત આશ્રય મળશેજ.

૫. આ ગ્રંથની અંદર જ્ઞાનપટ અને હાથના પંજો, જે ચિત્રથી મુકવામાં આવ્યા છે, તેને સારી પેઠેમ નિહાળી જોવાથી ઘણા

ભાગે બોધ અને સમજ મળે એવું છે; તો એ ઉપર પ્રેમપૂર્વક લક્ષ આપવા વિનંતી છે.

૬. પરગણામાં ફરવું, ઉપરીની તાબેદારી કરવી, એ કેટલું કઠીણ કામછે તે સર્વને માહીતજ છે. સરકારી કામ સંભાળી પુસ્તકનું કામ જોવામાં આવેલું, તેથી જોઇતી સંભાળથી પ્રુફ તપાસાએલાં નહી એમ કેહેવાને બાધ કરતા નથી. સબબ ભૂલની માફી સુજ્ઞજનો આપશેજ એવી ઉમેદ છે.

૭. પુસ્તકની અંદર સૂક્ષ્મ પણ નિરર્થક નહી ગણાય એવો ટુંકો હવાલ હવે મારી જીંદગાની બદલ આપવાને પગલું ભરૂંછું. આ મુજબનો હેવાલ પુરાતની ફારસી ગ્રંથોમાં લખવાનો રીવાજ મે કેટલાએક પુસ્તકોમાં માહારા વિદ્વાન મિત્રના સાહેતાથી જોએલોછે; તે મુજબ ગુજરાતી લીપીના પુસ્તકમાં એ રીવાજ દાખલ કરવાને મને પણ દુરસ્ત લાગેલું છે. જેથી સંક્ષીપ્ત વર્ણન નાચે મુજબ આપુંછું.

૮. મહારો જન્મ સુરત જેવા નામાંકિત અને પ્રાચીન શેહેરમાં થએલો છે; હાલ મહારી ઉમર ૩૬ વર્ષની છે. જ્ઞાતિ વિસનગરા નાગર વર્ગ ગ્રહસ્થની છે, અટક રાવળની છે, સુરતમા વિદ્યાભ્યાસ કરેલો છે. ઉપરાંત મને આઠ વર્ષના ઉમરે અપાર્ઇ, ગાયત્રી ઉપદેશ મારી જ્ઞાતિના દૈવજ્ઞ જ્યોતીસ્વરૂપ, તૃષ્ણાચર, જેશંકરે, આપેલો છે. ગામઠી કેળવણી મુરબ્બી મંચ્છારામ ફકીર ભટ્ટ પાસેથી લીધેલી છે, અને તે નિશાળના, તેમજ અંગ્રેજી ભાષાની કેળવણી લેતી વખતના મારા કેટલાએક સોબતીયા હાલ બ્રિટિશ રાજમાં તેમજ દેશી રાજ્યોમાં, સારા હોદ્દાની જગો ભોગવેછે. સરકારી ગુજરાતી નિશાળની કેળવણી મુરબ્બી ત્રિપુરાશંકર મણીશંકર પાસેથી મળીછે; અને તેઓએ મને કેળવણી આપવામાં અતી શ્રમ કરેલો છે. ઇંગ્રેજી કેળવણી આપવામાં મુરબ્બી નવલરામ લક્ષ્મીરામ તથા મુરબ્બી દેવીપ્રસાદ આત્મારામ એઓએ મારા તરફ પ્રેમપૂર્વક નાઘેબાની રાખી વિદ્યાભ્યાસ કરાવવા સારી કાળજી બતાવીછે. એટલુંજ નહી પણ હેડમાસ્તર મુરબ્બી નંદશંકર તુળજાશંકરે માહારા ઉપર ઘણીજ દયા વાપરી વિદ્યાભ્યાસ કરાવેલો છે.

ઉપર લખેલા તમામ ગુરૂઓ તરફ,મારાથી કોઇપણ રીત-

ની ગુરૂશેવા થઈ તેઓના ઉપકારનો ઓશીંગળ થઈ શક્યો નથી, તે બદલ તેઓની પાસે અતી દીનવાણીથી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ સાથે નમ્રતાપૂર્વક ક્ષમા માગુછું.

૧૦. ઇંગ્રેજી વિદ્યાભ્યાસની અપૂર્ણતા રેહેવાનું મુખ્ય કારણ તે વખતના, તે શાળાના આસીસ્ટંટ માસ્તર રાજેશ્રી રતનરામ જયાનંદ થએલા છે. પરંતુ તેઓનો હાલ સ્વર્ગવાસ થએછે, સબબ વધારે સ્પષ્ટતા કરવી આ પ્રસંગે નિરર્થક છે એમ માનુછું.

૧૧. પીતાનો કાળ ઉપવિત દેવાયા પછી તુરતજ થવાથી, નવ વર્ષની ઉમરથી આ દેહને માથે પડ્યું. દરમ્યાન કાકીનો, કાકાનો, પ્રથમ ધણીયાણીનો, માતુશ્રીનો, અને બે બાલપોનો કાળ અનુક્રમે થવાથી ગીરફતારીમાં આવ્યો. આવી ગીરફતારી અઠાવીસ વર્ષની ઉમર સૂધી સોસતાં કેટલીએક નજીવી અને હસવા લાએક રાજદરબારી ગીરફતારી પણ વેઠવી પડી. ફરી લગ્ન કરવામાં આવેલું તેને એક પુત્રી થઈ. મ્હારી ચોત્રીસ વર્ષના ઉમરે તે પુત્રીનો કાળ થયો.

૧૨. માણસને ઉપરાઉપરી દુઃખ પડવાથી તેની મનોવૃત્તી કેવી થતી હશે તેનો ચિતાર વિદ્વાન, અને અનુભવી, સેહેજ ધ્યાનમાં લાવી શકશેજ.

૧૩. ચૌદ વરસની ઉમરે ગરીતાર્થ ચલાવવાનું માથે પડ્યું. જેથી નોકરી મેળવવાના સંબંધે મારા પરમ મિત્ર રણછોડદાસ નરોતમદાસના ભાઈ જમનાદાસ સાથે પ્રદેશ નીકળ્યો. દૈવયોગે વાપી અને દમણ ગંગાના પાણીએ મને બીમાર કરવાથી, કેટલીએક વ્યર્થ ખરચ કરી ઘેર પાછો આવ્યો, અને રેલવે ખાતામાં નોકરી ફરીથી મેળવવા યત્ન બીલકુલ છોડી દીધો. બીદ જુદા જુદા સરકારી ખાતાઓમા નોકરી મેળવવાની હોંસ રાખી, સારા સારા અમલદારોનો આસરો લેવામાં આવેલો. તેઓના નામોની નોંધ નીચે મુજબ આપુછું.

રાજમાન રાજેશ્રી નંદલાલ બીહારીલાલ.

ખાનબહાદુર અરદેશર ખાલણજી.

રાવસાહેબ મોહનલાલ રણછોડદાસ.

મરહુમ ખાનસાહેબ રૂસ્તમજી જીવણજી.

મેહેરબાન કૅપટન એટકીનસન સાહેબ.

મેહેરબાન મેજર રસલ સાહેબ.

રાજમાન રાજેશ્રી નરસિંહપ્રસાદ હરીપ્રસાદ.

રાવબહાદુર ચુનીલાલ વેણીલાલ.

મેહેરબાન કૅાટન સાહેબ.

રાવબહાદુર લક્ષ્મણ જગન્નાથ સાહેબ.

આ તમામ અમલદારોની ઉજ્વળ, અને પ્રીતિપુર્વક મારા ઉપર કરૂણા દૃષ્ટિની નીઘાથી, ઘણા ખાતાઓમાં નોકરી મેળવી, દ્રવ્ય. અને કામની યોગ્યતાને, પાત્ર થએલો છું.

૧૪. જુના રીવાજ મુજબ ભરૂચ મૂકામે તલાટીની સન ૧૮૬૪ ના સાલમાં પરીક્ષા થઈ. તેમાં મને વાજબી આશરો રાવસાહેબ જમીયતરામ ચીંતામણીશંકર, તેમજ રાજમાન રાજેશ્રી પાર્વતીશંકર મણીશંકરનો મળ્યો, તેથી તેઓ સાહેબનો પ્રેમપૂર્વક આભાર માની ઉપકારી થાઉછું.

૧૫. હવે તા. ૬ જુન સન ૧૮૭૬ ને રોજ શ્રીમંત સેના ખાસખેલ સમશેર બહાદુર મહારાજા સયાજીરાવ ગાએકવાડ સરકાર રાજ્ય વડોદરા, એઓ સરકારના બાલ્યાવસ્થાની કારકીર્દીમાં રાજે. સર. ટી. માધવરાવ કે. સી. એસ. આઈ. દીવાનસાહેબ બહાદુર; તેમજ રેવેન્યુ કમીશનર ખાનબહાદુર કાજી શાહાબુદીન સાહેબના વખતમાં, નવસારી પ્રાંતના સુબા સાહેબ રાવબહાદુર લક્ષ્મણરાવ જગન્નાથની ફેલાએલી દીવ્ય કીર્તિ ઉપર, સુરતથી નજીક હોવાને લીધે તેઓના નિષ્પક્ષપાત, અને ઉદાર વર્તણુકનો આશરો લઈ, આ રાજ્યમાં નવસારી પ્રાંતમાં દાખલ થયો. તે વખતની અગર જો મહારી સ્થીતિ સાધારણ હતી, તોપણ આનંદી અને સંતોષી હોવાથી, કલ્પવૃક્ષ સમજી રાવબહાદુર લક્ષ્મણરાવને મુરબ્બી નિર્ધારી તેઓના ચર્ણકમલ ઈંગ્રેજી ભાષાનું લખાણ કરવા સારૂ સેવ્યાં. જેઓ સાથે સુમારે પાંચ વરસ સુધી સંબંધ રહ્યો. અને એઓનીજ અમીદૃષ્ટિથી હાલ સુધી આ રાજમાં દીપ્યમાન છું. સુરત શેહેરના વતની તરીકે આ રાજમાં દાખલ થયા પછી, મોટા હોદ્દા ઉપર બીરાજેલા નાએબસુબા ખાન-

સાહેબ શેખ બહાદુર સાહેબને જોવામાં આવ્યા. તેઓની સાથે રૂણાંરસંબંધના યોગે સહસા પ્રસંગ આવવાથી, શિરસ્તેદારીના ઓહ્દા ઉપર લગભગ પાંચ વરસ સુધી સંબંધ રેહેલો; એઓ સાહેબના ગંભીર, અને વિચારવંત સ્વભાવ હોવાને લીધે, મને ઘણોજ આનંદ મળતા, રેવીન્યુ કામ શીખવાને તથા જાણવાને યોગ્યતાને પામ્યો, તેથી નમ્રતા પૂર્વક તેઓનો આભાર માનુંછું.

૧૬. નવસારી પ્રાંતમા મારાસંબંધે બે સુબા સાહેબો થએલાછે. તેમાં મેહેરબાન રાવબહાદુર ત્રંબકરાય વજરાય, અને રાવબહાદુર ગણેશ સીતારામ શાસ્ત્રી એઓએ પોતાનો પ્રેમ જે મારા તરફ દર્શાવ્યો છે, તે બદલ તેઓનો હું આભારી થયોછું. હાલમાં મેહેરબાન રાવબહાદુર રામચંદ્ર ગોપાલ દેશમુખ, બી. એ. એલ. એલ. બી. તથા મેહેરબાન રાવસાહેબ નાગોરાવ ભીખાજી સુબે, અને નાએબ સુબા સાહેબના ઓહ્દા ઉપર બીરાજેલાછે. તેઓ સાથે મારે સંબંધ હોવાથી તેઓની વિદ્વતા બદલ મારા મનમાં વખાણ છે.

૧૭. હવે મારા આત્મીક મિત્રોની નોંધ રેહેવી જરૂરની છે તે નીચે મુજબ આપુ છું.

૧. રાજમાન રાજેશ્રી રણછોડદાસ નરોતમદાસ.
૨. રાજમાન રાજેશ્રી કેદારનાથ જગન્નાથ.

૧૮. મારા ભરોસાદાર અને વિશ્વાસુ સલાહકારમા રાજમાન રાજેશ્રી રણછોડદાસ નરોતમદાસ તથા ચીરંજીવી ઉમેદરામ કેશવરામ ગણેલા છે.

૧૯. મારા ઉપર સ્વભાવિક પ્રીતિ રાખનાર, તેમજ ભલુ થવામાં ગુણદોષનો વિચાર ન લેતા, સાહ્ય કરવામાં નિચેના સદ્ગ્રહસ્થો છે.

૧. રાવબહાદુર મણિભાઈ જસભાઈ.
૨. રાજમાન રાજેશ્રી જગન્નાથ ઇચ્છારામ.
૩. રાજમાન રાજેશ્રી ઉત્તમરામ નરભેરામ હેડમાસ્તર હાઇસ્કુલ
૪. રાજમાન રાજેશ્રી ગુલાબદાસ ભાઈદાસ વકીલ.
૫. ખાનસાહેબ હીરજીભાઈ જીવણજી કોટવાલ.
૬. રાજમાન રાજેશ્રી જટાશંકર પ્રેમશંકર માસ્તર.

૨૦. મને ચાનક રખાવનાર મુરબ્બીની નોંધ પણ થવી જોઇએ.

૧. ખાનસાહેબ સોરાબજી જહાંગીરજી.

આ ગ્રહસ્થોનો પ્રેમપૂર્વક આભાર માનુછું, કે મિથ્યા વસ્તુની મગરૂરીના અગ્રેસરપણામાં આવવાને અટકવાથી, દુનિઆઈ ફંદા-માં રેહેવા છતાં, પારમાર્થીક કામ કરવાને કાંઈ સુજ પડતાં, અહં-કારનો સેજ વિરામ થયો.

૨૧. મારી ઉમરના પાંતરીસમે વર્ષે મને એક પુત્ર થયો છે. જેની ઉમર હાલ લગભગ બે વર્ષની, ને નામ ધનશંકર રાખવામા આવ્યું છે.

૨૨. શ્રીમંત મહારાજા સયાજીરાવ, મારા શીરછત્ર છે. તેઓની જનાબમાં પરવર્ષી થવાને જે હું પાત્ર થએલો છું, તે માત્ર મહારા મુરબ્બી રાવબહાદુર લક્ષ્મણરાવ જગનાથ, જાતે ચાંદ્રસેની કાયસ્થ પ્રભુ, રેહેવાસી અલીબાગ, હાલ વડોદરા રાજ્યના સરસુબે, તેઓનો આભાર માહરા વંશજો ભૂલી ન જાય, તેટલા સારૂજ આ નોંધ લેવામાં આવી છે. આ કાંઈ સ્તુતિ અર્થે વિવેચન નથી.

૨૩. રાવસાહેબ વાસુદેવ મહાદેવ સમર્થ બી. એ. એઉ એ વખ-તો વખત જે ભાઈ ચારાનો પ્રેમ બતાવેલોછે, તે કાંઈ થોડો નથી.

૨૪. છેવટ આ પ્રસ્તાવના સમાપ્ત કરતી વખત, ઈશ્વર પાસે માગુ છઊં કે, માહારા ઉપર ઉપકાર કરનાર, તેમજ પ્રેમ રાખનાર, મુરબ્બી, મિત્રો, અને ચીરંજીવીનું દીર્ઘ આયુષ્ય થઈ, તેઓની કીર્તિ અક્ષય રહો, એવી પરમેશ્વર પાસે નમ્રતાપૂર્વક દીનવાણીની અંતઃક-રણથી પ્રાર્થના છે,–તથાસ્તુ–

નવસારી તા. ૯ માહે નવેમ્બર
સને ૧૮૮૩ મીતી કારતક સુદ ૯
વાર સુકર સંવત ૧૯૪૦

હું છું આજ્ઞાંકિત.
**તાપીશંકર પ્રભુશંકર રાવળ.**
ગ્રંથકાર.

—⁂—

# अनुक्रमणिका.



# तापीशंकरगद्य.

## ॥ श्लोक. ॥

॥ शिवतनयवरिष्टंसर्वकल्याणमूर्तिं
परशुकमलहस्तंशोभितंमोदकेन॥
अरूणकुसुममालाव्यालबद्धोदरेण
ममहृदयनिवासंश्रीगणेशंनमामि॥१॥

અર્થ—હે શંકરસુત, તમો સર્વમાં શ્રેષ્ટ છો. તમારી પ્રતિમા કલ્યાણકારી છે. તમારા હસ્તમાં ફરશી, કમલ ફુલ, અને મોદક, એ શોભી રહેલાં છે. તમારા કંઠને વિષે કમળના પુષ્પની માળા તથા સર્પેએ કરીને વ્યાપ્ત હેવા ઉદરે કરીને શોભાયમાન અને વળી મારા હૃદયને વિષે વાસ જેનો હેવા જે શ્રીગણેશ હું તમને નમસ્કાર કરૂંછું. ॥ ૧ ॥

## ॥ श्लोक देवीनी स्तुतिनो. ॥

शुक्लांब्रह्मविचारसारपरमामाद्यांजगद्व्यापीनीं
वीणापुस्तकधारिणीमभयदांजाड्यांधकारापहां॥
हस्तेस्फाटिकमालिकांविदधतींपद्मासनेसंस्थितां
वंदेतांपरमेश्वरींभगवतींबुद्धिप्रदांशारदां. ॥ २ ॥

અર્થ—શુક્લ તારો વર્ણછે; બ્રહ્મ વિચારનો જે સાર તેમાં તું ઉત્કૃષ્ટ છે, ને સર્વ રીતે પૂર્ણ છે વળી હે માતુશ્રી તું સમગ્ર જગતને વિષે વ્યાપ્તમાન છે, તારાં હસ્તકમળને વિષે વિણા અને પુસ્તક તેં

ધારણ કરેલાં છે, તું સર્વદા અભયને આપવા વાળી છે. મુર્ખ માણસનો જડતારૂપી જે અંધકાર તેનો નાશ કરવાવાળી છે, તારા હસ્તકમળને વિશે સ્ફટિકમણીની માળા શોભી રહેલી છે, તું પદ્માસન કરીને બેઠેલી છે, હેવી ભગવતિ તું બુદ્ધિ આપવાવાળીછે તને હું વંદન કરૂંછું અને વિનંતી કરૂંછું કે આ શુભ પુસ્તકનો લાભ સર્વ કોઈ લે એવિ બુદ્ધી હમારા બાહ્યબંધુને પ્રેરક કરી મારા પુસ્તકનુ કાર્ય તું નિર્વિઘ્ને પારપાડ અને તેમ થાઓ તથાસ્તુ.



# स्वरोदयशास्त्र



સર્વ દેવતાના અધિષ્ઠાતા અને કૃપાસાગર જે સાક્ષાત મહાદેવ તેને પોતાની અર્ધાંગના પાર્વતી વિનંતિ કરેછે કે કૃપાસાગર મહેરબાની કરીને મને તત્વજ્ઞાન અથવા સ્વરોદયશાસ્ત્રનું યથાવિધિ વર્ણન સંભળાવો. હવે પાર્વતી મહાદેવને પૂછેછે.

શ્રી પાર્વતી પૂછેછે કે—હે ઈશ્વર આ બ્રહ્માંડ શી રીતે ઉત્પન્ન થયું અને તેનું બદલાવવું શી રીતે થાય છે, તથા તેનો લય શી રીતે છે. તેનો નિર્ણય મને કૃપાવંત થઇ કહો.

શ્રી માહદેવજી કહેછે—તત્વ થકી આ બ્રહ્માંડ ઉત્પન્ન થયું તત્વ થકી સ્થિતિ થાયછે. અને તે તત્વમાંજ લીન થાયછે. અને તત્વ થકીજ બ્રહ્માંડનો નિર્ણય છે.

શ્રી પાર્વતી પૂછેછે કે—તત્વ વાદી લોકોએ એવો નિશ્ચય કર્યો છે કે તત્વ છે તેજ પર્મ મૂળછે. એ કારણ થકી હું વિનંતિ કરૂ છઉ કે તત્વનું સ્વરૂપ કહેવું હોયછે. તે કૃપા કરીને બતાવો.

શ્રી મહાદેવજી કહેછે કે—પ્રથમ નિરંજન નિરાકાર એક દેવ જેને મહેશ્વર કહેછે. તેનાથી આકાશ ઉત્પન્ન થયું આકાશથી વાયુનો સંભવ થયો વાયુથી તેજ નીકળ્યું અને તેજથી પાણી થયું અને તે થકી પૃથ્વી થઇ. આ પ્રમાણે પાંચ તત્વે કરીને આ બ્રહ્માંડ રચાયું. અને આજ તત્વે કરીને ઉત્પતિ સ્થિતિ અને લય થાયછે. એટલુંજ નહીં પણ તેમાં જે તે રમેછે. હે સુંદરી પંચતત્વમય દેહ તેની માહેનાં જે પંચતત્વ જે સૂક્ષ્મ રૂપે રહેલાછે. તેની વાત યોગી લોકો જાણેછે. એ વાતને સારૂ આ શરીર માહેલો સ્વરોદય છે. તે હું તને કહુંછું. જે સ્વરોદય થકી ત્રિકાલજ્ઞાન પ્રાપ્ત થાયછે. આ જ્ઞાન તે ગુપ્તથી પણ અતિ ગુપ્ત છે. અને વળી સાર તથા ઉપકારનો પ્રકાશ છે. અને તે વળી જ્ઞાની લોકોનાં મસ્તકનો મણી છે. એવું એ ઉત્તમ જ્ઞાન છે. તે સૂક્ષ્મ થકી અતિ સૂક્ષ્મછે. વળી તે સુબોધ છે. સત્ય અનુભવછે આ જ્ઞાન કોહને બતાવવું જોઇએ તે કહુંછું. કે જે મનુષ્ય શાંત છે; (આ જ્ઞાનને નાસ્તિક લોકો આશ્ચર્ય

માનેછે; અને આસ્તિક લોકો તેને પ્રેમ પૂર્વક ખોળેછે.) સદાચારમાં શુદ્ધછે; ગુરૂ ભક્તછે; અને જેનું અંતઃકર્ણ તથા ચિતવૃતિ સ્વસ્થ છે: તથા જે માણસ બીજાનાં હિતમાં આશક્ત છે; (પરોપકારી) તથા કૃતજ્ઞ છે, તેનેજ આપવું યોગ્ય છે. જે દુષ્ટ, દુર્જન, કૃપણ, અસત્ય, વ. મિથ્યા વાદી છે; ગુરૂની સ્ત્રી સાથે ગમન કરવાની ઇ-ચ્છા રાખનાર, અને જેનું પરાક્રમહીણ થયું છે; અને જેનાં આ-ચરણ સારાં નથી તેને આ સ્વરજ્ઞાન આપવું નહીં એવુ શિષ્યનું લક્ષણ જોવું જોઇએ; એ જ્ઞાન હે દેવી, ઉત્તમ છે; એ હું તને કહું છું; તે સાંભળ્યા થકી સર્વજ્ઞપણું માણસ માત્રને પ્રાપ્ત થાય છે.

સ્વરે કરીનેજ વેદ થયાછે; સ્વરે કરીનેજ શાસ્ત્ર થયાંછે; અને સ્વરમાંજ ઉત્તમ ગાંધર્વ વિદ્યાછે. અને સ્વરમાંજ ત્રૈલોક્યનો વાસો છે અને સ્વરે તેજ આત્માનું સ્વરૂપ છે. સ્વરહીન જે દૈવજ્ઞ છે (જ્યોતિષી) તે કેવા કે જેવા માલીક વિનાનાં ઘરછે; તે પ્રમાણે તે લોકોછે. અને વળી શાસ્ત્ર જાણ્યા વગરનું મુખ તે કેવું કે જેવું માંથા વિનાનું ધડ તેની શોભા બરાબરછે. આ દેહને વિષે નાંડીનાં ચાલવા સુધી પ્રાણછે. (વૈદક મત પણ તેમજ બતાવેછે) તેવોજ તત્વભેદ જે સુષુમ્ના અને તત્વનો મિશ્રદેહ તેને જે જાણેછે તે જ્ઞાનને પામી મુક્તિ પાંમેછે હે એષ્ટમુખી સાકાર હોય વ. નિરાકાર હોય જે સુભ-વાયુ તેના બળને જાણવાને કિંચિત સ્વરજ્ઞાન કહેછે તે સાંભળ. બ્રહ્માંડથી તે પીંડસુધીની સ્થિતિ તે સ્વરમાંજ નીમાએલીછે. ત્યારે સૃષ્ટીનો ઉત્પન્ન અને સંહાર કરતો સ્વરજછે. તે સ્વર જે છે તે સા-ક્ષાત મહેશ્વરછે સ્વરે જ્ઞાન થકી બીજું ગુહ્ય સ્વર જ્ઞાન થકી બીજું ધન અને સ્વર જ્ઞાન થકી બીજો મિત્ર મેં જોયો નથી, તેમ સાંભળ્યો નથી. સ્વર બળમાંજ શત્રુનો ઘાત કરે; સ્વર બળથીજ મિત્રનો લાભ કરે; અને સ્વરે બળથીજ લક્ષ્મિ પ્રાપ્ત કરે; અને સ્વર બળથીજ કીર્તિ અને સુખ થાય. સ્વર બળથીજ સ્ત્રી મળે સ્વર બળથીજ રાજ્ય દર્શન થાય. સ્વર બળથીજ દેવતા સિદ્ધિ તથા રાજ્ય મળે સ્વર થકીજ દેશાટણ કરે છે. સ્વર બળથીજ ભોજન ભાવેછે તથા મળેછે. ઝાડો તથા પીશાબ સ્વર બળથીજ થાયછે સર્વ શાસ્ત્ર પુ-

રાણ સ્મૃતિ વેદાંત પૂર્વક જે સ્વર જ્ઞાન તે સ્વર જ્ઞાનથી બીજુ કાંઈ અધિક નથી. નામ રૂપાદિક સંપૂર્ણ મિથ્યા ભ્રમ વિભ્રમથી બધા મૂર્ખ છે તે મોહિત છે. જ્યાં લગી તત્વને જાણતા નથી, ત્યાં સુધી તેઓ સત મૂર્ખ જાણવા. આ સ્વરોદય શાસ્ત્ર સર્વ શાસ્ત્રમાં ઉત્તમછે અને આ દેહરૂપી ઘટને વિષે એક દીપક કલિકા માફક પ્રકાશિક સ્વરજ્ઞાન છે. આ સ્વરોદય જ્ઞાન જેનાં તેનાં માટે પ્રશ્ન હેતુથી કહેવાને મેં કહ્યું નથી. પરંતુ પોત પોતાનેજ જાણવા સારૂ કહુંછું. આ જ્ઞાન પ્રાપ્ત થવાથી; તિથિ, નક્ષત્ર, વાર, ગ્રહ, દેવતા, વીષ્ટી, વ્યતીપાત, વૈધૃતી, ઇત્યાદિક કુયોગ, વ. અન્યદોષો કદાપિ બાધ કરતાજ નથી. યુદ્ધમાં સ્વરબળ થકીજ યશ મળેછે. નાભિ સ્થાનથી તે કંઠની ઉપર સુધી અંકુરથીજ નિર્મિત બોતેર હજાર નાડી દેહમાં મૂકેલીછે, અને નાભીમાં રેહેવાવાળી (નાડી) * કુંડળી નામની શક્તિ સર્પ આકારે વસેછે. ત્યાં થકી દસ નાડી ઉપર જનારી છે. દસ નીચે જનારી છે. બે નાડી વાંકી જનારી છે. આ પ્રમાણે ચોવીસ નાડી થઇ, આ નાડીઓમાં પ્રધાન દસ નાડીઓછે. દસ નાડીઓ વાયુને પ્રવાહક કરવાવાળી છે. બે નાડીઓ તીરીયક (પાસાના) વાયુની અંદર યુક્તછે. ચક્રની માફક દેહેમાં આશ્રયમાંન થએલોછે અને તેમાં દસ નાડીછે તે શ્રેષ્ટછે. તે દસમાં ત્રણછે તે ઉત્તમછે. ૧ ઇડા ૨ પિંગળા ૩ સુષુમ્ના ૪ ગાંધારી ૫ હસ્તિ-જીવ્હા ૬ પૂષા ૭ યશસ્વિની ૮ અલંબુશા ૯ કુહૂ ૧૦ શંખિની.

આ પ્રમાણે દસ નાડીઓ મધે પહેલી ત્રણ ઉત્તમ ગણેલીછે. ઇડા ડાબી બાજુએ વસેછે. દક્ષિણે ( નાશીકે ) પિંગળા વસેછે સુષુમ્ના મધ્ય દેશમાં વસેછે. ગાંધારી-વામનેત્રમાં વસેછે. દક્ષિણ-નેત્રમાં હસ્તિજીવ્હાછે. પૂષા દક્ષિણકરણે વસેછે. યશસ્વિની વામકર્ણે વસેછે. અલંબુશા મોહોડામાં વસેછે. કુહૂ-લીંગદેશમાં સ્થાપિતછે. મુળસ્થાનમાં શંખિની વસેછે.-એ પ્રમાણે દસ નાડીઓ દસ દ્વારમાં આશ્રય-કરીને સ્થિત રહેછે. ૧ ઇડા ૨ પિંગળા અને ૩ સુષુમ્ના પ્રાણને રાખવાવાળી છે. આ પ્રમાણે દશ નાડીઓ દેહમાં વ્યવસ્થિત

* આ જાણવાને યોગી પુરૂષને ગુરૂ કરવા જોઇએ.

છે. હવે શરીરમાં વાયુ કેટલા છે તેનું બ્યાન નીચે પ્રમાણે છે.

૧ પ્રાણ. ૨ અપાન. ૩ બ્યાન. ૪ ઉદાન. ૫ સમાન. ૬ નાગ. ૭ કૂર્મ. ૮ ક્રીકલ. ૯ દેવદત્ત. ૧૦ ધનંજય.

---

૧ હૃદયમાં—પ્રાણ વસેછે.

૨ ગુદમંડળમાં—અપાન વસેછે.

૩ નાભીદેશમાં—સમાન વસે છે.

૪ કંઠ મધ્યે—ઉદાન વસેછે.

૫ શિરસ્થાને—બ્યાન વાયુ બ્યાપે છે.

ઉપર પ્રમાણે પાંચ વાયુ પ્રધાન અંગ છે.—

નાગ વીગેરે વાયુની સ્થિતિ નીચે પ્રમાણે વર્ણવું છું.

૬ ઉલટમાં—નાગ નામનો વાયુ વસેછે.

૭ ઉનમીલન (સંકોચન)—કૂર્મ નામનો વાયુ વસેછે.

૮ ક્ષુધામા—ક્રીકલ-વાયુ વસે છે.

૯ બગાસામાં—દેવદત્ત-વાયુ વસે છે.

૧૦ સર્વ બ્યાધીરૂપ-ધનંજય (તે મરીગયા પછી પણ રેહેછે.)-

આ સઘળા વાયુ આ સંપૂર્ણ નાડીઓમાં* જીવરૂપ થઇને દેહની માંહે ભ્રમણ કરેછે. તેના માટે પંડિત લોકોએ મુખ્યત્વે કરીને ૧ ઇડા. ૨ પિંગળા અને સુષુમ્ના એ ત્રણ નાડીથીપ્રત્યક્ષ પ્રાણસંચાર દેહનો લક્ષ કરવો જોઇએ.

ઇડા નાડી વામ ભાગે* રેહેલી છે. પિંગળા દક્ષિણે વસે છે સુષુમ્ના મધ્ય દેશમાં રેહેલી છે, ઇડા નાડીમાં ચંદ્રમા છે. પિંગળામાં સૂર્યછે. સુષુમ્ના શંભુરૂપથી છે. હંસ જેવી બોલીછે. હ-કારથી બાહાર નીકળવુ થાયછે સ-કારથી પ્રવેશ થાયછે. હ-કાર શિવરૂપછે. સ-કાર શક્તિરૂપ છે. તે ચંદ્ર વામ નાડીને વિષે રહેલો છે. દક્ષિણ નાડીનો પ્રવાહ શંકરરૂપથી સૂર્ય છે.—

---

* આ જોવાને નાશિકાના વચમાં જે બે સ્વાસ લેવાને કાંણાંછે. ને જે વડે સુગંધ વ-દુર્ગંધ પારખીએછીએ તેથી આ જોવાનુંછે. યોગી વ-ત્માની પાસે વીશેષ ઉપદેશ લેવો.—

સુષુમ્ના (મકર નાડી પણ કેહેછે) નાડીનાં ચરણ વખતે જેજે દાન વિદ્વાનો તરફથી થાય છે. તેનું ફળ કોટી કોટી ગણાયછે. મકર નાડીના સ્વાસને ઓળખનારને અતિઉત્તમ યોગી સમજવો અને જ્યારે આ નાડીને તે ઓળખી શકે ત્યારે જાણવું કે તે ચંદ્ર સૂર્યની નાડીને સંપૂર્ણ જાણેછેજ.

જીવ અને પ્રાણનો સંગમ થઈ બંને સ્થિરત્વ થાય ત્યારે તત્વનું ધ્યાન કરવું જોઇએ. તેથી ઇષ્ટસિદ્ધિ થઈ—મહા લાભ તથા યશ થાય છે. ચંદ્ર સૂર્ય નાડીના જાણનાર જ્યારે માણસ સંપૂર્ણ થાય છે. ત્યારે તેને ભૂત તથા ભવિષ્યનું જાણવાપણું સહસા સંપૂર્ણ પ્રાપ્ત થાય છે.—

નાડીનું ચાલવું જ્યારે હમેશ ડાબી બાજુએ રેહેછે ત્યારે મૃતરૂપ થઇને જગતનું ભક્ષણ કરેછે. જમણી બાજુએ જ્યારે નાડી ચાલેછે ત્યારે તે સદા જગતને ઉત્પન્ન કરેછે.

ઘરની બહાર નિસરતી વખતે જ્યારે ડાબી *નાડી ચાલે ત્યારે તે સુભ ફળને આપે છે અને ઘરમાં પ્રવેશ થતી વખતે જ્યારે જમણી નાડી ચાલે ત્યારે સુભ ફળ આપેછે સદા ચંદ્રછે તે સમછે. અને સૂર્ય છે તે સદા વિષમછે. ચંદ્રછે તે સ્ત્રીછે સૂર્યછે તે પુર્ષછે. ચંદ્ર ગૌર વર્ણછે. સૂર્ય શ્વેત છે. ચંદ્ર નાડીનાં પ્રવાહથી સૌમ્ય કામ કરવું જોઇએ સૂર્ય નાડીના પ્રવાહથી ક્રૂર કામ કરવા અને સુષુમ્ના નાડીના પ્રવાહમાં સિદ્ધિ મુક્તિ આદિક કામો કરવા પ્રથમ સુક્લપક્ષમાં ચંદ્ર ચાલેછે. અને કૃષ્ણપક્ષમાં સૂર્ય ચાલેછે. સુક્લપક્ષમાં ત્રણ દિવસ ચંદ્ર નાડીથી ઉઠવું અને પછી ત્રણ દિવસ સૂર્યથી ઉઠવું એમ અનુક્રમે કરવું અને કૃષ્ણપક્ષમાં પ્રથમ ત્રણ દિવસ સૂર્ય નાડીથી ઉઠવું અને પછી ત્રણ દિવસલાગટ ચંદ્રથી ઉઠવું એમ અનુક્રમે કરવું.

સુક્લપક્ષમાં દોહડ ઘડી શશિ (ચંદ્ર) રેહેછે અને પાછી દોહડ

---

*ડાબી નાડી એટલે ચંદ્ર નાડી વ-ઇડા. જમણી નાડી એટલે સૂર્ય નાડી વ-પિંગળા.

ઘડી રવી એમ અનુક્રમે ચાલેછે. અને કૃષ્ણપક્ષમાં દોહડ ઘડી પ્રથમ સૂર્ય અને પછી ચંદ્ર એમ રેહેછે.

ઉપલી દોહડ ઘડીનાં શ્વાસના બળે તેમાં કયું તત્વ ચાલે છે તે તત્વ જાણવું જોઇએ (એટલે–પ્રથ્વી–તેજ–જળ–વાયુ અને આકાસ) આ પ્રમાણે જાણવામાં ચૂક થએ જાણવું કે ફળ પણ વિશમછે.

સૂર્ય ઉદય વખતે ચંદ્ર નાડીનો પ્રવાહ જોઇએ. સૂર્યનાં અસ્ત વખતે સૂર્ય નાડીનો પ્રવાહ જોઇએ. આ પ્રમાણે સ્વાસને રોકવાને સારૂ પંડીતોએ અભ્યાસ રાખવો તેમાં ઊલટ થએ વિપરીત ફળ દાતા જાણવું.

રાત્રીનાં વખતે ચંદ્ર નાડી ચલાવવી. અને દિવસનાં વખતે સૂર્ય નાડી ચલાવવી. આ પ્રમાણે વર્તનારને પૂર્ણ યોગી સમજવો. એમાં કાંઇજ સંશય નથી.

સૂર્ય થકી સૂર્યને બાંધવો જોઇએ. અને ચંદ્ર થકી ચંદ્રને બાંધવો જોઇએ. (આ સત્જતી કેહેવાયછે) આ પ્રમાણે જે માણસ ક્રિયા આચરે છે. તે માણસ ત્રૈલોકને વશ ક્ષણમાં કરેજ.

૧ ગુરૂ ૨ શુક્ર ૩ બુધ ૪ ચંદ્ર ને દાહાડે વાંમ નાડી જો ચાલે તો સર્વ કાર્યમાં સિદ્ધિ ને આપેછે. અને તેમાં* સુક્લપક્ષમાં વીશેષ ફળ આપેછે.

• ૧ રવી ૨ મંગળ ૩ શની એ વારને દહાડે દક્ષિણ નાડી ચલણ થવી જોઇએ પરંતુ કૃષ્ણપક્ષ જો હોય તો અતિ ઉત્તમ છે. એક એક નાડીની પાંચ પાંચ ઘડી ક્રમથી ઉદય પામે છે. અને એજ ક્રમથી એક એક નાડીમાં તત્વનું આવવું થાય છે. આખી રાતની અંદર બાર નાડી ચાલેછે. તે બાર નાડીની માંહે ચંદ્ર છે. તે. ૨ વૃષભ. ૪ કર્ક ૬ કન્યા. ૮ વૃશ્ચિક. ૧૦ મકર. ૧૨ મીન. એ રાશીઓમાં બાર નાડીઓનું આવવું થાયછે.–૧ મેષ. ૩ મિથુન. ૫ સિંહ. ૭ તુલા. ૯ ધન. ૧૧ કુંભ. એ રાશિની માંહે સૂર્ય નાડીનો ઉદય જાણવો. તે થકી શુભ અને અશુભનો નિર્ણય જાણવો.

પૂર્વ અને ઉત્તરમાં જ્યારે ચંદ્ર રહેલો છે. અને સૂર્ય પશ્ચિમ દક્ષિણમાં છે. અને દક્ષિણ નાડી ચાલવા માંડી ત્યારે પશ્ચિમ અને દક્ષિણમાં ન જવું.—

પૂર્વ ઉતરમાં જ્યારે વાંમ નાડી ચાલવા માંડે ત્યારે તે દિશાએ ન જવું-અને એ બાબત અજ્ઞાનપણાને લીધે શાચ કર્યા વગર જાય તો ચોરભીતી પ્રાપ્ત થાય. એમાં સંદેહ નજાણવો સુકલપક્ષની બીજે ચંદ્ર વેહેછે, તારે માણસને લાભ મળેછે. કેમકે સૌમ્યતિથિએ સૌમ્યજ થવું જોઇએ.—

દિવસને રાત્રી ગઈ હોય તોપણ સૂર્યોદયમાં સૂર્ય હોય, અને ચંદ્રોદયમાં ચંદ્ર હોય ત્યારે સર્વ કાર્યની સિદ્ધિજ થાય છે.—

ચંદ્રકાળમાં સૂર્ય હોય અને સૂર્યકાળમાં ચંદ્ર હોય ત્યારે માણસને ઉદ્વેગ કલહ-ને હાની થાયછે. તે દિવસે શુભ કામ કરવું ન જોઇએ.—

ઉપલા ક્રમથી જો નાડીનો વખત અને તિથિમાં જેમ ચાલવાનું બતાવ્યું છે. તેમ જ્યારે ન્યુનપણું હમેશ કાયમ રહે તો તેનું ફળ નીચે પ્રમાણે છે.

પેહેલે દિવશે માણસને ઉદ્વેગ થાય છે. બીજે દિવશે ધનની હાંની થાય છે. ત્રીજે દિવશે જવું થાય છે. ચોથે દિવશે ઇષ્ટ નાશ થાયછે. પાંચમે દિવશે રાજ્યદરબારનો નાશ થાયછે. છઠે દિવશે સર્વ અર્થનો નાશ થાયછે. સાતમે દિવસે વ્યાધી દુઃખ થાય છે. અને આઠમે દિવસે મૃત્યુ નિષ્પન્ન જરૂર થાય છે. આ પ્રમાણે થતાં જો કાંઈ ન્યુનાધિક ઉપજે તો ફળ બદલાઈ જાય છે.

સવાર ને બપોર જો ચંદ્રસ્વર છે. અને સાંજે સૂર્ય છે. ત્યારે તે દિવશે જય તથા લાભ થાય છે. અને એથી ઉલટુ હોય તો દુઃખ મળે છે.

ડાબી અને જમણી બાજુએ જ્યારે સૂર્ય તત્વમાં નાડીનો પ્રવાહ ચાલે તે વખતે જાણવું કે યાત્રા કરવાનો યોગ આવ્યો છે. અને તે કાર્ય નિર્વિઘ્ને સફળ થાય છે.

ચંદ્ર સમાન કરવો જોઇએ. અને સૂર્ય સદા વિષમ કરવો જોઇએ તેનાં નીચે બતાવ્યા પ્રમાણે પૂર્ણપાદથી જાય તો યાત્રા પૂર્ણ રીતે થાય છે.

ચંદ્ર ચાલતો હોય ત્યારે ઘરમાંથી બાહાર નિકળતી વખતે ચાર

ડગલાં ડાબા પગનાં પ્રથમ મૂકી ચાલવું—અને સૂર્ય ચાલતો હોય તો જમણી બાજુનાં પગનાં પાંચ પગલાં પ્રથમ ભૂમી ઉપર મૂકી ચાલવું.—આથી માણસને વિઘ્ન થતું નથી.

જે અંગમાં વાયુ ચલન કરેછે. તે અંગે કરસ્થળ રહેલો છે, તે કરસ્થળ સુતી ઉઠતી વખતે મુખને સ્પર્ષ કરા છેથી તે દિવસે દિવસ આણંદમાં જાય છે.

ઘરથી નિકળતી વખતે બીજા માણસે જે આપ્યું તે ગ્રહણ કરવું જોઇએ. અને જે અંગમાં નાડી વેહે છે તેજ હાથે ગ્રહણ કરવું જોઇએ—આ પ્રમાણે થવાથી માણસને ગમન કરતાં પગમાં કાંટા નથી ખુચતાં–કલહ નથી થતો. સુખથી માણસ ઉપદ્રવ રેહીત ફરેછે.

૧ ગુરૂ. ૨ ભાઈ. ૩ રાજા. ૪ માન્યકરમાણસ અને બીજા શુભદાઈ પદાર્થો જે અંગમાં નાડી ચાલતી હોય તે અંગ તરફ તેને રાખી પૂર્ણ કરવાથી કાર્ય સિદ્ધ થાય છે.

શત્રુ ચોર અને નિચજાત તેમજ દુઃશ્ચિન્હ ચીજો તેને૪-૯-૧૪ ને રોજ સાધ્ય કરવા કોશીસ વામનાડીથી કરવી.

જે દેશમાં અન્ન મળતું નથી અને જે દેશમાં બીતી ઘણીજ છે. તે દેશમાં પ્રવેશ–સૂર્યનાડીથી કરવો જેથી સુખ મળે છે.

જે મનુસ્ય પોતાનાં મનમાં લાભ મેળવવા સબંધી તથા યુદ્ધમાં ફતેહ મેળવવા ધારેછે. તેણે સૂર્યનાડીનો પ્રવાહ સૂર્યતત્વથી પૂર્ણ કરી જવું એટલે ફતેહ મંદીને પામે છે.

સ્વરને સૂન્ય કરવાથી વન્ધ્યએલો હોય તો તે વિષે કાંઈ કામ થતું નથી. એટલે નાડી બરાબર જે પોતાનાં નીમેલ તત્વ પ્રમાણે નીમેલ વખતે ચાલતી નથી તેને સૂન્ય પ્રવાહ સમજવો.

વેહેવારમાં, ખળ લોકોના ઉચ્ચારમાં, વિદ્યાભ્યાસમાં ચોર લોકોથી બચવામાં પૂર્ણ નાડીમાં આરંભ વ. પ્રિતિ કરવાથી જયદાતા થઈ પડે છે. મનમાં જે કાંઈ કામ ધારવું તે ચંદ્રનાડીમાં ધારવું ત્યારે તેની ફળશ્રુતી મળેછે. અને કાર્યનાં હેતુને સારૂ પ્રવેશ સૂર્ય નાડીમાં કરવાથી હેતુનું ફળ પ્રશસ્ત મળે છે.

ચંદ્ર સ્વાસમાં દુશ્મનની નાસ્તી થાય છે. સૂર્ય-સ્વાસમાં સ્ત્રી વશ થાય છે. સુષુમ્નામાં મોક્ષ પ્રાપ્ત થાયછે. એક દેવની એ પ્રમાણે સ્થિતિ છે.—

અયોગ્ય કાળે —નાડીની યોગ્યતા કરવી. અને યોગ્યતામાં અયોગ્યતા કરવી. કાળના રોધને સારૂ જીવના ફળને સારૂ એ મુજબ ચલણ કરવું.

શુભ અને અશુભ કાર્ય માણસ જ્યારે કર્યા જાય ત્યારે કાર્યનાં અનુરોધ થકી નાડીને ચાલન આપવું એટલે જેવું જેવું કામ વ. કાર્ય કરવું તે પ્રમાણે નાડીને ચલણ આપવું સ્થિર કર્મમાં, અલંકાર પેહેરવામાં, અંતઃકરણના વિચારમાં, આશ્રમ માંડવામાં, માલ ખરીદવામાં, વસ્તુ સંગ્રહમાં, વાવ ખોદાવવામાં, કુવો ખોદાવવામાં, સ્થંભના સ્થાપનમાં, યાત્રામાં, દાનમાં, વિવાહમાં, શાંતીકર્મમાં, પૌષ્ટિક કામમાં, દીવ્ય ઓશધીમાં, રસાઅણ ખાવામાં, પોતાના સ્વામીનાં દરશણમાં, મિત્ર લાભમાં, વેપારમાં, અને અન્ન સંગ્રહ કરવામાં, ઘરપ્રવેશમાં, ખેતી ખેડવામાં, અનાજ કાપવામાં અને શુભ કાર્યમાં હમેશ ચંદ્રનાડી પ્રધાન તેના ચંદ્ર તત્વ સાથે જોઇ કરવું.

વિદ્યા શરૂઆત કરવામાં, મિત્રોનાં દર્સનમાં, જળની ક્રીડા કરવામાં, ધર્મ કરવામાં, દીક્ષા લેવામાં, મંત્ર સાંધનમાં, કાળને જાણવામાં ( ત્રિકાલજ્ઞાન ) પ્રશુતી કાળમાં, ચતુઃપ્પાદને ઘરમાં લાવવામાં, કાળ વ્યાધીમાં, ઓકશામાં, સ્વામી સંબંધમાં, હાથી વ. ઘોડા ઉપર બેસવામાં, ધનુઃષ્યને ગ્રહણ કરવામાં, ગજ અને અશ્વને બંધનમાં રાખવામાં, પરોપકાર કરવામાં, દ્રવ્યની થમણી એકઠી કરવામાં, ખજાનામાં દ્રવ્યસ્થાપન કરવામાં, ગીત વાદ આદી નૃત્ય કરવામાં, ગીત શાસ્ત્રનાં વિચારમાં, પૂર અને ગ્રામનાં પ્રવેશમાં, ટીલક અને છત્ર ધારણમાં, પીડનાં શોકમાં, ખેદમાં, સ્વરીત મૂર્છામાં, સ્વજન સ્વામી સંબંધમાં, ધાન્ય અને લાકડા સંગરવામાં, સ્ત્રીના દાંત રંગવામાં, અને રેખ લગાડવામાં, વ્રષ્ટીના વરશવામાં, ગુરૂપુજામાં, વીષને શોધવામાં, હે પ્રીય પાર્વતી આટલુ ઈડાનાડીનાં પ્રવાહ વખતે થાય તો સિદ્ધિદાયક તથા લાંબી મુદત ટકેછે આ નાડી ચંદ્રની ચાલણ

થતી વખતે અંદર જોવું જોઇએ કે વાયુ તત્વ અને આવકાશ તત્વ ચાલતુંનો નથી થતોઅને તે થતો હોય તો તેને ત્યાગવો જોઇએ.

દિવસ અને રાત્રીની માંહે જેટલાં કાર્ય આવેલા હોય તે બધા ચંદ્ર નાડીના પ્રવાહથી શુભફળ આપેછે. હવે પિંગળા એટલે સૂર્ય નાડીના વિષે બ્યાન કરૂંછું. કઠીણ અને ક્રૂર વિદ્યા ભણવામાં, અને ભણાવવામાં, સ્ત્રી સંગમાં, વેશીયા ગમનમાં, નૌકામાં બેસવામાં, ભ્રષ્ટ કાર્યમાં, સુરાપાન કરવામાં, યંત્ર મંત્રાદિક ઉપાસનામાં, વિકુળ વંશમાં, વરીને ઝેર આપવામાં, શાસ્ત્રનાં અભ્યાસમાં, પશુને શોકારથી વધ કરવામાં, અને વળી-ઇંટ પાશાણ કાષ્ટ કાપવામાં રત્ન વીગરે પદાર્થ ઘસવામાં તથા તેના કટકા કરવામાં યંત્ર તંત્રના અભ્યાસમાં ભુલવામાં, કઠીણ પર્વતો ઊપર ચઢવામાં જુગાર રમવામાં, હાથી ઘોડાના રથ ઉપર બેસવામાં. કસરતમાં, મારણમાં, ઘાતમાં, પટ્ *કર્મનાં સાધનમાં, વૈતાળ, વીશ, ભૂત એટલાઓને સાધ્ય કરવામાં ગધેડા, ઊંટ, પાડો, ગજ, અશ્વ, અને હેવાજ બીજા ઉચિષ્ટ સ્થાનો ઉપર બેસવામાં, તથા નદીના ઓઘને કાપીને તરવામાં, ઔષધ તૈઆર કરવામાં, લિપિ લેખન ક્રિયામાં; મારણમાં; મોહનમાં; સ્થંભનમાં; શત્રુ ઉચાટણ તથા તેને વશ કરવામાં, પ્રેરણામાં અને આકર્શણમાં મન દુખાવવામાં દાનમાં, લેવાદેવામાં ભોજનકમાં સ્નાન કરવામાં અને સઘળા ક્રૂર વેહેવારમાં રવી શુભ ગણેલછે.

કાચો ભુએ જમવુ થાય વ. સ્ત્રીને વશ•કરવામાં અને બીછાના ઉપર સુવામા સૂર્ય નાડી પ્રશસ્ત છે.

જેટલાચર, ક્રૂરકર્મ, તેવા•કામો સૂર્યનાડીના પ્રવાહ વખતે કરવાજ તે સિદ્ધ થાયછેએમાં સંદેહ નથી.

સુષુમ્નાનાડી—ક્ષણમાં વામ અને ક્ષણમાં દક્ષિણ વાયુ જ્યારે વેહે ત્યારે જાણવું કે હવે સુષુમ્નાનાડી વેહેવા લાગી અને એ સુષુ-

---

*પટ્કર્મ—૧ અધ્યયન. ૨ અધ્યાપન. ૩ યજન. ૪ યાજન. ૫ દાન. ૬ પ્રતિગ્રહ.

અર્થ;—૧ ભણવું. ૨ ભણાવવું. ૩ યગ્ન કરવો. ૪ યગ્ન કરાવવો. ૫ આપવું. ૬ લેવું. આ ષડ કર્મનો અધીકાર માત્ર બ્રાહ્મણનેજછે.

આનાડી સર્વ માઇક કાર્યની નાશ કરવાવાળી ગણેલી છે.

નાડીનો પ્રવાહ પોતાનો ઉપર પ્રમાણે જે નિયમ બતાવે છે તેને ઉલંઘન કરીને જ્યારે ચાલન થાય તે વખતે તેમજ સુષુમ્નાનો પ્રવાહ થાય તે વખતે સર્વ કાર્ય ઊંચા મૂકી કેવળ જગદીશ્વરનું સ્મર્ણ કરવું. આવી વખતે જય અજય જીવંત તથા મૃત્યુનાં પ્રશ્ન વિષે તેમજ લાભ અલાભ વિષે કાંઇ પણ ધારવું નહીં.

સંપૂ તત્વ વખત વેહેનારી જે સુષુમ્ના તેની માંહે વારંવાર આપ વ. વર આપે તો તે વર ફળીભૂત થાય પછી આશિર્વાદ આપે તો તે ફળે અને આપ આપે તો તે ફળેછે.

નાડીઓના મેલાપ કાળમાં તત્વના મેલાપ વખતે વ. તેના બદલાવવા વખતે કાંઈ પણ કામ ન કરતાં સુન્યકાર બેસવું દાન પુન્ય કાંઇજ કરવું નહીં.

વિષમ વાયુના ઉદયમાં. યાત્રાનો મનથી પણ વિચાર કરવો ન જોઇએ તેમાં યાત્રા કરે તો હાની મૃત્યુ અને કલેશ થાય એમાં સંશય નથી.

આદી રહીત નિરાકાર નીરાકુલ જે વિષમ નાડી તેની શુદ્ધિ સારૂ તેનો લય સૂક્ષ્મ દેહથી કરવાની કોશીસ કરવાને જે પ્રવૃત થવું એનુજ નામ સંધ્યા સંધી કહેલી છે.

સંધ્યા અમસ્યુ નાક પકડવું એને કહેલી નથી. પણ અતિ સૂક્ષ્મ પ્રાણ જ્યારે પોતાની સંધી વખતે એક બીજા તત્વમાં ગમન કરે તેનેજ સંધ્યાસંધી કહેલી છે.

વેદોને વેદ નથી કહ્યા વેદછે તે વેદ નથી. પરંતું જે વેદથી પરમાત્માનું જ્ઞાન અને ભાન થાય છે તેનેજ વેદ કહેછે—ઇતિ નાડીભેદ સંપૂર્ણ.

# अथ तत्व निर्णय.

શ્રી પાર્વતી પૂછેછે.—હે દેવોના દેવ હે સર્વ સંસાર તારક તમારા હૃદયમાં જે સ્થિત તત્વ રહસ્ય તેનુ કૃપા કરીને મને ભાન કરો.

ઇશ્વરોવાચ:—સ્વરજ્ઞાન રહસ્ય શીવાએ બીજુ કીંમોત ઇષ્ટ

દૈવત નથી. સ્વરજ્ઞાનમાં જે લીન તેજ યોગીમાં મોટો યોગી કેહેવાય છે.

આ સૃષ્ટી પંચ તત્વથી નિમાએલીછે. તે કારણથી તત્વમાં તત્વ લીન થાયછે. તેના નામ ૧ પંચતત્વ. ૨ પરતત્વ. ૩ તત્વાતીત. ૪ નીરંજન. ૫ તત્વ.*

આ તત્વનાં નામ જાણવા આ વાત શુદ્ધ યોગીઓએ શોધીથી કાહાડેલી છે. અને આજ કારણથી માણસનાં અષ્ટચોહ્ય સ્વરોત્તમ લોકો જાણેછે.

૧ પૃથ્વી. ૨ આપ. ૩ તેજ. ૪ વાયુ. ૫ આકાશ આ પંચ ભૂતાત્મક સંપૂર્ણ જગત જે જાણેછે તેજ માણસ પુજનીક છે.

સંપૂર્ણ લોકોનાં જીવોનાં દેહ ભિન્ન તત્વ થકી થએલા નથી. પરંતુ નાડીના ભેદથી પ્રથક પ્રથક છે. હે સુંદરી હું કહુ તે સાંભળ. વાંમમાં વ. દક્ષણમાં ઉદય પાંચ નાડી કહેલી છે. અને અષ્ટપ્રકારેનાં તત્વ કહેલા છે.

૧ પ્રથમમાં તત્વ સંખ્યા કહેલીછે. ૨ બીજામાં શ્વાસ સંધી. ૩ ત્રીજામાં શ્વાસ ચોન્હ. ૪ ચોથામાં શ્વાસ સ્થાન. ૫ પાંચમામાં વર્ણ. ૬ છઠામાં પ્રાણ. ૭ સાતમામાં સ્વાદ સંયુક્ત. ૮ આઠમામાં ગતી લક્ષણ.

આ પ્રકારથી અષ્ટવીધ પ્રાણછે તે ચરાચરમાં વ્યાપેલોછે. હે કમળ પત્રાક્ષી હે દેવી સ્વરથી બીજું અદ્યથા કાંઇએ નથી.

પુરૂષ માત્રે વાહાણે વાએથી ઉઠી યત્ન કરી જોવું જોઇએ કે કાળને ઠગવાને અર્થે યોગી લોકો કર્મ કરે છે તે કેહેવી રીતે કરેછે.

૧ કાન. ૨ અંગુઠો. ૩ મધ્ય આંગળી. ૪ નાંકના બે છેદ. ૫ હાથની છેલી આંગળી (જેને કનિષ્ટિકા કેહેછે) જે આંખનો અંત (દ્રીગંદ) આ અંગમાં પૃથ્વી આદી તત્વક્રમથી જોવા અને વળી પીત શ્વેત લાલ કાળુ એવાં બીંદુથી નિરૂપાધીક જ્ઞાન થાય છે.

---

*આ બાબત યોગી લોકો વ. હમેશ ચાલન કરનાર જાકોથી રૂબરૂ જઈ સ્તુતિપૂર્વક જ્ઞાન મેળવવાને અરજ કરવી.

| | | | |
|---|---|---|---|
| ૧ કાન. | ૨ અંગુઠો. | ૩ મધ્ય આંગળી. | ૪ નાકનાં બે છેદ. |
| પૃથ્વી. | આપ. | તેજ. | વાયુ. |
| ૫ મોંઢાનો વકાશ. | ૬ છેલી આંગળી. | ૭ દ્રીગંદ. | |
| આકાશ. | ચંદ્રતત્વ. | તેજતત્વ. | |

આ વસ્તુ જોવાને તથા સમજવાને સારૂ દર્પણમાં શ્વાસ નાંખી જોવાથી તેના આકાર કાચ ઉપર પડવાથી તત્વનું ભાન થાય છે.

ચાર કોણ, અર્ધચંદ્ર, ત્રિકોણ, અષ્ટકોણ, બીંદુઓથી આકાશ જાણવું. આ આકાર જાણવાથી લક્ષણા થાય છે.

વચમાં પૃથ્વી, નીચે આપ, આ પ્રમાણે થવા વાળો અનળ વાયુ જાણવો. ઉર્ધ્વ જારે વહેછે અને તીર્યક વાયુનો પ્રવાહ જ્યારે ચાલેછે ત્યારે આકાશ તત્વ જાણવું.

શ્વેતરૂપથી જળ જાણવું. પીતથી પૃથ્વી જાણવી. રક્તવર્ણથી અગ્નિ જાણવી. ભુરાવર્ણથી આકાશ જાણવું* લીલાથી વાયુ વર્ણ જાણવું.

[1] સ્કંધમાં—વન્હી છે. નાભી દેશે—પ્રભજનછે—જાંગોમાં પૃથ્વી છે. પાદમાં જળ છે. મસ્તકમાં મહદાકાશછે.

ઘણો મોટો, મધુર સ્વાદ, કસાએલુ જે જળ અને તીક્ષ્ન એ તેજનું રૂપછે.

નાકના શ્વાસથી જોવાના હવે લક્ષણ તે આ પ્રમાણે.

અનળ નામનો વાયુ આઠ આંગળ વહેછે માહેંદ્ર નામનો વાયુ ૪ આંગળ વહેછે. અરૂણ નામનો વાયુ ૧૬ આંગળ વહેછે.

પૃથ્વીતત્વ વધે ત્યારે સ્થિર કામ કરવું જોઇએ. જળતત્વ વધે ત્યારે ચર કામ કરવું જોઇએ, તેજતત્વમાં સમ કામ કરવું જોઇએ. વાયુતત્વ વધે તારે મારણને ઉચ્ચાટણ કરવુ જોઇએ, આકાશ તત્વ વધે ત્યારે કાંઇ ન કરતાં યોગ સેવા કરવી. બધા કરતા આકાશ તત્વ વધે તારે કાંઈ કામ ન કરતાં શુન્ય બેસવું એમાં સંદેહ નથી.

પીતરંગનો વાયુ હળવે હળવે વહેતો મધ્યમાં વધીને [1] હનુની

---

નિરૂપાધીક એટલે સ્વચ્છ.

* આ બધુ યોગી લોકો મનમાં ઠસાવશે.

૧ સ્કંધ એટલે ખાંધ. ૧ હનું હડપચી.

પાસે આવીને ગુરૂદેવની થાયછે. અને તે કીંચીત ગરમ થાયછે. એવા વાયુ તેનું નામ પાર્થિવ વાયુ કેહેવાય છે; તે સ્થિર કાર્ય સારી પેઠે કરી શકે છે.

હેઠળનો વેહેવાવાળો જે મોટો વાયુ તે ઘણીજ ત્વરા થકી ચાલેછે. ને વળી શીતળ, ને શ્વેત, અને બાર આંગળ ચાલવા જેટલું જેનું જોરછે, એવા વાયુ, તેને જળતત્વ વાયુ જાણવો. તે શુભ કર્મનો કરવા વાળોછે.

જેનું ચલન ચક્ર ફરેછે અને અતી ઉષ્ણછે ને વળી સુવર્ણ જેવો જેનો આભાસછે ને ચાર આંગળ જેનું જોરછે અને જેનું વેહેવું ઉંચુંછે તે ક્રુર કર્મ કરવાવાળો તેજવાયુ જાણવો.

કાંઈ ઉષ્ણતા અને કાંઈક શીતતા જેનો વર્ણ કૃષ્ણ છે આડુ જેનું ગમનછે તે છ આંગળનો વાયુ વપન નામનો છે. તે ચાર કામમાં સીદ્ધ ગણેલો છે.

જે વાયુ સમરસછે અને વળી સર્વ તત્વ અને ગુણનો ધારણ કરનારછે. તે વાયુને અવ્રર નામક જાણવો યોગીઓને તેજવાયુ યોગનો આપનારછે, પીત, ચતુષ્કોણ, મધુર, મધ્ય આશ્રીત ભોગ દેમ, (ભોગને આપવાવાળુ) એવું પાર્થિવ તત્વ કેહેવાય છે તે પ્રવાહમાં ૧૨ આંગળ છે.

શ્વેત થઈને ગોળાકાર, સ્વાદમાં કસાએલું, મદથી ભરેલું અને વળી લાભ આપવાવાળું, તેને વરૂણતત્વ કેહેછે. તે પ્રવાહમાં ૧૬ આંગળ છે.

લાલ ત્રિકોણ તીક્ષ્ન થઈને ઉપર જનાર, ને વળી જેમાં પ્રકાશનો આભાસ છે; તે તેજસ તત્વ કેહેવાય છે તે પ્રવાહમા ૪ આંગળછે.

ચંદ્રમાની અંદર જેમ લીલો આભાસ દેખાય છે તેવો જેનો આભાસછે, ને વળી દેડકાની માફક જેનું કુદવું થઈ તીરીયક્ ગમન કરનારછે. અને કાંઈક ચપળતા રેહેલીછે તે મરૂતતત્વ વાળુ કેહેવાયછે તે પ્રવાહમાં ૮ આંગળ સ્મર્ણ કરેલો છે.

અક્ષરનું કરવાવાળું. અને વળી જેમાં સ્વાદીક ગતીછે તેમ-

જ અવ્યક્તછે. તેમજ તે સર્વગામી તથા મોક્ષનું આપવાવાળું એવું નભસ્તત્વછે. ( આકાશ તત્વ. ) તે સર્વ કાર્યમાં નિષ્ફળ છે.

પૃથ્વિ અને જળ આશ્રીત જે તત્વછે, તે શુભછે. અને ફળનાં હેતુ સારૂ પૃથ્વિ અને તેજ તત્વ યુક્ત હોય તો તે અશુભ ગણેલોછે.

પૂર્વ અને પશ્ચિમને છોડીને જે પૃથ્વિતત્વ, ને તેજતત્વ, દક્ષ- ણમાં પ્રવાહક થતો હોય તો અને વાયુતત્વ, ઉત્તરદિશાએ હોય, અને મધ્ય કોણમાં આકાશ તત્વ હોય, અને પૃથ્વિ અને જળતત્વ ચંદ્ર નાડી થઈ જાય, સૂર્યનાંડી, અગ્નીતત્વ હોય, તો આટલા પ્રકારનાં યોગ સર્વ કાર્યમાં સિદ્ધી જાણવા.

દિવસને સમે પૃથ્વિતત્વનો શ્વાસ, ઉત્તમ ગણેલોછે, અને રા- ત્રીને વીષે, જળતત્વ લાભકારક છે; જો પૃથ્વિ તત્વની સાથે અ- ગ્નીતત્વ ચાલે તો મૃત્યુ નીપજે, અને પૃથ્વિ સાથે વાયુ ચાલે તો ક્ષિતી જાણવી. આમાં આકાશતત્વ હોય તો ઉત્તમ નથી. લાભ, યશ, ખેતીમાં, ધન પેદા કરવામાં, મંત્ર સાધવામાં, યુદ્ધ કરવામાં, જવા આવવામાં, જીવવાને સારૂ યત્ન કરવામાં તેવે પ્રસંગે જળતત્વ સાથે પૃથ્વિતત્વ સારા ગણેલાછે. તેમજ કેવળ વાયુતત્વ પણ ઉત્તમ ગણેલો છે. પરંતુ એકલો આકાશતત્વ, વ. એકલો જળતત્વ, એમાં હાની તથા મૃત્યુ છે. જ્યારે પૃથ્વિતત્વ ચાલે ત્યારે મુળ ચિંતા જા- ણવી. જળ અને વાયુતત્વ એકઠા થઈ ચાલે જીવ ચિંતા જાણવી. અને જ્યારે તેજતત્વ ચાલે ત્યારે ધાતુ ચિંતા જાણવી, અને આ કાશતત્વ ચાલે ત્યારે કોઈ પ્રકારની ચિંતા નથી. શુન્ય તત્વમાં કાંઈજ નથી.

પૃથ્વિતત્વમાં બહુ વાયુ ચાલે છે, જળમાં દ્વિપાદ વાયુ ચાલે છે. તેજમાં ચાર પાદવાયુ ચાલે છે, અને આકાશમાં વાયુ નથી.

[1]મંગળ વન્હી રૂપ છે, [2]રવિ પૃથ્વિ રૂપ છે, [3]શનિશ્ચર વાયુ સ્વરૂપ છે, [4]ચંદ્રમા જળ રૂપ છે, [5]બુધ પૃથ્વિ રૂપ છે, [6]ગુરૂ શ્વેત વાયુ રૂપ છે, [7]શુક્ર જળ રૂપ છે. પૃથ્વિમાં મુળનું જ્ઞાન થાય છે, ( એટલે જડ વસ્તુનું ) જીવનું જ્ઞાન, જળતત્વમાં થાય છે, અગ્નિ તત્વમાં ધાતુનું જ્ઞાન થાય છે, આકાશમાં શુન્ય જણાય છે.

[1]તુષ્ટી, [2]પુષ્ટી, [3]રતી, [4]ક્રીડા, [5]જય, [6]હાસ્ય. આ પૃથ્વિ તથા જળતત્વમાં થાય છે, તેજ મિશ્ર વાયુ જ્યારે વહે છે ત્યારે જ્વર અને કંપારી મનુષ્યને ઉપજેછે જેની આવરદા પુરી થાય છે અને મૃત્યુ સમીપ આવે ત્યારે એમ જાણવું કે આકાશ તત્વની સાથે ચંદ્ર નાંડીનો પ્રવાહ ચાલવો જોઇએ. આવી રીતે બાર અવસ્થા સ્વરશાસ્ત્ર જાણનાર પંડિતે જાણવી જોઇએ.

[1]પૂર્વ (પૃથ્વિ), [2]પશ્ચિમ (જળ), [3]દક્ષણ (તેજ), [4]ઉત્તર (વાયુ) એની માંહે યથાક્રમે પૃથ્વિ આદી ભૂત બળીષ્ટ જાણવા જોઇએ. હેવરાનને [1] પૃથ્વિ, [2] આપ, [3] તેજ, [4] વાયુ, [5] આકાશ, આ પંચતત્વથકી દેહ જાણવો.

[1]હાડ, [2]માંઉસ. [3]ત્વચા, [4]નાડી, [5]રોમ આ પાંચ પૃથ્વિતત્વ છે. આ જાણવાને બ્રહ્મજ્ઞાની વધારે ઊમેદવાર છે.

[1] શુક્ર (વીર્ય), [2] લોહી, [3] મજા (લોંદો), [4] મૂત્ર, [5] લાળ. આ પંચથી આપતત્વ નીરમીતછે. આ બ્રહ્મજ્ઞાનીને જાણવાનું કહેલુંછે.

( આ વીસ વર્ષમાં જોવાનું મુખ્ય છે ).

---

[1]ક્ષુધા, [2]તૃષા, [3]નિંદ્રા, [4] કાંતી, [5] આળસ. આ તેજનાં પાંચ ગુણ છે, ( આ જોવું જુવાનીમાં છે ).

[1] દોડવું, [2] ચાલવું, [3] સુગંધ લેવી, [4] અંચવું, [5] ખોળવું. આ વાયુતત્વનાં પાંચ ગુણછે. (આ ચેષ્ટા બાલ્યાવસ્થામાં ઉપજેછે.)

[1]રાગ, [2]દ્વેષ, [3] લજ્યા, [4] ભય. [5]મોહ; આ પાંચ આકાશના ગુણ જાણવા. (આ વાત માણસને ત્રીશ વય ઉપરાંત ઉમર થાય છે ત્યારે ધીમે ધીમે પ્રાપ્ત થાયછે.

૫૦ ધણી પૃથ્વિ, ૪૦ ધાણું જળ, ૩૦ ધાણું તેજ, ૨૦ ધણો વાયુ, ૧૦ ધાણું આકાશ, આ પ્રમાણે એક પ્રમાણ તત્વ ચાલન વીષે બતાવ્યા છે.

પૃથ્વિનો ભાગ વધે તારે લાભની અપેક્ષા થાયછે અને તેમાં લાભ મળેછેજ પણ તેમાં જરા સ્થિરતા રહેછે. વાયુનાં વધવાથી સ્વલ્પ લાભ મળે છે. અને અગ્ની તત્વનાં વધવાથી કાર્ય નષ્ટ થઇ જાયછે.

પૃથ્વિનાં પાંચ ગુણછે; જળના ચાર ગુણ છે. તેજનાં ત્રણ ગુણ, વાયુના બે ગુણ અને આકાશનો એક ગુણ છે. અને તેથી તત્વજ્ઞાન સંપૂર્ણ થાયછે.

જરાપીળી, લાલ, ફાટેલી ( valley ) ભિન્ન નમ્ર એવી જે પૃથ્વિ, તે સંપૂર્ણ કાર્યમાં સાદ્રશ્ય ફળ આપેછે.

નીચેના નક્ષત્ર કયા તત્વનાંછે, તે દર્શાવ્યુ છે.—

[૧]ધનિષ્ટા, *[૨]રોહિણી, [૩]જ્યેષ્ટા, [૪]અનુરાધા, [૫]શ્રવણ, *[૬]અભિજિત્, [૭]ઉત્તરાષાઢા, એ નક્ષત્ર મધ્યે પૃથ્વિતત્વ વિચારવાનું લક્ષમાં રાખવાથી કાર્ય સિદ્ધ થાય છે.

[૮]પૂર્વાષાઢા, [૯]આશ્લેષા, [૧૦]મૂળ, [૧૧]આર્દ્રા, *[૧૨]રેવતિ, [૧૩]ઉત્તરાભાદ્રપદા, હે પ્રીય એ આપનાં નક્ષત્ર છે.

[૧૪]ભરણી, [૧૫]કૃત્તિકા, [૧૬]પુષ્ય, [૧૭]મઘા, [૧૮]પૂર્વાફાલ્ગુની, [૧૯]પૂર્વાભાદ્રપદા, [૨૦]સ્વાતી, હે પ્રીય આ નક્ષત્ર તેજનાં છે.

[૨૧]વિશાખા, [૨૨]ઉત્રાફાલ્ગુની, [૨૩]હસ્ત, [૨૪]ચિત્રા, [૨૫]પુનર્વસુ, [૨૬]અશ્વિની, [૨૭]મૃગ આ વાયુતત્વનાં નક્ષત્ર કહેવાય છે.

જે નાંડી, જે વેળા જે તત્વની વહેછે તે વેળા, શુભાશુભ પુછે તો તેવીજ તાત્કાલિક સિદ્ધી મળે છે, એમાં સંદેહ નથી.

[૧]પ્રાણવાયુ એક આંગળથી પણ કમ છે તેનાથી કાંઈ કાર્ય થતું નથી. બે આંગળના વાયુના ચાલવાથી આનંદ પેદા થાયછે. ત્રણ આંગળ વાયુ ચાલવાથી કવિત્વ શક્તી પ્રાપ્ત થાય છે.

ગમન કરવામાં ચોવીસ આંગળ વાયુ પ્રસિદ્ધ છે. દોડવામાં ૪૨ આંગળ વાયુનો વેગ રેહે છે. મૈથુન કરવામાં ૬૫ આંગળ વાયુ રહે છે. સુવામાં ૧૦૦ આંગળ રેહે છે. આથી વિદ્વાનોનો મત છે કે પ્રાણનો દેહ મધ્યે વાસો વાયુના રેહેવા સુધી રહે છે. માટે જેમ બને તેમ વાયુ રોકાણ થાય એવી ક્રીયા કરવી. ઉપરનાં પ્રમાણથી આ વસ્તુ જેમ બને તેમ ઓછી કરવી.

---

* જ્યારે તત્વનું ભાન ન રેહે ત્યારે નક્ષત્રથી જવું. કેમકે નક્ષત્ર પણ ઉપરથી માલમ પડેછેજ. રોહિણી આપને પૃથ્વિ બે છે.

૧ વાયુ અનુક્રમે પ્રથમ દરશાવેલાછે તે ઉપર વિચાર થવો.

વાયુ હમેશ ચાર આંગળ વહે તારે વાચા સિદ્ધી જાણવી. પાંચ આંગળ વહે તારે વૃષ્ટી થવાની નહીં. છ આંગળ વાયુ પુરૂષ વ. સ્ત્રિને વેહે તારે તે માણસ આકાશ ગમન કરે છે (આ વાત શાસ્ત્રી દેવજી ભદાવરકરે પોતે નજરે જોઈ છે.) વાયુ સાત આંગળ વહે તારે ચંદ્રવત્ થાયછે. આઠ આંગળ વાયુ હમેશ વહે તારે *અષ્ટસિદ્ધી થાય છે. નવ આંગળ વાયુ હમેશ વહે તારે નવનીધી પ્રાપ્ત થાય છે. દશ આંગળ વાયુ વહે તારે દશ મુર્તિ થવાનો સંભવ થાય છે. એકાદશ આંગળ વાયુ વહેવાથી છાંયા નાશ થાય છે. બાર આંગળ વાયુ વહે તારે હંસની ગતી થાય છે. એટલે તે સ્વર્ગ, ગંગા, યમુનાંદીક પોંચી અમૃત પાંન કરી શંકે છે.

નખ રહીત પ્રાણથી પુર્ણ એવો જે પુરૂષ તેને કોઈ ભક્ષક નથી અને તે કોઇને ભક્ષ કરતો નથી.

આ પ્રકારનો પ્રાણ પ્રકાર કહ્યો છે. તે સર્વ કાર્યમાં ફળનો આપનાર છે. આ હકીકત ગુરૂ વાકયથી તથા તેની કૃપાથી જણાય છે. કોટી વિદ્યા વ. કોટી શાસ્ત્રથી આ જ્ઞાન આવડતું નથી.

પ્રાતઃકાળે ચંદ્ર ને વળી સાયંકાળમાં સૂર્ય જો દૈવ યોગે ન મળે તારે મધ્યાનથી મધ્ય રાત્રીની માંહે સૂર્યની પ્રવૃતી થાય છે. અર્થાત સૂર્ય વહે છે. યુદ્ધમાં ચંદ્ર જય આપતા છે. નજીક નજીકના યુદ્ધમાં સૂર્ય નાડી મંગળ છે, અને તે વહેતે વહેતે જ્યારે નાડીના બધા પાદ નીકળી જાય છે તારે સર્વ સિદ્ધી થાય છે.

યાત્રા કરવામાં વિવાહમાં, નગ્રમાં પ્રથમે દાખલ થવામાં, અને સંપૂર્ણ શુભ કાર્યમાં ચંદ્ર સ્વાસ વહે તે સારો જાણવો.

સૂર્યાયન—તિથીના બદલાવવાની સંધી (ઉતરાયણ, દક્ષણાયણે) ઉપર જો સૂર્ય સ્વાસ પોતાનાં તત્વ યુક્ત થઇ કદાંચીત્ દૈવયોગથી પુરૂષને વહેતો તે પુરૂષ રિપુના સૈન્યને હરાવે છે. સ્વરના સ્થંભન જાણનારને સાક્ષાત કેશવ પણ કોઈ પ્રકારનું વિઘ્ન કરી શકતા નથી.

જીવનને રક્ષણ કરીને, જીવરક્ષાને જીવાંગમાં મુકીને યુદ્ધ

---

*આ વાત યોગીને પુછવી.

કરવાથી જીવને જય છે. અને તે માણસ પૃથ્વિનું રાજ્ય સારી રીતે કરી શકશે.

ભુમીમાં, જળમાં, ગગનમાં, શાંતીકર્મમાં, વન્હી અને વાયુ એના પ્રદીપ્રમાં, આકાશ તત્વ જોઇએ નહી.

જીવ થકી શસ્ત્રને બાંધવું જોઇએ જીવથીજ શસ્ત્રને કાહાડવું જોઇએ અને જીવથીજ શસ્ત્રને ફેકવું જોઇએ. તારે યુદ્ધમાં તે પુરૂષ-ને સર્વદા જય મળે છે.

પ્રાણ પવનને ખેંચીને વાહન ઉપર બેસે અને ઉતરતી વખતે તેજ પ્રાણમાં ઉતરેતો સંપૂર્ણ કાર્યનું સાધન થાયછે.

સૂર્ય તત્વમાં શત્રુની સામગ્રી તૈઆર કરે, પૂર્ણનાં પૂર્ણતત્વમાં વસ્ત્ર બખ્તર વીગેરે તૈઆર કરે અને બઢાઇ પૂર્ણ તત્વથીજ કરે તો એકજ પુરૂષ પૃથ્વિને વશ કરી શકેછે.

પૂર્ણ નાડીમાં પ્રાણ કરીને શુન્ય અંગને તેની આગળ કરવું. શુન્યસ્થાનમાં શત્રુનું કરવાથી તેનો નાશ થાય છે.

ડાબો સ્વર ચાલે ત્યારે જેનું સમનાંમ આવ્યું હોય, તે પુરૂષ નમ્ર થાયછે.

જો કોઇ કાંઈ પુછવા સારૂ આવ્યો હોય, તે જમણી બાજુએ રહીને, જો તે વિષમ અક્ષરવાળો હોય તો તેનું કાર્ય ફતેહ થશે.

પુછનાર અને કેહેનાર બંનેની નાડી ચંદ્રસ્થ હોય તારે કાર્ય સિદ્ધી જાણવી, અને સૂર્યસ્થ હોય ત્યારે નિસ્ફળ જાણવું.

પૃથ્વિવાયુ ચાલતાં હોય, તારે યુદ્ધ પ્રસંગ થશે એમ જાણવું, અને આપ તત્વ ચાલે તારે જાણવું કે સિદ્ધી છે. તેજનો યુદ્ધમાં ભંગ થયો તારે જાણવું કે વાયુમાં અને આકાશમાં મૃત્યુ થશે.

નિમીત કામને સારૂ કાંઈ પૂછવા જાય, તારે વાયુનું સ્થાન જો ન રહેતો પૂછતી વખત બુદ્ધીમાને તેજની ચંદ્રમિશ્રીત વૃધી કરવી.

કામનો પોતાના મનમાં નિશ્ચય કરીને પૂર્ણઅંગમાં શુન્યની વૃધી રહે તો શુન્યજ તેનું ફળ કેહેવું જોઇએ.

ઉભા રહીને બેસે, બેસીને પોતાના પ્રાણને ખેંચે, તે વખતે મનનો ભંગ ન થવો જોઇએ અને તે પ્રમાણે થાય તો સઘળાં કાર્ય સફળ થાય છે.

જીવથીજ જળ તત્વનું સ્થાપન કરવું, અને જીવથીજ આપ-તત્વનો પ્રારંભ કરવો અને જીવથીજ નિત્યક્રીડા કરવી, તારે સર્વથા તે દ્યુતમાં જય પામે છે.

સ્વર જ્ઞાનથી સંસારમાં બીજુ બળ કાંઇજ નથી. આ લોકમાં ને વળી પરલોકમાં સ્વર જ્ઞાની સદા બળીષ્ટ છે.

દશશત *આયુત લક્ષ, આટલુ બળ કોઈ રાજાનું હોય (લશ્કરનુ) સો યજ્ઞ કરેલો જે ઇંદ્ર તેનું બળ કોટીઘણું હોય; પરંતુ તેના કરતાં સ્વર જ્ઞાની વિશેષ બળવત્ર છે.

શ્રી પાર્વતી પુછે છે કે—હે પ્રીય પ્રાણનાથ, આપે પરસ્પર મનુષ્યનો યુદ્ધ પ્રસંગમાં જે જય કહ્યો; પરંતુ યમની સાથે મનુષ્યને યુદ્ધ પ્રસંગ ઉત્પન્ન થાય. તો મનુષ્યને જય શી રીતે મળે તે કૃપા કરીને કહો.

ઈશ્વર કેહે છે—ઉપર દરશાવ્યા પ્રમાણે જીવને સ્થીર કરીને પ્રાણનો અને જીવનો સંગ કરવો ત્યારે તે પુરૂષને ઈષ્ટ સિદ્ધી અવશ્ય થાય છે અને તેથી માહા લાભ અને જય થાય છે. અને તેથી યમને પણ જીતી શકે છે. નિરાકારથી ઉત્પન્ન થયું જે જગત તે સાકાર સંપૂર્ણ નિરાકાર જ્ઞાનથી સાકાર છે તોપણ નિરાકારમાં તન મય થઈ જાય છે.

દેવી પુછે છે—હે મહેશ્વર માણસની સાથે યુદ્ધ તમે કહ્યું તેનો જય શી રીતે થાય છે. તે પણ આપે કહ્યો..પણ દેવોનાં વશીકરણ શી રીતે થાય છે.

ઈશ્વર કહે છે—ચંદ્રનું સૂર્ય થકી આકર્ષણ કરીને જીવ મંડળમાં સ્થાપન કરવું જોઇએ ત્યારે તપોધન પુરૂષથી આ જન્મ સુધી ઈષ્ટદેવતા વસ થાય છે.

જીવથી જીવનું ગ્રહણ કરવું, અને જીવજ જયને આપેછે ત્યારે જીવસ્થાનમાં ગએલો જે જીવ તે સ્ત્રીને આ જન્મ પર્યંત વશ કરે છે.

રાત્રીને સમયે પ્રહરની માંહે જ્યારે સ્ત્રી સુઈ જાય છે ત્યારે ૧જે

---

* આયુત ૧૦૦૦૦૦

૧ યોગીથી આ વાત વીચારવી.

પુરૂપ બ્રહ્મથી જીવને પીયે છે અથવા બ્રહ્મરૂપ જે જીવ તેને પી જાય તો, તે પુરૂપ બાળાના પ્રાણ અને મંનને હરણ કરવા વાળો થાયછે.

આ કાળે સદરહુ પ્રમાણે રતી સંગ થયા પછી અષ્ટાક્ષરના મંત્રનો જાપ કરી, તેજ કામમાં ચંદ્રસ્વર ચલાવવો જોઇએ.

શયનમાં, પ્રસંગમાં, તરૂણ સ્ત્રીને આલીંગનમાં, જે પુરૂષ સૂર્ય થકી ચંદ્રને પીએ તે પુરૂષ મકરધ્વજ (કામદેવ) થઈ જાય છે.

શક્તીથી શીવનું આલીંગન કરે પ્રસંગમાં પણ દક્ષણ નાડીથી મળે તો તત્ક્ષણ સો કામનીને મોહ કરે છે.

સૂર્ય નાડીમાં—ત્રીજ, પાંચમ, સાતમ, નોમ, એ દિવસે સ્ત્રીનો સંગ થાય, અને ચંદ્રનાડીમાં બીજ, ચોથ, છઠ, એ દિવસે પ્રસંગ થાયતો કામની વશ થાય છે.

સૂર્ય અને વળી ચંદ્ર આ બેઉને, આકર્પણ કરીને પૃથ્વિ તત્વનું અતિક્રમણ કરીને માહાપદ્મમાં (ડુંટી ઉપર) મુખને સ્પર્શ વારંવાર કરવો જ્યાં લગી કાર્ય સંપૂર્ણ થાય ત્યાં સુધી એમ કરવું.

પદ્મને સુંઘીને, જ્યાં લગી સ્ત્રી નીંદ્રાને વશછે તારપછી જાગ્રત વેળામાં તેના ગાલને અને નેત્રને ચુંબન કરવું જોઇએ. આ વીધી થી કામીએ કામનીને સર્વ અંગમાં સ્પર્શ કરવો જોઇએ તેથી સ્ત્રી સંપૂર્ણ રીતે વશ થાયછે. (આ વશીકરણ કોઇને કહેવું ન જોઇએ એવી ઇશ્વરે આજ્ઞા કરીછે.)

રૂતુકાળમાં પ્રાપ્ત થએલી નારીને પાંચમે દિવશે સૂર્ય કે ચંદ્રના યોગે કરીને સેવન કરે તો પુત્ર જરૂર થાય છે.

રૂતુસ્નાનની પાછળ, આ ઉપર કહેલા યોગમાં ગમન કરેતો રૂપ સુંદર, અને લાવણ્યતાવાળો, નરસિંહ જેવો પુત્ર ઉત્પન્ન થઇ કુળને તારે છે.

સુષુમ્ના નાડીમાં સૂર્યગંધથી સ્ત્રી સાથે રૂતુદાન અપાય તો તે પુરૂષ અંગહીન થાય છે અને શરીરે નાજુક તથા શુષ્ક રહેછે.

વિષમ અંકમાં રાત્રીને સમય ચંદ્ર હોય, ને વિષમ અંકમાં દિવસને વીશે સૂર્ય હોય, તે વેળા ચંદ્ર અગ્ની તત્વમાં રહે તો વંધ્યાને પણ પુત્ર પ્રાપ્ત થાય છે.

રતી ગમનનાં આરંભમાં પુરૂષની સૂર્ય હોય, રતી ગમનની આખરીએ ચંદ્ર આવે તો વંધ્યા સ્ત્રીને પુત્ર થાયછે જેના પ્રારબ્ધમાં નહી હોય તેને પણ ઈશ્વર આપેછે.

ગમનના આરંભમાં પુરૂષને રવી હોય, સ્ત્રીને ચંદ્ર હોય, એવું થઈ એનો સંગ થાય તો વંધ્યાને પણ પુત્ર પેદા થાયછે એમાં સંશય નથી.

પ્રશ્નકાળમાં ચંદ્રનાડી હોય, ત્યારે ગર્ભમાં કન્યા છે એમ જાણવું. પ્રશ્નકાળમાં સૂર્ય હોય તો પુત્ર ગર્ભમાં છે એમ જાણવું. અને ચંદ્ર સૂર્ય બે વહેતો હોય તો ગર્ભનો નાશ કેહેવો.

પ્રશ્ન વખતે સુષુમ્ના નાડીનો પ્રવાહ ચાલતો હોય તો કેહેવું કે તેને છોકરો નપુંસક ઉત્પન્ન થશે.

પુછતી વખતે પૃથ્વિ તત્વ વધારે વહેતો હોય તારે કન્યા થવી, જળતત્વ વહેતુ હોય તારે પુત્ર થશે, અને પ્રભંજનનું વહેવું થયું હોય તો પણ, કન્યાજ થશે અને તે વેળા તેજની ઉત્પતી થઈ ગર્ભપાત થશે આકાશ તત્વથી નપુંસક ઉત્પંન થશે.

શુન્યમાં શુન્ય—યુગ્મ, (સૂર્ય ચંદ્ર)માં યુગ્મ (જોડ) સંક્રમમાં નાડીના મેલાપ વખતે ગર્ભપાત થશે. સૂર્યભાગ પૂર્ણ થશે તો પુત્રજ થશે અને ચંદ્ર ભાગ થાય તો પુત્રી થાય.

વિષમ ભાગ વાયુ થાય ત્યારે ગર્ભ નષ્ટ કેહેવો. અને વળી સમ પણ નથી, અને વિષમ પણ નથી, તે નપુંસક થશે. આ મેં તને તત્વજ્ઞાન કહ્યું, હે સુંદરી તું આભાસથી જાણી લે.

ગર્ભાધાન વખતે વાયુતત્વ ચાલે તો દુઃખ થાયછે. અને જળ તત્વ ચાલે તો સુખ થાય છે.

ગર્ભવંતી સ્ત્રીને વરૂણતત્વ રોજ વધે તો તે સ્ત્રીને જે છોકરૂ થશે તે ધનવંત અને સુખ યુક્ત થશે, અને મોટો ભોગવાન કહેવો, અને આકાશ તત્વ ચાલે તો ગર્ભનો નાશ થઈ જાય છે. માહેંદ્ર નામનો વાયુ વહે ત્યારે પુત્રની ઉત્પત્તી થાય છે આપ તત્વ વધે ત્યારે કન્યા થાય છે. બેના સંયોગથી શેષ રેહે તો છોકરૂં થતાંજ મરે, ગર્ભપાત કરે.

રવી મધે ચંદ્રની ગતિ રેહે ને ચંદ્ર મધે રવીની ગતિ રેહે તો

આ ગુણથી ત્વરિત જાણી જાય જે શું થશે. એવું ન જાણી શકે તો કોટીશાસ્ત્રથી પણ જ્ઞાન ન હોય, ઇતિગર્ભ પ્રકર્ણ સમાપ્ત.

**સંવત્સર પ્રકર્ણ**—ચૈત્ર સુદ ૧ ને રોજ પ્રાતઃકાળે પંડીતોએ તત્વભેદથી જોવું, દક્ષણ નેત્રથી અવલોકન કરીને, ચંદ્ર સ્વરના ઉદય વખતે, પૃથ્વિ,આપ, તથા વાયુ, આ જો વહેવાનું ક્રમે સરૂ કરે તો, આખો સંવત્સર સફળ જઈ ક્રમે પોતાનો સ્વર ચાલશે, અને એ બાબત વધારે કાળજી રાખી ચાલન કરવું.

આકાશમાં તેજ આવી જાય તો ઘોર ભય ઉત્પન્ન થાય છે, અને વળી દુઃચીન્હ ઉપજશે એમ જાણવું. આ પ્રમાણે વર્ષમાં, માસમાં, અને દિવસમાં, થાય તો દુખદાયક ફળ સમજવું.

મધ્યમાં નાડી ક્રુર હોય છે, અને કામને વિશે સંપૂર્ણ રોધિત છે. રોગનો તથા દેશભંગનો તથા કષ્ટનો ઉપદ્રવ કરે છે.

મેશ સંક્રાંતિના વખતે માણસે સ્વરભેદનો સંપૂર્ણ અને અવશ્યક વિચાર કરવોજ જોઇએ, અને સ્વરભેદથી સંવત્સર ફળનો ભાવ તત્વ જ્ઞાનીએ વિચારવો જોઇએ તથા કહેવો જોઇએ.

સોંઘુ હોય, વૈભવની વૃધી હોય, પૃથ્વિમાં સંપૂર્ણ અન્ન હોય, બહુ વૃષ્ટી થાય, આરોગ્ય રેહે, અને લોકોને શોક પ્રાપ્ત થાય, તે શી રીતે તેનું વર્ણન કરૂ છઉં તે સાંભળ. જળ તત્વ વેહે તે વખતે બહુ અન્ન પાકે, તેજ તત્વ હોય તે વખતે દુકાળ થાય છે તથા રોગની ઉત્પતી, એ જોવાને ચંદ્ર નાડીમાં તત્વ વીચારવો.

મેશ સંક્રાંતિના વેળામાં આકાશ તત્વ વહે તો ત્યાં શૂન્યતા જાણવી જોઇએ. અન્યથી સુખ હોય તો પણ વર્ષના પ્રવેશમાં સ્વાસ તેની પૂર્ણ રીતીએ અને પૂર્ણ નાડીથી વહે છે. ત્યારે તે સિદ્ધીનો આપવા વાળો હોય છે. સૂર્ય અને ચંદ્ર નાડીઓ પોતાનાં સ્વચ્છ રૂપમાં ચાલે નહીં તો સંગ્રહ કરી રાખવો. તે સંગ્રહ સર્વ પ્રકારે ઉપયોગી છે.

તેજ તત્વ વિષમ છે, ને આકાશ તત્વજ કેવળ જણાય છે. ત્યારે સર્વ પ્રકારનો સંગ્રહ કરવો કેમકે બે માસમાં ઘણીજ મોંઘવારી થશે.

રવીમાં નાડીનું સંક્રમણ થઇને, ગાલના પાસા ઉપરની નસ, તેને (ગલાંતમાં) જો સંક્રમણની નાડી આવે તો, આકાશ વાયુ અને તેજ, તેનો યોગ થતાં પણ મહાંત શુભકારક થઈ, જગતને સુખ આપે છે.

ઇતિ સંવત્સર પ્રકર્ણ.

## અથ રોગ પ્રકર્ણ.

પૃથિવ તત્વમાં રોગ નથી, જળ તત્વ ચાલે ત્યારે જળ કૃત રોગ સમજવો તેજ તત્વ હોય ત્યારે વાયુનો રોગ જાણવો. અને આકાશ તત્વ વહે ત્યારે જાણવું કે શાકણી હોય છે.

પેહેલે દિવશે વૈદને ઘેર ચાકર ગયો તે શુન્યમાં ગયો અને પાછળ થકી પૂર્ણ સ્વર થયો. ત્યારે જાણવું કે એ રોગી મુરછિત છે તો પણ બચશે, જેને સારૂ તે પુછે છે તે.

જે અંગમાં જીવ સ્થિત છે, તે અંગમાં રહી માણસ પુછે છે ત્યારે રોગી જીવે છે તે રોગથી પૂર્ણ છે, તોપણ તેને આરામ થશે.

દક્ષણપાદથી વાયુ કઠીણ, અને દુખદાયક ઘોર આપે તો જાણવું જે માણસ જીવશે અને ચંદ્રશ્વાસ તેની સાથે ચાલતો હોય તો જાણવું કે જીવવો કઠીણ છે.

જીવના આકારને પકડીને, ને વળી જીવના આકારને જોઈ ને જીવસ્થ થઇને, જીવીતને જોય તો તેનું જીવાત નાશે કરીને જાણવું.

ચંદ્ર ચાલતાંજ સૂર્ય થઈ જાય, અને પુછનાર આસામી આવે તે સંધી વખતેતો કેહેવું કે તમારૂં કામ ફતેહ છે. અને દુતની પણ સૂર્ય નાડી વેહેતી હોયતો અતી ઉત્તમ છે.

પ્રશ્નમા જીવેછે—તે અધસ્થિત છે. (અધર) અને જીવ છે તે નીચે કરીને જીવમાંજ છે. અને જીવ છે તે ઉપરની ઉર્ધ્વ ગતીમાં છે તારે યમાલયમાં જીવ જશે. અર્થાત તે મરશે.

૯ નોમ, ૪ ચોથ, ૧૪ ચઉદશ એ રિક્તા તીથીમાં પુછવા વાળો જો પ્રશ્ન પુછે તો અને વળી નાડીનો પ્રવાહ વિષમ ચાલતો હોય તો ફળ વિપરીત છે એમ કેહેવું.

ચંદ્રસ્થાનમાં જીવ સ્થિત છે. સૂર્યસ્થાનમાં પુછવા વાળો છે. તારે જાણવું કે પ્રાણની મુક્તીજ થશે. અર્થાત તે મરશે, જો સાક્ષાત માહેશ્વર ત્રાતા હોય તો પણ શું થયું.

એક ભુતના બદલાવવાથી પુરૂષની પ્રકૃતી બદલાઈ જાયછે, અને તે પરસ્પરમાં મીત્ર વ. બંધુ હોય તો પણ વિપત્તી થાયછે. અને પખવાડાઆમાં સ્થિતીનો ફેરફાર થાય છે. વ. મૃત્યુ થાયછે.

ઇતિ રોગપ્રકર્ણ.

## અથ કાળજ્ઞાન વિચાર.

માસને પેહેલે દાહાડે; સંવત્સરને પેહેલે દાહાડે, અને પક્ષને પેહેલે દાહાડે,ક્ષયકાળની પરિક્ષા કરવી જોઇએ. તે વાયુ જ્ઞાનથીથાયછે.

આ પંચભુતાત્મક રૂપી જે દીપ, તેને ચંદ્ર આકાસથી સીંચન કરે ત્યાં સૂર્ય રૂપી વાતથી, રક્ષણ કરવું જોઇએ. તેથી કરીને જીવ સ્થીર થાય છે.

વાયુને બંધ કરીને સૂર્યને બાંધે તો અભ્યાસથી જીવનું જીવન થાય. પરંતુ સૂર્યકાળની ચીંતા કરવી જોઇએ.

આકાશથી ચંદ્ર તત્વ ચાલેછે; તે ચંદ્ર તત્વ કાયા રૂપ પદ્મનું સીંચન કરેછે. માટે કર્મ યોગ, અને સદા અભ્યાસથી ચંદ્રનો અભ્યાસ કરવો જોઇએ.

ચંદ્રની રાત્રી વખતે ચાલન કરવું જોઇએ. દિવસે સૂર્યની ગતી કરવી જોઇએ એવા અભ્યાસમાં જે રમેછે તેજ યોગી કેહેવાયછે, તેમાં સંદેહ નથી.

રાત્રીને દીવસે એકજ વાયુ હમેશ વહેછે ત્યારે જાણવું કે તેનું આયુષ્ય ત્રણ વર્ષ છે.

બે સંપૂર્ણ રાત્ર પિંગળાની સદા ગતી હોય તો જાણવું કે બે વર્ષજ તેનું આયુષ્ય છે એવું તત્વવાદી જાણેછેજ.

જેનો વાયુ એકજ પ્રકારનો પુરસ્ત થઇને ત્રણ રાત્ર વેહેછે ત્યારે એકજ વર્ષ આયુષ્ય છે. એમ પંડિતોનો સિદ્ધાંત છે. રાત્રીભર ચંદ્રછે. દીવસભર સૂર્ય છે. એવો જેનો નીરંતર શ્વાસ ચાલેછે, તે પુરૂષ ૬ માસ જીવશે.

એક દહાડાથી સોળ દાહાડા સુધી નીરંતર સૂર્યંજ વેહે છે. ત્યારે જાણવું કે એનું મૃત્યુ હવે ઘણુંજ નજીક છે.

સંપૂર્ણ ચંદ્ર વહે છે; અને સૂર્ય જણાતો નથી. ત્યારે હવે મોત આવ્યું એમ સ્વરજ્ઞાની જાણે છે.

જ્યારે માણસને મુત્ર, ઝાડો, અને વા છુટે; તે એકજ કાળે આવે ત્યારે જાણવું કે એ હવે ચાલવા બેઠો છે અને દસ દિવસમાં મરશે.

વશિષ્ટની સ્ત્રી અરૂન્ધતી ને વળી ધ્રુવ ને વીષ્ણુનાં ત્રણ પગ ( ૧ ગયા, ૨ પ્રયાગ, ને ૩ કાશી.) તે આવરદાના હીન લોકો જોઈ શકતા નથી. ચોથુ ઉત્તમ માતાને પણ જોઈ શકતા નથી, એટલે માત્ર મંડળને જોઈ શકતા નથી.

૧ ગૌરી, ૨ પદ્માંમ્, ૩ સચિંમ્, ૪ મેધાંમ્, ૫ સાવિત્રી, ૬ વીન્ધ્યધાંમ્, ૭ નવભુમી, ૮ સપ્તદ્યોશનું જળ, (* ગંગોત્રીથી બાદ્રિ કેદારનાથ સુધી) ૯ ને પાંચ તારા, ૧૦ ત્રણ નાશીકા, ( ૧ ઈડા, ૨ પિંગળા. ૩ સુષુમ્ના, ) ૧૧ જીહ્વા, એને ન જોઈ ત્યારે એકે દાહાડે મરશે.

કાનને નેત્રને આંગળીથી દબાવીને જોવું જોઈએ ત્યારે બીંદુ નજરે ન પડે તો દસ દાહાડામાં જય છે, તે મરશે નહીં.

ઈતિ નાડી સ્થાન સંપૂર્ણ.

અરૂન્ધતી બાહુ છે, ધ્રુવ નાડીના અગ્ર ભાગે છે વિષ્ણુ બાવામાં છે, આંખની પુતળી માત્ર મંડળ છે, આદ્ય નાડીમાં સાનીધ્ય કહ્યું છે. અને સાનીધ્યમાં સદ્ય પ્રત્યે કારક છે. ને યોગી તેને વશ કરીને ચાલે તો સર્વ સિદ્ધીને પામે છે.

પૂરક, કુંભક, ને રેચક આ ત્રણ વાયુ તેને યોગી લોકોએ દાહાડાના સમ સિદ્ધીના હેતુસર જાણવા જોઈએ.

પૂરક તે પુષ્ટી કારક છે, તેજ ધાતુની સામ્યતા કરે છે કુંભક

---

* આ સંજ્ઞા દેહને વીષે જોવાનીછે. પરંતુ તે બાબત સ્વરજ્ઞાન જાણનારને ગુરૂ કરી સમજવું.

તે સ્થંભન કરે છે. અને તે શરીરને રક્ષા કરનાર તથા વધારનાર છે રેચક તે પાપનુ હરણ કરે છે અને યોગપદને પોચાડે છે. પાછળથી લડાઈ કરનાર પણ તેજ છે અને બંધનવાળો તથા લયવાળો પણ તેજ છે.

સૂર્ય ચંદ્રને પીયેછે અને ચંદ્ર સૂર્યને પીયેછે, અન્યોન્ય કાળ-ભાવ થકી આ ચંદ્ર તારક જીવે છે.

યથા શક્તી પ્રયત્ન કરીને વાયુને કુંભક કરવો જોઇએ અને વળી ચંદ્ર માર્ગ થકી તેજ વાયુને રેચક કરવો જોઇએ, અને સૂર્ય થકી તેને પૂર્ણ કરવો જોઇએ.

પોતાનો અંગમાં જ્યારે નાડી વહે છે ત્યારે તે નાડી કુંહૂ નાડી કેહેવાય છે.

*મુખ નાક આંખ કાન આ ઇંદ્રિયોને આંગળીથી રોકવા જોઇએ, તો તત્વોદય થશે એને સચ્છણ મૂખ્ખી કર્ણ તત્વોદય કેહેછે. તેનુ રૂપ ગતી સ્વાદ, મંડળ, આ લક્ષણને જાણવા વાળા જે લોકો તે અલ્પ છે, તોપણ તે યોગીજ કેહેવા.

આહાર વગરનો મૌન્ય યોગી બીજુ કાંઈ પણ ચીંતન કરે નહીં અને વાંઉસના સઘળી દુર કરીને લીલાયકી કાળનો જય કરેછે.

વિશ્વની આવેશીત શક્તી છે તે નેત્ર થકી જોઈ જાય છે. ત્યાંજ તે પુરૂષ પોતાનું મન મુકેછે અને એક પ્રહર ત્યાં મન રાખે છે, તેનું આયુષ્ય નિત્ય ઘટી ત્રણ વધેછે આ પ્રકારનું તંત્ર શીવે પ્રાચીનકાળમાં કહેલું છે.

પદ્માસનવાળીને ગુરૂ પવન એટલે પૃથ્વિ તત્વનો પવન તેને રોકીને અપાનદ્વારે છોડવાથી મલીન રહીત, પ્રાણ શકતીથી ફરી રોકવું જોઇએ. એવું ભૂત થઇને સુષુમ્નાથી વિભ્રમ, રંધ્રમાં લઈ જઇને, વળી બ્રમરંધ્રમાં રાખીને આકાશ માર્ગમાં નાંખીને શીવ શર્ણ માણસ જે હોય તેને અતી ધન્ય છે, જે યોગી એને

---

*આ લક્ષણ કરવાને અભ્યાસ રાખવો જોઇએ. પછી ગ્રહસ્થ હો કે યોગી હો.

જાણેછે અને નીત્ય ભણે છે, તે સર્વ દુખથી વિનિર્મુક્ત થઇને વાંછિત ફળને પામે છે.

જેને સ્વરજ્ઞાન છે, તેને લક્ષ્મી હસ્તગતજ છે, ને આ સંપૂર્ણ તત્વને એકત્ર કરેછે તેને સુખ સદા હોયછે.

પ્રણવ છે તે સર્વ વેદનો મુખ્ય પ્રધાન છે.

દ્રષ્ટાંત—બ્રહ્માંડમાં જેવા સૂર્ય અને મૃત્યુ લોકમાં સ્વરજ્ઞાની સદા પુજનીક હોય છે.

નાડી ત્રયને જે જાણેછે એવું જે તત્વજ્ઞાન તે જાણવાવાળાની બરાબર લક્ષકોટી રશાયન શાસ્ત્ર જાણનાર પણ તુચ્છ છે.

નાડીભેદના બતાવવા વાળાને, વ. તેનો ખરો અર્થ સમજાવ. નાર ને જે પુરૂપ શીખે, તેને તે કોટી મુદ્રા આપે તો પણ તે ત્રણ મુક્ત થતો નથી.

સ્વરતત્વ, યુદ્ધપ્રસંગ અને સ્ત્રી આ મળવું એ ભાગ્યથીજછે. કાંઇ ઉદ્યોગથી મળે છે એમ નથી.

આ પ્રકારનું લોકોમાં પ્રસિદ્ધ છે તે યોગીઓએ પ્રસિદ્ધ કરેલું છે તેનો પાઠ કરવા વાળો સૂર્ય ચંદ્રની સ્થિતી સુધી જીવેછે અને ભણવાવાળાને ઘણું સિદ્ધીદાયક છે.

ઇતી શ્રી ઈશ્વર પાર્વતી સંવાદે શારીર સ્વરોદય સંપુર્ણ.

---

૨૧૬૦૦ જે અજપા જાપ પોતાની મેળે થયા કરે છે, અને તેની સમજ આપણને થવી જોઇએ તે બાબત એક પૂરૂષે બતાવેલી રીતીનું નીચે પ્રમાણે બ્યાન થાય છે.

---

૧. મુળ, ૧ કમળ, ૨ પાંખડી ચાર (આંખો ચાર) દેવ ૩ ગ. ણપતી, ૪ રીધી સીધી દેવી, અજપા, ૫, ૬૦૦ તેનો તાર ૬ શુદ્ધ.

૨. ૧ લીંગ કમળ, ૨ પાંખડી ચોવીશ, ૩ બ્રહ્મદેવ, ૪ સરસ્વતી દેવી, ૫ હંસનું વાહન, ૮ અજપા ૬૦૦૦, મર્જીવ તાર.

૩. ૧ અંબુ (કુંટી) કમળ, ૨ પાંખડી દશ, ૩ ઈશ્વર દેવતા, ૪ લક્ષ્મી દેવી, ૫ ગરૂડનું વાહન, ૬ પ્રાણ તાર.

૪. ૧ હૃદય કમળ, ૨ પાંખડી દ્વાદશ, ૩ શીવ, દેવતા ૪ ઉમીયા દેવી, ૫ નંદીનુ વાહન, ૬ અજપા ૬૦૦૦, ૭ સ્વાસોસ્વાસ તાર.

૫. ૧ કુંઠ કમળ, ૨ પાંખડી સોળ, ૩ મારૂતદેવતા, ૪ અવિદ્યા શક્તિ, ૫ ખરનું વાહન, ૬ અજપા ૧૦૦૦ ૭ હોંઅંગ તાર.

૬. ૧ નેત્ર કમળ, ૨ પાંખડી બે, ૩ નીરંજનદેવ, ૪ સરસ્વતી દેવી, ૫ હાથીનું વાહન, ૬ અજપા ૧૦૦૦ ૭ સોહંગ તાર.

૭. ૧ નીજ કમળ, (લલાટ) ૨ પાંખડી અનંત, ૩ બ્રહ્મચક્ર, ૪ સમીપલીંગ, ૫ અમૃતધાર, ૬ ચૈતન આત્મા, ૭ મીનનું વાહન, ૮ સરસ્વતી દેવી, ૯ અજપા ૧૦૦૦ ત્યાં ૧૦ ઓં બ્રહ્મ:

આ પ્રમાણે સાતે કમળનો—તાર ( ધ્વનિ ) એકમાં એકઠો થવો જોઇએ.

ઉપલા દેવોની સમાધ નીચે પ્રમાણે દરશાવું છો.

૧. ઉન્મની સપરત સમાધ, રાખે છે.

૨. જમની લોહ સમાધ છે.

૩. લીંગની સત સમાધ છે.

૪. રૂપ સમાધ શીવની છે.

૫. નીર વિકલ્પ સમાધ જીવની છે.

૬. સેજ સમાજ નીરંજનની છે.

૭. મુર્છા સમાધ આત્માની છે.

આ પ્રમાણે સમાધો ( એટલે સુવું, વ. કર્મ કર્યા વગર અટકવું ) બતાવી. તેને વિષે જ્ઞાન થયા પછી, કેમ થવું જોઇએ તે નીચે પ્રમાણે.—

મુર્છા સમાધમાં ૭ સમાધ આવીને મળે, મકર નાંડીના તારમાં ૭ તાર આવીને મળે, નીજ કમળ (કપાળમાં) ૭ કમળ

આવીને મળે, તેમજ બ્રહ્મકોટમાં છ કોટ આવીને મળે; ચોતાધીન ભુમીમાં સાત ભુમી આવીને મળે ત્યારે જાણવું કે, શ્રુતિ, સઘળા ઘરને બરાબર જોઇને આવી, પોતાનાં સ્વસ્થપણાને પામી, અને જ્યારે શ્રુતિ ને આરામની સાથે વિશ્રાંતિ થઈ ત્યારે જાણવું કે તે પરબ્રહ્મ પર્માત્માનાં ઘરને પામી.

સુચના.—આ જોવું બહીર્મુખવાળાને નથી. પરન્તુ અંતરમુખથી આનો બરાબર કોઈ ગુરૂ કરી, ઉપદેશ લઈ સમજી તે પ્રમાણે ક્રીયા કરવી. એટલે કાળથી, બચતાં પ્રારબ્ધ યોગે જીવન મુક્ત થવાને તાત્કાળ શક્તિમાન થશેજ.



## श्रीगणेशायनमः

# शारीर लक्षण.

## १.

## सामुद्रिक शास्त्र.



૧. અથ પુરૂષ અને સ્ત્રીનાં લક્ષણ કહીએ છીએ. પ્રથમ સાક્ષાત ઈશ્વરને નમસ્કાર કરીને સર્વજ્ઞ અને સર્વ દર્શિ એવું સામુદ્રિક શાસ્ત્ર પુરૂષ અને સ્ત્રીના કલ્યાણને વાસ્તે કહું છૌ.

૨. પ્રથમ તો આયુરદાની પરીક્ષા કરવી. પછી લક્ષણની પરીક્ષા કરવી. જો આયુરદા પરીપુર્ણ ન હોય તો લક્ષણ જોવાથી શું ફળ થશે?

૩. સર્વ પ્રકારનાં લક્ષણ પુરૂષનાં જમણા ભાગ તરફ જોવાં, અને સ્ત્રીનાં લક્ષણ શરીરના ડાબા ભાગ તરફ જોવાં.

૪. માણસની લંબાઈ ઓછામાં ઓછી પાંચ હાથ હોય તો અતી ઉત્તમ ગણેલી છે.

૫. માણસના શરીરમાં પાંચ વસ્તુ મોહોટી જોઇએ. ચાર વસ્તુ નાહાની જોઇએ. પાંચ વસ્તુ ઝીણી જોઇએ. છ વસ્તુ લાંબી જોઇએ. અને ત્રણ વસ્તુ ગંભીર જોઇએ. તથા ત્રણ વીસ્તીર્ણ જોઇએ.

૬. ૧ બાહુ, ૨ નેત્ર, ૩ પગની પીંડી, ૪ પેટ, ૫ નાંક, આ વસ્તુ મોહોટી જોઇએ.

૭. ૧ ગરદન, ૨ દાઢી, ૩ પીઠ, ૪ જાંગ, એ ચાર વસ્તુ જેની ટુંકી છે તે સદા પુજનીક થાય છે.

૮. આંગળીના વેડકા, ૨ દાંત, ૩ વાળ, ૪ ત્વચા, ૫ નખ, આ પાંચ વાંના ઝીણા હોય તો તે માણસનું પૂર્ણ આયુશ્ય હોયછે.

૯. ૧ બગલ, ૨ કુખ, ૩ છાતી, ૪ કાન, ૫ ખભા, ૬ કપાલ, એ છ વસ્તુ લાંબી હોય તો તે માણસ સુખી હોય.

૧૦. ૧ સ્વર, ૨ સત્વ, ૩ નાંભી એ ત્રણ વસ્તુ ગંભીર જોઇએ.

૧૧. ૧ ઉર, ૨ શીર, ૩ લલાટ એ વીસ્તાર્ણ જોઇએ.

૧૨. હાથ તથા પગના તળા, નેત્રની અંતનો ભાગ, નખ, મોહનું તાળવું, જીભ, હોઠ, આ જે પુરૂષને લાલ, કમળ પત્ર જેવા હોય, તે પુરૂષ લક્ષ્મીવંત જાણવો.

* ૧૩. સર્વથી સત્વ ગુણ ઉત્તમછે. અને તેથી ઉત્તમ સ્વર છે. અને સ્વરથી ઉત્તમ સત્ય છે. અને સંપૂર્ણ જગત સત્યમાંજ રહેલું છે.

૧૪. દેહનું અર્ધ શરીર તે મુખ કહેવાયછે અથવા સંપૂર્ણ શરીર તે મુખ રૂપજ છે. તેમાં નાક તે શ્રેષ્ટ છે. તેથી શ્રેષ્ટ આંખ છે.

૧૫. જે પુરૂષની આંખમાં લાલ તસર હોય તે ધનવંત થાએજ. જે પુરૂષની આંખ પીળી હોય તે દુખી હોય. અને લાંબા બાહુવાળો રાજા હોય છે.

૧૬. જેની છાતી વિશાળ હોય તે ધનધાન્યનો ભોગી હોય છે, જેનું શીર મોહોટું હોય છે તે રાજ્યમાન થાય છે. કમર જેના મોહોટી હોય છે તે સ્ત્રી પુત્ર યુક્ત હોય છે. અને પેડો જેના વિશાળ હોય છે તે સ્વતઃ સુખી જાણવો.

૧૭. જેના નેત્રમાં સ્નેહ છે તે ભાગ્યશાળી હોય છે, જેના દાંત ચકચકીત વ. સ્વચ્છ હોય તેને સારૂ ભોજન હમેશ સ્વભાવીક મળેજ અને જેની ચાંમડી સ્વચ્છ વ. કુમળી હોય છે તેને માત્ર સુવાનું બીછાનું સારૂ પ્રાપ્ત થાયજ. જેનાં ચર્ણપાદનાં તળીઆં કુમળાં હોય તેને વાહન (તથા પેહેરવાનાં મોજા-ઉપાન) મળેજ.

---

* ટીકા.—આ જ્ઞાન લક્ષણ છે.

ટીકા—કામ કાજ કરવાથી હાથ કઠીણ થએલા હોય, અને ચાલવાથી પગ ઘસાયા હોય પરંતુ તે જો નરમ હોય તો ઉપર પ્રમાણે સુખ મળેજ એ નીઃસંશય જાણવું.

૧૮. આંગળી જેની સાફ અને સુશોભીત અને નસો દે ખાય નહીં, તથા તેની સાથે નખ પ્રકાશીત હોય, હેવા પગવાળો જે પુરૂષ હોય ને વળી કાચબા જેવા અદ્ધકડા જેના પગ હોય તે રાજા હોય છે.

૧૯. સૂપના આકાર જેવી અને કુટક વાંકી વાંકી લીટીઓ નસ યુકત પગ, તે પીળો અને લુખો હોય તો માણસ દુખી જાણવો.

૨૦. જેના પાદની તળે અંકુશ જેવી રેખા હોય છે, તે માણસ દુખી ને ભયવાળો હોય છે, રેશા રહીત તથા થોડી રેશા પણ નિશીદ્ધ છે.

૨૧. પગની આંગળીઓ જેની છુટી છુટી છે તે દુખ ભાગી છે ને ઊંચા ને વળી સમ ને ચીકણા ને ગાંઠા રહીત એવાં જેનાં આંગળાં પગનાં છે તે સુખી ને ભોગી કહેવાય.

૨૨. ગોળ, લાલ, પ્રકાશીત એવા જેના પગના નખ છે. તેને રાજ્યતા પ્રાપ્ત થાય છે.

૨૩. જેની અંગુઠાની પાસેની આંગળી દીર્ઘ અંગુઠાથી છે. તે પુરૂષ ભોગને અને, સુખને પામેછે. અને આંગળી નાહાની હોય તો તેની ભારીઆ મર્ણ પામેછે.

૨૪. અંગુઠાની પાસેની આંગળી જેની નાહાની હોય; તે માણસ કલહવાળો જાણવો એટલે તેને ટંટો ફીશાદ વધારે પ્રસન હોય અને મધ્યમાં જેની મોહોટી હોય તેની સ્ત્રીનો નાશ સમજવો.

૨૫. મધ્યમાં જેની નાહાની છે તેને સ્ત્રી સુખ હોય છે. અનામીકા જેની મોહોટી છે. તે વિદ્વાન અને ભોગવાન હોય છે.

૨૬. અનામીકા જેની નાહાની હોય, તે માણસ પરદારા ગમન કરનાર જાણવો અને જેની અનામીકા સ્થુલ (એટલે વધારે

---

**સમજુત**—અંગુઠ, મોહોટી આંગળી, તરજની અંગુઠાની પાસેની મધ્યમાં અંગુઠાથી બીજી, વચલી મોટી, અનામીકા એટલે ત્રીજી. કનિષ્ટિકા એટલે ચોથી વ. અંગુઠા સાથે છેલી.

**ટીકા**—આ બધી આંગળીઓ એક બીજાના ક્રમે જાણવી.

જાડી આંગળીઓના ક્રમથી) હોય તે અને કનિષ્ટિકા પણ સ્થુલ હોય, તો તેની માતા બાળપણમાં મરશે. એવું સામુદ્રિક વચન છે.

૨૭. મધ્યમાં જેની સંમ, સાફ, શોભીત, હોય તેને ફરજંદ ઘણા થાય, અને અલ્પ આયુશવાન હોય છે. છેક નહાની હોવાથી તે માણસ, દાસકર્મ કરનાર હોવો જોઇએ.

૨૮. જેની ઘોડા જેવી જાંગ હોય, તે શ્રીમંત હોયછે, મૃગનાં જેવી જેની જાંગ તે રાજા જાણવો.

૨૯. મોહોટી જાંગવાળો લાંબું આયુશ ભોગવે; સમ જાંગવાળો દરિદ્રી હોય છે.

૩૦. સિંહ અને વાઘનાં જેવી જેની જાંગ તે ધનવંત તથા કીર્તિવંત હોય છે, અને જે પુરૂષની જાંગો બંને પગની એક બીજાને મળે છે, તે દરિદ્રી વ. દુઃખ ભાગી જાણવો.

૩૧. શીયાળનાં જેવી જેની જાંગ, તેને લક્ષ્મી કદી પણ મળતી નથી. માંછલીનાં જેવી જેની જાંગછે, તેને આપથી આપજ લક્ષ્મી મળે છે.

૩૨. સ્થુળ, અને સૂંક્ષ્મ જાંગવાળો જે પુરૂષ તે શ્રી, એટલે લક્ષ્મીનો ભોગ કરેછે, અને ઉંટ જેવી જાંગવાળો પુરૂષ તેને લક્ષ્મી ક્વચિતજ મળેછે, કાગડા સરખી જાંગવાળો રાજ્યમાન હોય છે.

૩૩. શરિરને વાંશે દરેક છીદ્રે, એક રોમથી રાજા હોય, બે રોમથી ધનવાન હોય, ત્રણ રોમથી, પંડીત હોય, એટલે સુખ દુઃખ સમાન જાણવું. બહુ રોમ શરિર ઉપર ( છીદ્રમાં ) હોય તો દરિદ્રી જાણવો.

---

## અથ ગતિ લક્ષણં.

૩૪. હંસ અને હાથીનાં જેવી જેની ચાલ હોય તે પુરૂષ રાજા હોય છે. બળદ અને નીલકંઠ પક્ષી તથા પોપટનાં જેવી જેની ચાલ તે સંસાર સુખનો ભોગવાન હોય છે.

૩૫. જળનાં પાણી જેવી, ઘુવડ જેવી જેની ચાલ હોય, તે

નીરધન હોય છે. કુતરા, ઊંટ, ભેંસ, ગધેડા, ડુક્કરનાં જેવી જેની ચાલ હોય તે ક્રમનશીબ જાણવો. ઈતી સામુદ્રિક ગતી લક્ષણમ.

---

## લીંગ લક્ષણં.

૩૬. જમણી બાજુએ જેનો લીંગ પડતો રેહેતો હોય, તે માણસને ઘણા પુત્ર થાય; અને ડાબી બાજુએ હમેશ રેહેવાથી પુત્રીનો વધારો જાણવો.

૩૭. સ્થુળ, કૃશ, તથા કાળો જેનો લીંગ હોય તે આદમી દુખી હોય છે. જે અતિ લાંબો નહીં હોય, તથા વાંકો હોય તે સુખી હોય છે.

## અથ મુત્ર લક્ષણં.

૩૮. લીંગમાં મુત્રની ધારા એક ચાલે તો તે રાજા હોય. બે ધારા ચાલે તો ધનવંત હોય, અને વધારે ધારા ચાલે તો દરીદ્રી હોય.

## અથ શુક્ર લક્ષણં.

૩૯. માંછલા જેવી જેનાં શુક્રનો વાસ છે, તે પુરૂષ ધનવંત અને પુત્રવંત હોય છે. દુધ અને ઘીનાં જેવી જેનાં શુક્રનો વાસ હોય તે માણુસ પાસે ઘણી ગાય હોય.

૪૦. મધનાં જેવી જેનાં શુક્રની વાસ હોય, તેનાં ઉપર સ્ત્રી ઘણી પ્રીતી રાખેછે. પદ્મ કમળનાં જેવી જેના શુક્રની વાસ હોય, તે રાજા હોયછે.

૪૧. લાખનાં જેવી જેનાં શુક્રની સુગંધ હોય, તે દરીદ્રી હોય છે માંઉશનાં જેવો જેનાં શુક્રની વાસ હોય છે, તે ચોર હોય છે. દારૂનાં જેવી જેનાં શુક્રની વાસ હોયછે, તે દુખી હોયછે. લોહીનાં જેવી જેનાં શુક્રની વાસ હોયછે તે વ્યસની જાણવો.

૪૨. કડવી, જેના વીર્યની ગંધ હોય, તે માણસ દુર્ભાગ્ય હોયછે. ખીરનાં જેવી જેનાં વીર્યની ગંધ હોય તે દરીદ્રી જાણવો.

૪૩. દુધનાં જેવો જેના વીર્યનો રંગ હોય તે રાજા હોયછે. શ્યામવર્ણ જેના વીર્યનો રંગ હોય તે દેહભોગી જાણવો.

### અથ વૃષણ લક્ષણં.

૪૪. ભોંયપર સમપાદ કરીને બેસે અને વૃશણ ભોંયપર અડે તો તે માણસ દુખી વ. નીત્ય દરીદ્ર તેને પીડીત થાયજ.

### અથ રક્ત લક્ષણં.

૪૫. પરવાળા જેવું જેનું લાલ લોહી હોયછે તથા હાથનાં પોંચા ઉપર લાલ મણીબંધ જેવા રેશા પડેલી હોય તે રાજા તથા બળવંત હોય છે.

૪૬. અડતા (લાખનું પાણી) જેવું જેનું લોહી હોય, તે ધ. નવંત તથા સુખી જાણવો.

૪૭. પદ્મપત્ર જેવું જેનું લોહી છે તેને ઘણી કન્યા ઉત્પંન થઇ દુખી થાયછે.

૪૮. શીઆળ જેવું, કુતરા જેવું, ઉંટ જેવું, મહીશના જેવું, જેનું લોહી હોય છે તેને ધન મળતુ નથી, અને દુખી થાય છે.

### અથ કટી લક્ષણં.

૪૯. જેની પોહોળી અને ચીકાશવાળી કમર હોય છે તે અતી ઉત્તમ અને માંસ રહીત પાતળી કમરવાળો પુરૂષ દુખી જાણવો.

૫૦. સિંહ તથા વાઘના જેવી જેની કમર છે તે દંડ નાયક હોય છે.

૫૧. રીંછ વાંનર એના જેવી જેની કટિ હોય છે તે કાંઈ સુભ ગણેલી નથી.

### અથ ઉદર લક્ષણં.

૫૨. હરણના જેવું જેને ઉદર છે તેને ધન્ય છે, મોરના જેવું જેને ઉદર છે તેને સુખ પ્રાપ્ત થાય છે. દેડકા જેવું જેનું પેટ છે તે રાજા હોય છે.

૫૩. વાઘના જેવું જેનું પેટ હોય તે ગજપતી હોય, સિંહના જેવું જેનું પેટ હોય તે અશ્વપતિ જાણવો.

### અથ દુંટી લક્ષણં.

૫૪. જેની દુંટી ગોળ અને ઘેરી હોય તે ઘણી સારી જા-

ણવી, જેની ડુંટી બાહાર નીકળતી અને વીરલ હોય તે સદા દુખી જાણવો.

### અથ સ્તન લક્ષણં.

૫૫. ઉંચા થોડા દ્રઢ સકુમાર એવા જેનાં (પયોધર) સ્તન છે, તે માણસ વીર્યમાં ઘણો હોય છે? અને તે ભોગવાન હોય છે.

### અથ હ્રદય લક્ષણં.

૫૬. જેનું પોહોળું અને માઉંસથી ભરપુર અને સમાન જેનું હ્રદય હોય છે તે પુરૂષ ૧૦૦ વરસ જીવે છે, ઘણો ખાનાર પીનાર તથા ધનવંત હોય છે.

### અથ પીઠ લક્ષણં.

૫૭. સિંહના જેવી જેની પીઠ છે. તે ધનવંત જાણવો, કાચબા જેવી જેની પીઠ છે તે સુખ ભાગી હોય છે. અને રાજા તુલ્ય સુખ ભોગવે છે.

### અથ હાથ લક્ષણં.

૫૮. જેના લાંબા હાથ હોય છે તે સર્વગુણ સંપન્ન હોય છે, અને જેના ટુંકા હાથ હોય છે તે દાસપણું કરેજ.

### અથ હસ્ત લક્ષણં.

પંજો જે મથાળે દાખલ છે. તે ઉપર આથી જોવું—

૫૯. જેના હાથમાં ૧ માંછલા જેવી રેશા છે તેને સંપૂર્ણ સિદ્ધી હોય છે. અને તે ધનાઢ્ય અને બહુ પુત્રવાળો જાણવો એમાં સંષય નથી.

૬૦. જેના હાથમાં ૨ ત્રાજવુ, ૩ ગાંમ, ૪ તલવાર, ૫ વજ્ર, હોય તે મોહોટો વેપારી હોય છે.

૬૧. હાથને વિશે ૬ પદ્મ. હોય વ. ૭ શંખ, હોય અથવા કોઠા ૮ આકાર હોય, તે પુરષને અધિકારી કહેવો.

૬૨. ૯ ચક્ર, ૧૦ ધ્વજા, ૧૧ ખડ્ગ એવા આકાર હાથને વિશે હોય તો, તે સર્વ વિદ્યાનો પ્રધાન હોય ને વળી બુદ્ધીમાન હોય.

૬૩. જેના હાથમાં ૧૨ શુળ હોય, તે પુરૂષ યજ્ઞ, ધર્મદાન કરે. દેવ બ્રાહ્મણનું પુજન કરે.

૬૪. ૧૩ શક્તિ, ( તલવાર ) ૧૪ તોરણ, ૧૫ બાણ, ૧૬ અંકુશ, ૧૭ કુંડળ, ૧૮ ચક્ર, ૧૯ રથ, જેના હાથમાં હોય તેને રાજ્યયોગ પ્રાપ્ત થાય છે.

૬૫. જેનાં હાથમાં ૨૦ વ્રક્ષ, ૨૧ તલવાર (વશક્તિ ૩૫ બીજુ હથીઆર એવું ચીન્હ હોય તે અમાત્ય જાણવો અર્થાત તે કોઈથી ગાંજ્યો જાય નહી.

૬૬. જેનાં હાથમાં નીચે પ્રમાણે રેશાઓ ૩૫ ચીન્હ હોય તે માણસ સુખી, ભાગ્યવાન તથા મોટો છત્રપતિ હોયછે. અને તે મથાળે જે હાથ દરશાવ્યો છે તેના ચાર વિભાગ કરેલાછે. તે જે જે ચીન્હો જે જે ભાગમાં લખેલાછે તેમાંજ તે હોવા જોઇએ એ. ટલે શીખરછે, તો તે છેલી આંગળી તરફ હોય તો તે તેનાં સ્થાનથી દૂર છે. માટે ઠેરવેલીજ જગાએ હોય તો ઉત્તમ ગણેલા છે. આ પ્રમાણે સઘળા ચીન્હો એકજ પુરૂષને પોતાના હાથમાં હોતા નથી. માટે એક હોય તો પણ નાગો ભુખ્યો રહેતો નથી.

હસ્ત રેશામાં જે જે ચીન્હો છે તેનાં નામ.

૧ મગરમચ્છ, ૨ સરોવર, ૩ હાથી, ૪ ત્રીશુળ, ૫, તીર, ૬ સિંહાસન, ૭ વેલ, ૮ સંપૂટ, ૯ અર્ગ.

૬૭. ૧૦ ધનુષ્ય, ૧૧ ગુણંક, ૧૨ દેહેરી, ૧૩ ચોકડી.

૬૮. હવે બીજી લીટીમાં જુઓ.

૧૪ નાવ, ૧૫ સાર્થીઓ, ૧૬ તળાવ, ૧૭ મોર, ૧૮ ગદા, ૧૯ અંકુશ, ૨૦ સૂર્ય, ૨૧ ચંદ્ર.

૬૯. હવે ત્રીજી લીટીમાં જુઓ.

૨૨. વાહાણ, ૨૩ ચામર, ૨૪ ઘોડો, ૨૫ છત્ર, ૨૬ દર્પણ, ૨૭ ષટકોણ, ૨૮ તલ, ૨૯ તારો.

૭૦. ૩૦ થંભ, ૩૧ રથ, ૩૨ ગંગાતટ, ૩૩ ધ્વજા, ૩૪ કમળ, ૩૫ પોપટ, ૩૬ ત્રિકોણ, ૩૭ મચ્છ, ૩૮ કળશ, ૩૯ શંખ, ૪૦ માળા. આ પ્રમાણે હાથમાં ચાર લીટીથી વિભાગ કરી ચીન્હો જ્ઞાની વ. અનુભવીએ ઠેરવેલાછે. તે મધ્યે જેટલાં વધારે ચીન્હો

હોય તેટલો તે સુખી જાણવો. તેની સમજ એ શાસ્ત્રનું જેણે અનુભવે કરી જ્ઞાન મેળવેલું હોય તે જાણેછે. એમ શામુદ્રિકનો કરતા વચન કહેછે.

### અથ આયુર્દા રેષા સમંધી વિચાર.

૭૧. જેનાં હાથમાં કનિષ્ટિકા આંગળીથી તર્જની સુધી સલંગ રેષા ચાલેલી હોય તેનું ૧૦૦ વર્ષનું આયુશ્ય હોયછે.

૭૨. અને જેમ જેમ ટુટક થતી જાય, તેમ તેમ એક આંગળીએ પચીશ વર્ષ સમજી ગણત્રી ઓછી ગણવી.

૭૩. તેની સાથે જે બીજી રેશા આવે છે તે ધન રેશા જાણવી. ત્રીજી રેશા કુળવર્ધની રેશા જાણવી. અને ચોથી રેશાને યાત્રા રેશા પંડીતોએ ગણેલી છે.

૭૪. મંર્ણીબંધ રેશા કાંડાના ઉપર આવેલી હોય તો તે રેશા રત્ન વ. સુવર્ણનાં ભુષણ હાથે પેહેરાવવાવાળી જાણવી.

૭૫. અંગુઠાથી નીકળી તર્જની સુધી રેશા જાય તો સંપૂણ સુખી હોય છે.

૭૬. કનિષ્ટિકાની મુળ પાસે જેટલી બાજુએ રેશા હોય તેટલી સ્ત્રી જાણવી.

### અથ ગર્દન લક્ષણં.

૭૭. ગર્દન જેની ગોળ ઘડાની માફક છે તે રાજા જાણવો. લાંબી ગર્દન ગધેડા જેવી, બકરા જેવી, પોપટ જેવી, અને રીંછ જેવી હોય, તે કેવળ નિશિદ્ધ જાણવી.

૭૮. જેની ડોક લાંબી મોરના જેવી, બગલા જેવી, કાગડા જેવી હોય તે પણ વર્જીત કરેલી છે.

### અથ ખાંધ વિચાર.

૭૯. ગોધાના જેવી જેની ખાંધ, હાથીના જેવી જેની ખાંધ, કેળના સ્થંભ જેવી જેની ખાંધ, એ પ્રમાણે જેની ખાંધ હોય, તે પુરૂષ સુખી તથા ધનવંત હોય, અને તેથી ઉલટ જાતની ખાંધ નબળી જાણવી.

### અથ મુખ લક્ષણું.

૮૦. જેનું ચંદ્ર સરખુ મુખ હોય, તે પુરૂષ ઘણો ધર્મિષ્ટ હોય, મૃગ અને ઊંદર જેવું જેનું મુખ તે માણસ ભાગ્યહિન સમજવો.

૮૧. ભયંકર અને બેઢંગુ જેનું મૂખ છે, તે ધનહિન જાણવો, અને ઘોડા જેવું મૂખ છે તે દૂખ દાળીદ્રને ભોગવવા વાળો જાણવો.

### અથ ગાલ લક્ષણ.

૮૨. જેના ગાલ પદ્મ પત્ર જેવા, સંપૂર્ણ કાંતીવાળા હોય છે તે માણસ ઘણો ભાગ્યવાન અને સંપૂર્ણ વિદ્યાનો ધારક હોય છે, એ શીવાએનાં ન્યૂન ગણેલા છે.

### અથ કપાલ લક્ષણું.

૮૩. સિંહ, હાથી, વાઘના જેવું જેનું કપાળ હોય છે તે માણસ બહુ ભાગ્યશાળી અને પૂત્રવાન હોય છે.

જેનુ કપાળ અર્ધચંદ્રના જેવું હોય તે પૃથ્વિ પતિ હોય, અને જેનુ કપાળ મોટુ હોય, તે વિદ્વાન હોય છે, અને જેનુ લલાટ નાહાનુ હોય, તે અલ્પ આયુશ્યવાળો જાણવો, જેનુ લલાટ ઊંચું હોય તે ધનવંત હોય , જેનુ લલાટ બરાબર નહીં તે સદા દુખી હોય છે તથા તે પારકાનુ કામકાજ કરે તથા બંધન પામે છે.

૧ જેના લલાટ ઉપર ત્રિશુળ હોય, અને જેના લલાટ ઉપર વજ્ર હોય તેને ઘણું દ્રવ્ય હોય, તેમજ તે સ્ત્રીઓને ઘણોજ પ્યારવાળો હોય છે.

૨ જેના લલાટ ઉપર આડી પાંચ રેશા પડે છે, તેનુ આયુર્દા ૧૦૦ વરશનુ જાણવું, ચાર રેશા વાળાનુ આયુશ્ય ૮૦ વરશનુ જાણવું, ત્રણ રેશા વાળાનું ૬૦ વરશનું આયુર્દા જાણવું, બે રેશા હોય તો ૪૦ વરશ જાણવું, ૧ રેશાથી ૨૦ વરશ આયુશ્ય જાણવું.

૩ કપાળ મધે રેશા નહીં હોય તો અલ્પ આયુશ્ય જાણવું.

### અથ હોઠ લક્ષણું.

૮૪. જેના હોઠ લાલ હોય તે નાયક હોય ને ભાગ્યવંત હોય

છે. જેના હોઠ વાંકા તે અત્યંત દુખી જાણવો. જેના હોઠ સ્થુલ અને કાળા હોય, તે પણ દુખી જાણવો.

### અથ દાંત લક્ષણં.

૮૫. જેના કદમનાં ફુલ જેવા અને કુંદન જેવા દાંત છે તે માણસ રાજા હોય છે. રાક્ષશ, રીંછ, વાનરના જેવા જેના દાંત હોય છે, તે સદા ભુખ મરાથી અને તરસથી પીડીત જાણવો.

૮૬. જેના દાંત હાથીના જેવા મોહોટા હોય, વ. વકાસવાળા હોય લુખા હોય તે દુખને પાત્ર થાય છે.

૮૭. જેના દાંત ૩૨ બત્રીશ હોય તે રાજા હોય. જેના દાંત ૩૧ હોય તે ભોગવંત જાણવો. જેના દાંત ૩૦ હોય તેને સુખ તથા દુખ સમાન આવેછે. (આ ગણત્રી દાહડના દાંત સાથે કરવી.)

### અથ જીંવ્હા લક્ષણં.

૮૮. જેની જીભ કાળી હોય, તે દાસત્વપણું કરેછે. શાંમળી ( વ. કાંઈક કાળાશ ) હોય તે પાપકર્મ કરેછે. અને સ્થુલ જીંવ્હા હોય તે ક્રુર હોય. શ્વેત અને પાળાશવાળી હોય તો તે માણસ આચાર વર્જીત હોય છે.

૮૯. પદ્મ પત્રના જેવી જેની જીભ હોય તે મીષ્ટાન્ન ભોજન કરે, અને રક્ત જીંવ્હા જેની હોય તે વિદ્વાન તથા લક્ષ્મીવંત થાયજ.

### અથ તાળુ લક્ષણં.

૯૦. કૃષ્ણ તાળવુ જેનું હોય તે કુળ નાશક જાણવો. પદ્મ પત્રના રંગ જેવુ જેનું તાળવુ હોય તે ભૂપતી જાણવો. શ્વેત, રાતુ, અને પીળુ એ તાળુ પણ ઘણું સારૂ જાણવું.

### અથ સ્વર લક્ષણં.

( ઘાંટો. )

૯૧. જેનો સ્વર હંસના જેવો હોય તે ધનવાન હોય. મેઘના સરખો હોય તો રાજા હોય. ભ્રમરના સરખો તે ભોગવાન હોય. જેનો કઉત્રચપક્ષી સરખો કંઠ હોય, તે ભાગ્યશાળી હોયછે. ગધેડા તથા કાગડા સરખો જેનો સ્વર હોય, તે નીરધન તથા પાપ કર્મ કરનાર જાણવો.

### અથ નાશીકા લક્ષણું.

૯૨. પોપટના જેવી જેની નાશીકા હોય, તે રાજા જાણવો. અને જેની નાશીકા લાંબી હોય, તે ભાગી હોય. ટુંકી નાશીકા હોય તે ધર્મશીળ હોય.

૯૩. હાથીનાં જેવું જેનું નાક હોય વ. પીળાશવાળું હોય તે સર્વ જનને પ્રિતિકારક મનુષ્ય જાણવો.

૯૪. જેનાં નાકનું મૂળ જાડું હોય તે નીર્ધન જાણવો.

### અથ આંખ લક્ષણું.

૯૫. જેની આંખમાં લાલ તસર હોય તે ધનવાન જાણવો. વાઘના જેવી જેની આંખ છે તે ક્રોધી જાણવો. કુતરાના જેવી જેની આંખ છે તે સદા દુખી હોયછે.

૯૬. જેની આંખ હરણ જેવી છે તે સુખી સમજવો. અને બીલાડી અને હંસના જેવી જેની આંખ છે તે અધમ મનુષ્યછે.

### અથ કાન લક્ષણું.

૯૭. જેનાં કાન ટુંકા છે તે મહા ભાગી હોય. જેનાં ઘણાં લાંબા કાનછે તે મધ્યમ ગણેલા છે અને જેનાં કાન હાથી જેવા તથા ઉપર નીમાળાનાં ગુચ્છા લાગેલા હોય તે સુખી સમજવો.

### અથ શીર્ષ કેશ લક્ષણું.

૯૮. જેનાં માથાનાં વાળ ફાટા હોય, વ. લુખા હોય, વાંકા હોય, જાડા હોય, તે પુરૂપ ચોર હોય, દુખી હોય, ક્ષુધા પીડીત હોય.

૯૯. જેનાં વાળ છુટા હોય, ચીકણા હોય, પાતળા હોય, કાળા હોય તે લક્ષ્મીવંત જાણવો. અથ સામુદ્રિક શાસ્ત્રે પુરૂષ લક્ષણું સંપૂર્ણું.

### અથ સ્ત્રી લક્ષાણી કથ્યંતે.

૧૦૦. હવે જે સ્ત્રીનાં લક્ષણ અસુભ હોય તો તેના માત પીતા, ભાઈ, દીએર, સ્વામી એને દુખ્દાયક જાણવા. અને સારા લક્ષણથી તેઓને શુભ કર્તા છે.*

---

* ટીકા. જો સ્ત્રી સારા લક્ષણની હોય તો બેથક કુળને દી. પાવેછે એ કહેતીથી પણ આ વિચારવું યોગ્ય જણાયછે.

૧૦૧. આ કારણથી શાસ્ત્ર જાણવા વાળા જે બ્રાહ્મણ તેનાં સમાગમથી મુહૂર્ત, તિથી, વાર, નક્ષત્ર, યોગ, ગ્રહનું બળ જોઈને કન્યાનું લક્ષણ જોવું. હાથ, પગ, આંગળી, નખ, રેશાઓ, જાંગ, કમર, પેટ, પીઠ, સ્તન, કાન, ભૂજાહ, નેત્ર, લલાટ અને માંથાના વાળ જોવા. શરીરના ઉપરના વાળની પંકતી, ગરદન, નાક, ઈત્યાદી સામુદ્રિક લક્ષણ જોઇ વિવાહ થવો જોઈએ એટલા સારૂ શાસ્ત્રકારની સાહતા, વ. તેની સ્તુતિ કરી મદદ લેવી. જેથી સંસાર સુખ તે સારી રીતે ભોગવી શકશે.

હવે સ્ત્રી કેવી હોવી જોઇએ તથા તેનાં શુભ વ. અશુભ લક્ષણ શી રીતનાં જાણવાં તે બાબત સૂક્ષ્મ સમુદાએ દર્શાવ્યું છે.

૧૦૨. સ્ત્રીનાં પગ માંઉસથી ભરેલા, ચીકણા, પગ ચપટ ભુમી ઉપર લાગેલા નહીં હોય, કોમળ, લાલ, એવાં જે કન્યાના પગનાં લક્ષણ હોય તે કન્યા ઘરનું ભુશણ જાણવું.

૧૦૩. અંગુઠો જેનો અતી લાલ હોયછે. તે પોતાના સ્વામીને અતી માન્યકારી હોયછે. જેનો પગનો ઉપલો ભાગ માંઉસથી ભરપુર હોયછે તે ઘણું સુખ પામેછે. જેનાં પગ ગોળ પદ્મવર્ણ જેવાં લાલ હોય, તેને પુત્ર ઘણા થવા જોઈએ.

૧૦૪. જે સ્ત્રીનાં પગમાં ચક્ર, પદ્મ, છત્ર, શક્તી (ત્રિશુળ વ. તલવાર) હોય છે તે રાજાઓની સ્ત્રી હમેશ થાયછે.

૧૦૫. જેનાં પગનાં તળામાં તર્જનીની આંગળી સુધી સલંગ એક સરખી રેસા આડી વ. ઉભી જાયછે તેના વેહેલા લગ્ન થઇ ભરથારને પ્રીતીકારક થાય છે.

૧૦૬. જેનાં પગની કનિષ્ટિકા આંગળી ભૂમી ઉપર સ્પર્શ કરતી નથી, તે પોતાના ભરથારને ઘાત કરીને બીજાના સાથે નીકળી જશે.

૧૦૭. જેનાં પગની અનામીકા, આંગળી નહાની છે તે કલહવાળી જાણવી. અંગુઠાનાં કરતાં જેની તરજની મોટી હોય તે સ્ત્રી કુમારી હોય તો પણ જાર કર્મ કરેછે.

૧૦૮. જેનાં પગની ઘુંટી સમાન છે, તે નઠારા સ્વભાવની હોય. જેની ઘુંટી બહુ મોટી હોય તે વંધ્યા જાણવી.

૧૦૯. જેની લાંબી ઘુંટી હોય તે દુખી હોયછે. સમ ઘુંટી વાળી સારી રહેછે. અને પગની પેંડી (ગુલ્ફ) જેની પાડા જેવી છે તે બંધનને પામેછે. જેની પગની પેંડી ઘેરી હોય છે તે ભરથારને ઘણું સુખ આપેછે.

૧૧૦. મોટા અને વળી પાસે પાસે ચીકણા વાળ રહીત જેના હાથ છે, તે સ્ત્રી ઘણીજ પુન્યશીળ જાણવી. પેઢુ ઉપર કેડ ઉપર જે સ્ત્રીને રેશા હોય તે નીંદાત જાણવી.

૧૧૧. જે સ્ત્રીનુ પેઢુ મોટું તથા માંથાના કેશ મોટા અને કાળા હોય તે સ્ત્રી ભાગ્યવાન જાણવી.

૧૧૨. કાચબા જેવી જેની પીઠ છે અને થોડુ તથા સ્વાદીષ્ટ જેનું ભોજન છે તે ધન ધાન્યવંતી તથા પુત્રવંતી થાય છે.

૧૧૩. માંસ રહીત લાંબુ શુષ્ક તથા ઘણી નસ હોય એવી જેની યોની છે તે દુખ અને દારીદ્ર પામે છે, તથા દુર્ભાગ્યવાન હોય છે.

૧૧૪. ઊંચું અને જેનું વલણ યોનીનું દક્ષણ તરફ હોય છે તે સ્ત્રીને ફરજન ઘણા થાય છે.

૧૧૫. ડાબી બાજુ તરફ જેના ભગનું વલણ હોય છે તે કન્યા ઘણી જણે છે. જે યોનીના મસ્તક ઉપર આવર્તક (વર્તુલાકાર ભમરો) હોય તે પુત્ર તથા ધન ધાન્યથી યુક્ત હોય છે.

૧૧૬. કાચબાની પીઠ જેવી, તથા હાથીના ખાંધ જેવી, જેના ભગની ઉચાઈ તથા વાળ થોડા ઉગેલ હોય, જેના ગર્ભસ્થાનની જગા અતી સંકોચ ઉપર હોય, વર્ણ લાલ તથા પદ્મ વર્ણ હોય તે શુભ ફળને આપે છે.

૧૧૭. ફીકા રંગની જેની યોની તેની સાથે ગધેડા જેવા જેના વાળ સુકો અને બે ઢંગી જેની ગર્ભસ્થાનની જગા ઘાડી જેવી જેની ચોડી સમ નહીં એવી યોની ડાહ્યા પુરૂષોએ નીશિદ્ધ ગણેલીછે.

૧૧૮. ગંભીર નાભી જે સ્ત્રીને હોય તે પુરૂષને સ્ત્રી ઘણી પ્રીય હોય છે.

૧૧૯. પદ્માકાર કટી જે સ્ત્રીની છે તથા સમકટી જે સ્ત્રીની છે અને માંસથી ભરપુર અને ચીકણી કટી જેની છે અને ઊંચી કટી જે સ્ત્રીની છે તે ઘણી સારી જાણવી.

૧૨૦. જેનાં સ્તન સુઘડ દ્રઢ હોય મોટા અને ગોળ હોય, એવી સ્ત્રી વંશને વધારવાવાળી જાણવી.

૧૨૧. ઊંચી જેની પીઠ છે તે દાસી જાણવી અને જે સ્ત્રીના પીઠના કકડા થતા હોય તે પણ દાસી જાણવી.

૧૨૨. દોહણા જેવી જેની પીઠ છે તે પતીને નાશ કરવા વાળી જાણવી અને શરીરને વીશે જેને નસો વધારે જણાય તે પણ દુખથી ભરપુર સમજવી.

૧૨૩. પદ્મ પત્ર જેવા જે સ્ત્રીના હાથ છે, નરમ, છે, લાલ છે, એવા જે સ્ત્રીના હાથ હોય તે ભાગ્યશાળી હોય આફત કોઈ દીવસ આવે નહીં અને પુત્રવંતી હોય છે.

૧૨૪. જેનું તાળવું શ્વેત છે તે જળમાં મૃત્યુ પામશે અને તાળવું માંસથી ભરપુર હોય તે ધન રહીત હોય છે અને જેનું તાળવું શામ હોય તે કલહ પ્રીય જાણવી, શ્વેત તાળવા વાળી દાશી હોય કાળા તાળવા વાળી દુખી હોય છે.

૧૨૫. જેની આંગલ લીલા રંગ વાળી હોય તે જોગણ થશે, જે સ્ત્રી મધ્યમ કદની હોય તે ઠીક કેહેવાય છે.

૧૨૬. દીર્ઘ જેના નાકનો અગ્ર છે, તે હમેશ સ્ત્રી કોપાયમાન હોય છે. જેનું નાક ન્હાનું છેક હોય, તે સ્ત્રી દાસપણું કરેછે. અને જેની નાશીકા ચપટી હોય છે, તે સ્ત્રી વિધવાપણું ભોગવે છે. સમ અને સુશોભીત નાકની સ્ત્રી ઉત્તમ ગણેલી છે.

૧૨૭. પીળાં જેનાં નેત્રછે, તે ધનવંત અને સુખી સ્ત્રી હોય છે. અને જે લાલ, વ. કાળાશ, વ. શ્વેત, નેત્રવાળી સ્ત્રી અશુભ ગણેલી છે.

૧૨૮. જેનુ ઉદર, લલાટ, ભગ, પુષ્કળ ચોડુ હોય તે પોતાના ૧ દીએર, ૨ સસરો અને ૩ પતીને મારનાર ગણેલીછે. ભગથી ભરથાર હણાય છે, ઉદરથી દીએર હણાય છે, લલાટથી સસરાને હણે છે. આવી કન્યાને વરવી ન જોઇએ.

૧૨૯. જેનુ ત્રણ આંગળનું કપાળ છે, નસ તથા રોમથી વિવર્જીત છે. નિરમળછે, સાફ અને સમછે, તે સ્ત્રી આયુષ્યવાળી સુખી અને ધનવંત જાણવી.

૧૩૦. માથાના જાડા જેના વાળછે, તે પતીને હણવાવાળી જેના વાળ પીળા રંગના છે, તે પણ નેષ્ટછે. તેમજ ટુંકા વાળવાળી પણ સારી ન જાણવી.

૧૩૧. હરેણના જેવી જેની ગર્દન, જાંગ, તથા પેટ, તે દાસી કુળમાં જન્મી હોય તોપણ રાજ્યપત્ની થશેજ.

૧૩૨. હીણ કુળમાં ઉત્પન્ન થએલી હોય અને જો લક્ષણથી યુક્ત હોય તો તે રાજપત્ની થશેજ આવી સ્ત્રી મેળવવાને શાસ્ત્ર જાણકારે પુરૂષે યોજના કામે લગાડવાને બને તેટલો પ્રયત્ન કરવો જોઇએ.

૧૩૩. સ્ત્રીનાં લાલ નેત્ર ગર્દન જેની મોહોટી હોઠ લાંબા વિક્રત મુખ અને પગ જેના ખરાબ વ. અદુકડા અને બેડોળ એવી સ્ત્રી મળેલી હોય તો તેને ઉદયોગ કરીને પણ છોડવી જોઇએ.

૧૩૪. હંસના જેવો જે સ્ત્રીનો શબ્દ છે, મેઘના જેવો વર્ણ છે અને દીર્ઘ જેનાં નેત્રછે, એવી સ્ત્રી જેના ઘરમાં જાય, ત્યાં સુખની વૃધી જાણવી.

૧૩૫. જેના કપાળમાં ઉજ્વળ અને ભીલો ટીલક વ. ચિન્હ જણાય તે ધનધાન્ય યુક્ત થઇને પાંચ પુત્રને જણેછે.

૧૩૬. હંસના જેવો જેનો શબ્દ છે ને મેઘવર્ણ જે કન્યાછે તે આઠ પુત્ર તથા ધર્મ અને સૌભાગ્યવાળી જાણવી.

૧૩૭. દેડકા જેવી જેની કૂખ હોય તે એક પૂત્રને જણે તો પણ તે રાજા થાય.

૧૩૮. કઉવચનાં જેવો,કોકીલ જેવો, ચક્રવાકના જેવો જેનો સ્વર છે; તે સ્ત્રી સુવર્ણ અને ધંન ધાન્યની વધારવા વાળી હોયછે.

૧૩૯. ચંદ્ર કાન્તિ જેવું જેનું મુખ છે, અને નાશીકા જેની સુસ્વરૂપ છે; અને ભ્રમર (આંખ ઉપરની) જેની ચંદ્રાકાર હોય, તે સ્ત્રી ઘણું સુખ ભોગ ભોગવવા વાળી હોય છે.

૧૪૦. જે સ્ત્રીનાં નખ ઉપર કમળ પત્રની માફક લાલી હોય, અને આંગળી તથા હાથ જેનાં નરમ છે; તે કન્યા નીરંતર સુખને પામે છે.

૧૪૧. જેની જાંગ વર્તૂળાકાર અને એક એક રોમથી છીદ્રમા ભરપૂર હોય તો તે ધન ધાન્યવંતી અને સુખી હોય છે.

૧૪૨. જેનું શરીર નીલ, કમલવર્ણ, તથા તેની સાથે પીંગટ નેત્ર છે, તે સુવર્ણ, રૂપું, અને રત્નથી ભરપૂર રહેછે; એ નીઃસંશય જાણવું.

૧૪૩. શંખ, ફુલ, ચંદ, એવા જે સ્ત્રીના દાંત છે; તે લક્ષ્મી ભોગી જાણવી, તેને શરીરમાં માંઉસ કોઈ વખતે વધશે પરંતુ તે કલ્યાણકારી ગણેલી નથી.

૧૪૪. જેની પગની આંગળી મધ્યમાં અંગુઠાથી વધેલી છે, તે પોતાના ધણી સાથે પ્રીતી ન કરતાં પર પુરૂષથી પ્રિતિ બાંધશે.

૧૪૫. જેની નાશીકા અત્યંત દીર્ઘ હોવાથી, નીચું જોવાથી, પૃથ્વિ ઉપર સ્પર્શ ન કરે તો, તે, બે પુરૂષ છોડી ત્રીજો ભરથાર કરશે.

૧૪૬. શરીરની રોમ પંકતી નરમ નીરધુમ હોય તો તે સુખથી સંપન્ન થઇને ધનવંત પતીને મળે આઠ પૂત્ર જણે એક કન્યા જણે.

૧૪૭. ત્રણ ચક્ર; ૧ લલાટ, ૨ કટી, ૩ ઉદર, એ સ્થાને હોય તો તે ૧ દીએર, ૨ સસરા, અને ૩ પતીને ભક્ષણ કરનારી સ્ત્રી જાણવી.

૧૪૮. પીઠ ઉપર જો ત્રણ ચક્ર હોય તો તે સ્ત્રી ઘણીજ કલ્યાણકારી જાણવી.

૧૪૯. જેનાં જાંગમાં વાળ ઘણાં હોય અને મુખ વિકાળ હોય તો તે સ્ત્રી પોતાના ધણીને જલદી ખાશે.

૧૫૦. જે સ્ત્રીને પગની પેંડીમાં નીમાળા હોય, તે વળી જો કુકરે જેવા હોય, અને તે જો સુસ્વરૂપ હોય, રાજ કુળમાં જન્મી હોય, તો પણ તે દાશી થશેજ.

૧૫૧. કાગડા જેવી જે સ્ત્રીની જાંગ, અને કુકરના જેવા જેના વાળ હોય છે; તેનો પતી દુખથી ભરપુર હોય છે.

૧૫૨. જે સ્ત્રી ચાલે તે વેળા તેની કમર કીટ કીટ અવાજ કરે તે પતીને અશુભ જાણવી.

૧૫૩. જે સ્ત્રીના મોહોનો વાસ છછુંદર, મચ્છ, અને નોળી. આ, જેવો છે; તેને એકદમ વર્જવી.

૧૫૪. જે સ્ત્રીની વાણી ઉગ્ર છે, સર્વાંગ જગાએ રોમથી ભરપુરછે; અને વળી પગ જેનાં સ્થુળ છે, તેવી સ્ત્રી દાશી કહેવાય. એવી ક્યા સાથે વિવાહ ડાહ્યા પુરૂષે કરવા નહીં.

૧૫૫. જે સ્ત્રીનાં હૃદયમાં લાલ તલ હોય, અને તેવુંજ બીજું કાંઈ શુભાશુભ હૃદયને વિષે લાંછન હોય, તો તે શોભન જાણવું અને તે સ્ત્રી વિત્ત તથા સન્માનથી ભરપુર હોઈ પોતાના સ્વામીને વશ કરેછે.

૧૫૬. આવા ચિન્હવાળી સ્ત્રી ત્રણ પુત્ર તથા ચાર કન્યા પોતાની ઉમરે ઉત્પન્ન કરે છે.

૧૫૭. સ્ત્રીના હૃદયને વિષે જો કાળો તલ હોય તો તે વેહેલીજ વિધવા થાયછે, અને અતિ દૂખને પામેછે.

૧૫૮. નાભીને વિષે ગોળ કંદોરા માફક લીટી હોય, તો તે સ્ત્રી ઘણીજ ભાગ્યશાળી હોય, એટલુંજ નહીં, પણ પતી રાજ્યમાન હોયછે.

૧૫૯. જેની યોની વડ પત્ર જેવી હોય, તે નારી ઘણી સૌભાગ્યવતી હોય પણ પૂર્ણ મણીબંધ હોય તો (હાથે પુરૂષને મણીબંધ રેશા હોયછે તેવી સ્ત્રીને કમરે રેશા હોયછે.

૧૬૦. યોનીની ઉપર લાલ કંકુ જેવો તલ હોય, તો, અથવા યોનીની દક્ષણ બાગે તલ હોય, તો, તે વધારે સુખ રૂપ જાણવું.

૧૬૧. જે સ્ત્રીના પગમાં ધ્વજા, છત્ર, મુસળ, અંકૂશ, એવી રેશા હોય તેને પતી વિદ્વાન મળશે.

૧૬૨. જેના પગ ઉપર, અને મસ્તક ઉપર, તથા છાતીએ નીલવર્ણ લાંછન છે; તે સ્ત્રી ભાગ્યવાન નીવડેજ.

૧૬૩. ગોળ, ઘણા કઠીણ નહીં, કોઠના આકાર જેવાં અને માંઉસથી યૂક્ત, એવાં જે સ્ત્રીનાં સ્તનછે, તે સ્ત્રી સુખવાળી જાણવી.

૧૬૪. સ્ત્રીનાં સ્તનની વચ્ચ ભાગે એટલે હૃદયને વિષે લાલ લાંછન હોય તે ધણી કૂળવર્ધક તથા સુખી જાણવી.

૧૬૫. જે સ્ત્રીનાં વીર્યની ગંધ ધાન્ય જેવી છે, વ. જેને ગં-ધજ નથી, તેવી સ્ત્રીને વર્જ કરવી.

૧૬૬. ક્ષીરનાં જેવો જેના વીર્યનો ગંધ છે, તથા ખારના જેવો જેના વીર્યનો ગંધછે, તે સ્ત્રીને પણ વર્જવી જોઇએ.

૧૬૭. આવી ગંધની પરીક્ષા ગોમુત્ર, વ. હડતાળ લગાવવા-થી તેનું સ્પષ્ટિકરણ થાયછે. તેમાં જો દૂષ્ટ ગંધ નિકળે તો તેવી સ્ત્રીને ત્યાગ કરવી.

૧૬૮. ચંપા, અશોક, એનાં પુષ્પ જેવી જે સ્ત્રીની ગંધ હોય તે નિત્ય પોતાના ધણીને શુભ ફળ આપેછે.

૧૬૯. અન્યે જન્મમાં પુરૂષ, વ. સ્ત્રીએ કરેલા કર્મની ગ્રંથી-કા ઉપરથી આવા શુભ, વ. અશુભ ચિન્હો શરીરમાં દાખલ થઇ તેવા ફળને પામે છે; અને તેવું ફળ ભોગવે છે. એની ખૂબી માત્ર અનુભવી જનો લઇ શકેછે, તેનો પરતાવો અજ્ઞાનને થઇ ઇર્ષા કરેછે એ બર્થ છે.

૧૭૦. હીચણ જેનાં મોહોટાં છે, શાથળ જેની મોટી છે, અને દાંત જેનાં બરાબર હોય, જાંગ જેની મોટી, ને સુંદર, ચિકાશ-વાળા જેનાં કેશછે તેનો ભરથાર રાજા થાયછે, તથા પૂત્રવાન થાયછે.

૧૭૧. જેનાં પગ હાથીની સુંઢ જેવા, અને સ્તનછે તે હાથીના ગંડસ્થળ જેવાં હોય, અને વડના પાંતરા જેવું જેનું ભગ છે.—

૧૭૨. ઢગરા, લલાટ, કાચબાના જેવાં ઊંચા છે, ગુહ્યસ્થાને, કમરે જેને મણીબંધ રેશા હોય તેને અથાગ દ્રવ્ય તથા સુખ મળેજ.

૧૭૩. પીળા જેનાં ડોળા હોય, સાથળ જેની ઊંડી હોય

અને પુરૂષના જેવો અવાજ, મોહો ઉપર મુછ જેવા વાળ, ગધેડાના જેવો સ્વર, મોટી જેની જંગા, ઊંચા જેનાં કેશ, લુખા જેનાં નેત્ર, વિક્રાળ જેનું મોહોડું એવી સ્ત્રી અતિ દીન તથા દુખી જાણવી.

૧૭૪. સુકું જેનું શરીર હોય, ભવા જેનાં મળી ગએલા હોય, અને સ્તન જેનાં વિશાળ હોય, એવી કન્યા કોઇ વખત સુખ આપનારે નથીજ.

૧૭૫. જે સ્ત્રીની નિદ્રા અલ્પ, ભોજન સ્વલ્પ, પાતળું શરીર, વાળ મુળેજ શરીર ઉપર નહીં, તે શુભ જાણવી.

૧૭૬. લાલ જેની જીભ, હરણ જેવી જેની આંખ, પેટ જેનું પાતળું, અને હાથી, તથા નાગના, જેવી જેની ચાલ, એવી સ્ત્રી લક્ષણવાળી ઘણીજ ઉત્તમ ગણેલી છે.

૧૭૭. બીજાને અનુકુળ થવાવાળી, હમેશ લડવું પ્રશન કરવાળી, પોતાના સ્વાર્થની વાતો કરવાવાળી, ઘણું રોવાવાળી, સાત ઘરમાં પ્રવેશ કરવા વાળી, એવી ભાર્યા, જો દશ પુત્ર પુત્રી હોય તો પણ તેને તજી દેવી જોઇએ.

૧૭૮. જેનાં લાંબા સ્તન તથા હાથ હોય, એવી સ્ત્રી કોઇ વખતે બીજો પતી કરશેજ.

૧૭૯. ૧ વદી, ૨ કુળ અને ૩ દેવી, એ ત્રણ નામની કન્યા પોતાના પતીનું ભક્ષણ કરશે. ૪ તિર્થ, ૫ ભ્રક્ષ, નામની કન્યાનું મુખ ન જોવું.

૧૮૦. આ શાસ્ત્ર જાણનાર સંસારના સુખનું મુળ છે. એ લક્ષણ અને અપલક્ષણ જાણવાથી કુળની વૃદ્ધી, યશ, અને લક્ષ્મી પ્રાપ્ત થાયછે.

ઇતિ સામુદ્રિક શાસ્ત્ર સમાપ્ત.

---

# इश्वर निर्णय विचार.

માહારા મનમાં ઘણા દિવસથી એક હેવા મુસ્તકીન વિચાર ઠસેલો હતો, અને જે અદ્યાપિ સિદ્ધાંત રૂપે થઈ મને ખાતરી આપે છે, તે માહારા ભાઈઓ આગળ દરસાવવો; હેવા હેતુથી આ સૂક્ષ્મ લખાણ કરવાને મે હિંમત ભીડી છે. માહારામાં ઘણા પ્રકારના ગુણ દોષો માઇક વેહેવારને લીધે રેહેલા છે. તે તરફ માહારા સચેતન ભાઇઓએ લક્ષમાં ન લેતાં બુદ્ધિથી વાસ્તવિક મનંન કરવાને હું ભલામણ કરૂં છું, તે તરફ સંપૂર્ણ દેહાભિમાન છોડી લક્ષ આપવાને ચુકસો નહીં; તો મને આશા છે કે સર્વનું કૃતાર્થ સેંજવારમાં થશેજ થશે.

આ વિષય બાબત, વિષ્ણુબાવા બ્રંહ્મચારી નામના, એક પંડીતે પોતાના વિચાર સદસત્ બતાવી આ દુંનીઆમાં અમર નામ મુકી ઇશ્વરના ચર્ણ કમળને વિષે ગયા; એમ જ્યાંસુધી બીજી તરફથી તેઓના કૃત્યની કાળાશ નજર નથી આવતી ત્યાં સુધી મને માનવાને તથા સર્વ જ્ઞાનીઓને કારણુજ છે.

હાલના પ્રસંગમાં સ્વામી દયાનંદે પોતાના વિચાર ઇશ્વર સંબધી બતાવી લોકોના દીલ ફેરવવાને પોતાની શક્તિ કામે લગાડી છે. ઉપલા બ્રહ્મચારીને નજરે જોવામાં નહીં આવેલા, તેથી તેઉના વાસ્તવિક બાહીરના લક્ષણો વિષે મારાથી ઊંડાણ જવાયું નથી. પણ બાહારના લક્ષણ બાબત ગુણ દોષ જોવાનો માહારો વિચાર તદન છેજ નહીં. એટલે તેઉ બ્રંહ્મચારીને જોયા હોત તોપણ આ પ્રસંગે મને નિરર્થકજ હતું.

હવે સ્વામી દયાનંદજીના વિષે માહારા મનમાં કોઈ પ્રકારનો વિચાર લાવવો જોઇએ, કેમકે, તેઉની પ્રકૃતી, અને ચેહેરો, તથા તેઉનાં સદસત્ વિચાર ઇશ્વર જ્ઞાન સંબંધી જે જોવામાં આવ્યા તે ઉપરથી કાંઈ કહેવાને બાધ નથી. ઘણી દલગીરીની સાથે મારે આ પ્રસંગે લોકોના દીલમાં આ વાત ઠસાવવાની જરૂર પડેછે કે, મને સંસ્કૃત ભાષાનું પૂર્ણ જ્ઞાન ન હોવાથી તેઓના સંસ્કૃત જ્ઞાન

વષે હું કાંઈ પણ અભિપ્રાય આપી શકતો નથી. પરંતુ મુર્તિપુજન ખંડન બાબત તેઓના વિચાર દેશમાં એકસંપ, સર્વ પ્રાણી માત્રને ભાંડુ માફક ગણવા, પુરૂષાર્થ કરવું, અને હિંદુસ્થાનની ગએલી લક્ષ્મીને પાછી મેળવવી, એ બાબત જે ધર્મની શૈલી રાખી બોધ કરવાનો જે જુસ્સો તેને શાબાસી આપતાં લોકોના મનમાં નીષ કપટપણે અથવા પોતાના મનનાં ભાવાર્થને ખુલી રીતે પ્રગટ કરી સર્વ પ્રાણી માત્રની રૂચી એક સરખી પોતાના તરફ ખેંચવી. એ બાબત તેઓ પછાત હતા, એમ માનવાને તો ખરેખરૂં કારણ હતુંજ. તે બાબત દેશીમિત્ર અને પંચદાડના ઝઘડા ઉપરથી સ્પષ્ટ માલમ પડેછે. તો જ્યાં સત્યતા છે, વિચારછે, દયાછે, ક્ષમાછે, ધૈર્ય છે, બુદ્ધિની ઐક્યતાછે, ઇત્યાદી જે ગુણોની ઈશ્વર સંબંધી વિચારમાં મુખ્યત્વે જરૂરછે; તે જો એક પાયો મજબુત કરી લોકોના તરફ પોતાની વૈખરી ફેલાવી હોત, તો, બેશક બધા લોકો શાબાસી અને ખુશાલીના પોકાર મારતજ, એમાં કાંઈ સંષય નથી. તેમ થયું હોય એમ ન જણાવવાથી ભિન્નત્વ પ્રાપ્ત થઈ એક બખેડાની માફક એઉનું ઉચ્ચારવું થઈ પડ્યું, એ જરા શોકકારક બીનાછે. મારાથી અરૂચી ભરેલું કથનતો નહોંજ થાય. પણ જ્યારે મને જે ઠેકાણે જે શબ્દોને ગોઠવવાને સર્વ સંમત્તીના જ્ઞાનની જ્યાં જરૂરછે. તવે ઠેકાણે હું એકલો પોતાની બુદ્ધિ કેટલી દોડાવી શકીશ તેહેનો ક્યાસ કરવાને હું જ્યારે બેશું છું; ત્યારે વિચાર સ્પષ્ટ થાય છે, કે હ૬.

માણસની ત્રણપ્રકારની બુદ્ધિની તુલના જ્ઞાનીઓ કરી ગયા છે. મુસલાગ્ર, તૈલાગ્ર, કુશાગ્ર, અને તેમાં હાલમાં અર્વાચીન લોકોમાં વિશેષ કરી મુસલાગ્રબુદ્ધિ પ્રાધાન્ય રૂપે દેહમાં વસેલી છે. તેથી કદાચ મારા લખાણના હરફને સમજી મનન કરવાને વિલંબ લાગશેજ. તથાપી અભ્યાસે કરી તેનો નાશ થઈ ઉતરોત્તર જ્ઞાન થશેજ. મુસલાગ્ર બુદ્ધિનું જવું થવાથી તરતજ તૈલાગ્ર બુદ્ધીનો પ્રવેશ થશે, તેનું લોપ થવા પછી કુશાગ્ર બુદ્ધિનું આવવું શેહજજ થશે. હવે મુસલાગ્ર બુદ્ધિ તે કોને કેહેવી, તે બાબત સમજાવું છું, તૈલાગ્ર

બુદ્ધિ કોને કેહેવી, અને કુશાગ્ર બુદ્ધિ કોને કેહેવી, તેનું વર્ણન મુખ્યતે-સર કરી હું અલ્પમતીનો પામર માયાના વિસ્તિર્ણ અને અપાર સમુદ્રમાંથી ડુબતા સર્વ પ્રાણી માત્રને સમજુતી આપી પાર કહાડવાને જે હીંમત મેં બીડીછે, તે અગર જો ઘણી દુર્ઘટ છે, તો પણ વારંવાર મનન થવાથી વિષ્ણુંબાવા, દયાનંદ, અને હું તાપીશંકર, એ ત્રણેના વિચારની તુલના કરી પોતાની ઉપરના ત્રણ પ્રકારની બુદ્ધિમાંથી જેને જે વિચાર સાથે રૂચે, તેમાં સમાવી તેનો ક્યાસ કરવાથી, મને ઝટ માલમ પડશેજ કે, આટલાઓને આ વાત રૂચી છે. મને કોઈ કહેશે કે મારી ચંચળ બુદ્ધિ કુશાગ્ર થઈ ગઈ છે; તો હું સમજી જઇશ કે મહારા વિચાર બુદ્ધિની સાહેતાથી તેનાં અંતઃકરણને રૂચ્યા છે.

મારા અગાડીના લખાણમાં સર્વ કરતાં, મે બુદ્ધિનો આ દેહ, અને આત્માનો, મુખ્ય પ્રધાન કરેલો છે. તેથી બુદ્ધિજ મારો ઈષ્ટમિત્ર, બંધુ, અથવા અર્ધાગના જે ગણો તે, તેજ; સર્વોપરી અતિ પ્રિય, અને ફળ દાતા છે. વાસ્તે ખૂબ શોચ કરવાને વિદ્વાન અને જ્ઞાનીના પદાંબુજ આગળ મારી અલ્પ મતિની વૈખરી શબ્દની રચના સાથે મુકવાને અવિવેક કરૂંછું. તે માફ કરશોજ કરશો.

મુસલાગ્રબુદ્ધિ—એટલે જે પ્રમાણે ભાત ખાંડવાનું મુસળુ અણીએ જાડુ રેહેછે, તે પ્રમાણે જેની બુદ્ધીમાં જાડાસ રહેલી છે તે.

તૈલાગ્રબુદ્ધિ—એટલે જેની બુદ્ધિ તેલની માફક પસરી સર્વને તપાસી શકેછે, તથા તેમાં પ્રવેશ કરી શકેછે તે.

કુશાગ્રબુદ્ધિ—એટલે દર્ભના અગ્ર ભાગના જેવા નાજુક ભાગમાં, જેની બુદ્ધિ પોહાચી સ્થિરત્વ રહી શકેછે તે.

આ પ્રમાણે બુદ્ધિને રેહેવાને પંચતત્વના પુતળામાં સ્થાનોછે. તે સ્થાનોમાંથી બુદ્ધિ વારંવાર નીકળે છે, તથા પેસેછે. તે સુચવનારી જે આપણી વૃત્તિ, બુદ્ધિ, ઇત્યાદિ હરેક નામ, દેશ, અને સમજથી આ ભુચર મનુષ્યે માની લીધેલા છે, તે વિષે હું બોલીશ.

આપણા હીંદુસ્થાનની આગળ હાલમાં ચાર ધર્મના લોકોની

શૈલી નજર આવેછે, એટલે ૧ હિંદુ, ૨ પારસી, ૩ મુસલમાન, ૪ અંગ્રેજ, તો તેઓ પણ આ મતને વિરૂદ્ધ પડશે એમ મને તો લાગતું નથી. પરંતુ એમ કરતાં તેઓને નહીં રૂચે તો તેઓમાં મતભેદનું એક મોહોટું કારણ હશેજ, બાકી દરેક જ્ઞાની દરેક ધર્મના સ્વીકાર કર્યા વગર રેહેશેજ નહીં.

હિંદુલોકોના વિદ્વાન ધર્મગુરૂ, પારસીના કેટલાએક મોબેદ, મુસલમાન લોકોના શૈયદ, અને અવલિઆ લોકો, અંગ્રેજના પાદરીઓસાથે, જુદે જુદે પ્રસંગે મારે બેસવું થંઇ ફુરસદના વખતમાં ધર્મબાબત અને ઈશ્વર સંબંધી જ્ઞાન મેળવવાની ઉત્કંઠાથી, મે, ઘણો લાંબો વખત કાહાડેલો તેમાં તેઉના ધર્મનો વાસ્તવીક હૃદય મને જે મળેલો છે. તેની ટોચ સર્વની સરખીજ છે, એમ મહને બાધિત થવાથી, આ લખાણ કરવાને મે માથે લીધુંછે. તો ઈશ્વરપાસે માગું છું કે, દરેક મનુષ્ય ઉપર, અને ઈશ્વર લીલા ઉપર મારી વૈરી બુદ્ધિનો ફેલાવો ન થતાં મિત્રત્વ બુદ્ધિ પ્રાપ્ત થઈ માહારા લખાણને આરંભવાનું મને સુજે. એટલે હું કૃતાર્થ થયો, એમ માનીશ અને તેમ થાઓ. તથાસ્તુ.

## પ્રશ્ન ૧ લો.

# આ જગતનો પેદા કરનાર કોણ અને કેવો છે?

## જવાબ.

આ જગતનો પેદા કરનાર એક ઈશ્વર છે. એ ઈશ્વરને ઓળખવાને માણસમાં વિવેક, બુદ્ધિ, મન, ચિત્ત, એ ચાર પ્રકારનો આ દેહમાં વાસો છે, તેણે કરીને ઝટ માલુમ પડી આવે છે કે, આ જગતનો ઉત્પન્ન કરનાર કોઈ પણ છેજ.

વિવેકે કરીને વિચાર સૂઝ પડે છે. અને વિવેક વાળો વિચાર સર્વત્ર રીતે સત્ય અને શ્વેતછે. માટે વિવેકમાં એક ગુહ્ય ખુબી ઈ-

શ્વરને ઓળખવાની રહેલી છે. આથી લોકમાં અને જગત કર્તાના મહિમાને આનંદની સાથે વિચારવામાં લેવા તે સર્વોપરી સાધન છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે, લોકોમાં પ્રતિષ્ટિત તે સર્વ બ્રહ્માંડમાં માનને પાત્ર છેજ.

બુદ્ધિ–આનો અર્થ બોધ કરવો અને બોધ થવો એ બે છે. હવે બોધ કરવામાં અને બોધ થવામાં મન, ચિત્ત, વિવેક, એનો પણ આપ છે. માટે બુદ્ધિના જે મે ઉપર ત્રણ ભાગ બતાવેલા છે, તે, એટલે મુસલાગ્ર, તૈલાગ્ર, અને કુશાગ્ર. તેમાં મુસલાગ્રમાં સ્થુલ દેહ, સ્થુલ વિચાર, સ્થુલ મન, સ્થુલ વિવેક, સ્થુલ ચિંતન કરવાથી તેનું પરિણામ સ્થુલ નીપજે, જેથી કાર્ય કારણમાં પણ તેવુંજ સ્થુલ ત્વ પણું આવે છે. માટે બુદ્ધિનું જેવું વધવું, ઘટવું તેજ પ્રમાણે સર્વ અનુચરો અથવા સાક્ષકારોનું વર્તવું; અને તેનું છેવટ પણ તેવુંજ ફળ દાતા જાણવું. માટે જ્ઞાનીઓએ મુસલાગ્રબુદ્ધિના વિચાર વાળા પુરૂષને ન્યૂન ગણેલા છે. તેને આ લખાણ અને ચર્મ ચક્ષુના દ્રષ્ટિત લોકોને આનું હશ્ય ધ્યાનમાં ઉતરવું મુશકેલ છે. કોઈ માણસ કમ અકલનો હોય તો કેહેવામાં આવે છે કે, આ કેવો મુસળ જેવો છે. કે એને કાંઈ સમજ પડતી નથી. તૈલાગ્ર બુદ્ધિમાં એક આ ઉપર બતાવેલા સાથે મુકાબલો કરતાં જરા વધારે ચમત્કૃતી રહેલી છે; એટલે બુદ્ધિમાં પ્રવેશ કરવાની સત્તા, જેમ તેલ પસરી જઈ અંદરના હશ્યને સમજી શકી કાંઇક સહેજ વાસો કરી કાર્ય કહાડી લે છે; તેમ તૈલાગ્રબુદ્ધિ કરી શકે છે. પણ તેમાં સંપૂર્ણ સ્થિતિ રેહેતી નથી, તથાપિ મુસલાગ્ર બુદ્ધિના લોકોને સારી રીતે ઓળખી શકે છે. તૈલાગ્ર બુદ્ધિવાળાનું મન, ચિત્ત, અને વિવેક, ઘણાં ચંચળ રહે છે, અને તેથી આ લોકમાં તેને લોકો ચંચળ બુદ્ધિના નામથી ઉપમા આપે છે. તેનું આ લોકોમાં અને પરલોકમાં ચંચળપણું પ્રાપ્ત થાય છે, શીવાય વધારે કાંઈ લાભ મળતો હોય એમ મનેતો લાગતું નથી.

હવે કુશાગ્ર બુદ્ધિ વિષે થોડુંએક વર્ણન કરૂં છો. કુશાગ્ર બુદ્ધિને

મેળવવાને મુસલાગ્ર બુદ્ધિ દરેક માણસને ગ્રહણ કરવી પડે છે. ત્યારબાદ તૈલાગ્ર બુદ્ધિએ જાય છે, અને છેવટ ઈશ્વર કૃપાએથી કુશાગ્ર બુદ્ધિને પોહોચે છે. જેનેને ઓળંગ્યાબાદ અભ્યાસે કરીને કુશાગ્ર પ્રાપ્ત થાય છે. તેમાં મન, વિવેક, બુદ્ધિ, ચિત્ત, એ ત્રણ કુશાગ્ર થયા એટલે તેમાંથી સત્ય, આનંદ, પરમાર્થ, અને આત્મ દર્પણ થવાને લાયક થાય છે. પછી તેને નીષકલંક, નિર્લોભ, નીરાભિમાન, અને નિર્વૈર વિગેરે જે ગુણો તેથી ભરપુર થઈ, આ જગતનો પેદા કરનાર કોઈ છે, એમ સિદ્ધ થઈ હમેશાં મગ્ન માં રેહે છે. એ સિદ્ધાંતને સારૂ લોકોમાં એમ કેહેતી ચાલી છે કે "जिनेपाया इनेछुपाया" મતલબ જેણે આ બુદ્ધિથી ઈશ્વરને ઓળખ્યા છે. તે બીજાને સમજાવી શકવાને શક્તિમાનતો થશે; પરંતુ તેના ખરા રૂપને ઓળખવાને બીજાની બુદ્ધિ જ્યાંસુધી કુશાગ્ર થઈ નથી, ત્યાંસુધી તે માનવાનોજ નહીં માટે વેદ પુરાણ શાસ્ત્ર ઇત્યાદીકમાં જે જે દાખલાઓ અને ઈશ્વરના ગુણ અને સ્વરૂપ વિષે અગાડીના મહાન પંડીતો જે, જે, નિરૂપણ કરી ગયા છે; તે પોતાની કુશાગ્ર બુદ્ધિના જોરથી આત્મ દર્શણિક લોકોના જ્ઞાને થએલું છે; તે હાલ રૂચવું અશક્યછે. તે સિદ્ધ છે. તો તેથી સર્વને ટુંકાણમાં એટલુંજ બતાવું છઊ કે, જેમ માના પેટમાંથી બાપની કૃપાવડે પૂત્રની ઉત્પત્તિ થાય છે; તેમ (બ્રંહ્મ) ઈશ્વરની કૃપાએ કરીને માયામાં આ બ્રંહ્મ રૂપી જીવ ધાવેછે, તે ધાવતો બંધ થઈ બાપના શોધમાં એટલે બાપને ઓળખવાની તજવીજ અને તેના વેપારમાં પડશે. એટલે ઈશ્વર કેવો છે; તેનું જ્ઞાન પોત પોતાની મેળેજ બુદ્ધિની સાબુતાથી થશેજ. આ જગતનો ઉત્પન્ન કરનાર છે; એમ ખાતરી થશે. તેને તે જોશે અને ભવસાગરના ફેરામાંથી ટળશે. એ સિદ્ધ અનુભવ આત્મ પ્રતિતીથી થશે એટલે બોલવું તરત બંધ થશે.

માણસ માત્રનું પુરૂષાર્થ પુરૂષને ઓળખવો એ છે. પણ માને ઓળખવી એ નથી. માટે માયા મા રૂપ છે. બ્રંહ્મ (ઈશ્વર)

બાપરૂપછે પુરૂષ વર્ગ છે. માટે પુરૂષાર્થમાં જે બાપની પ્રિતિ અને ઓળખ્ય કરે છે તેજ પુરૂષાર્થ છે. તેનો અર્થ આ માયાના ફંદામાં પડેલા લોકો હજારે કુતર્ક કહાડી બુદ્ધિથી ચોગરદંમ ભટકે છે, એ વ્યર્થ વ. મિથ્યા છે.

મને કરીને મનન કરવું, અને બુદ્ધિથી બોધ લેવો,વિવેકે વિચારવું; અને ચીત્તલગાડીને જોવું કે,આ મેં જે મનન કરેચુંછે, તે વાસ્તવિક છે કે કેમ? મારા વિચારને કોઇ હશી તો નહીં કહાડે; અથવા જે ઠેકાણે મારે મનથી મનન કરવું છે, ત્યાં મનનવાળી વસ્તુ સ્થિતિ કરીને કાંઇ જગ્યાને દાહા તો નહીં આપે. એવું જે જોવુ તેનું નામ મનન. અને મનને ઊઠાડનારી વસ્તુને ઉર્મી કહે છે. તે ઉર્મી મનનું સ્થાન છે.

ચિત્ત એટલે ચિંતવન કરવું, એટલે ધારણા શક્તિ તે જે પ્રમાણે દુકાનદારોને અનાજ વીગરે પદાર્થો તોળવાને ત્રાજવું છે.

તે પ્રમાણે બુદ્ધિ, મન, અને વિવેક એની તુલના કરવા સારૂ એક ત્રાજવું છે, તેથી ચિંતવન કરનાર પદાર્થને લેવાની સાથે જો એ ચિંતવન કરનાર ત્રાજવું મજબુત દાંડી અને તેને તોળવાની બુદ્ધિ, મન, વિચાર, બરાબર કાટલાં હોય, તો તે ચિંતવન વાસ્તવિક દેડ કરીને પહોંચે છે. આ દોડથી એટલે વિવેક, બુદ્ધિ, મન, ચિત્ત, આ ચાર જો કુશાગ્ર થાય તો ઇશ્વરને વિષે અનુમાન કરવાની જરૂર ના પડતાં સન્મુખ ઈશ્વરનુ દર્શણ થાય છે. એ દર્શણ પણ દેવતાને દુર્લભ છે.

**શ્લોક.**

यत्पूर्ववृत्ति नियतं तदुत्पत्ता वपेक्ष्यते

तत्तस्य कारणं प्रोक्तं कार्य मुत्पाद्य यस्ययत्

**અર્થ**—જે પદાર્થ પેહેલથીજ હોય, અને કોઇ વસ્તુ ઉત્પન્ન થવામાં જરૂર ઉપયોગી હોય; તે પદાર્થ ઉત્પન્ન થનાર વસ્તુનું કારણ જાણવું અને તે કારણથી જે ઉત્પન્ન થાય તે કાર્ય જાણવું.

આ સર્વ પ્રમાણ ઉપરથી એમ નીઃસંષય સિદ્ધ થાય છે કે,

આ જગતનો ઉત્પન્ન કરનાર એક સર્વ શક્તિમાન ઈશ્વરછે.જે પ્રમાણે કાયદાઓથી ગુન્હાની શિક્ષા થાય છે, અને કાયદાઓ આપણે માથે રાજ્ય કરતા કોઇ છે એમ સુચવે છે. તેજ પ્રમાણે ધર્મ પુસ્તકો આપણા ઉપર સર્વોપરી સત્તા ધરાવનાર ઇશ્વર છે, એવું સુચવે છે. તેને હાલના લોકો ગલત માને છે, એ કેવું તાજુબી ઉપજાવનારૂં છે. માટે પોતાનો કુતર્ક કહાડી નાંખવો, એજ વધારે સર્વોપરી મત્ત છે. એટલે ઇશ્વર પ્રથમ અને માયા તેની બનાવેલી છે. માટે તે પછાત થઈ એમ સમજવું.

જો અનાદિ માયા છે, તો બ્રહ્મ અનાદિ છે, એમ કેવું પરેજ અને બંને અનાદિ હોયજ નહીં એ સ્વતઃ સિદ્ધછે. માયા આપણી આગળ ફરે છે અને બ્રહ્મ તેમ જોવામાં આવતો નથી, તેથી એમ પણ તર્ક કરી શકવાને કારણ છે કે, વડો વડાઇ કરતો નથી. આ કેહેવત ઉપરથી તમો સર્વ તેની બનાવેલી ચીજ જોઈ શાબાસી આપવાને મંડી પડો, અને પોતે તેના બનાવેલા છો; એનું ભાન ન રહેવાથી જે સ્તુતીમાં તમો પોતે પણ કર્ત્તાના રમકડાં છો એ વાત વિસરી એક સામાન્ય વ. રાજાને જેમ કાંઈ કામ સારૂં થયું હોય, તો શાબાસી આપોછો, તેમ શાબાસી આપી, તમારા ખુદનો બનાવનાર તે નથી, એવી બ્રાંતી પેસવાથી તમારો ઉદ્ધાર શીરીતે થાય, એ વિચારથી સર્વ પ્રકારે તે અલગ રહ્યો છે, એમ આપણે બુદ્ધિથી તપાસો એટલે માલુમ પડશે, કે તે દૂષિત સર્વંત્રને નથી થતો એ વાસ્તવિક છેજ.

જેમ ઝવેરની પરિક્ષા ઝવેરીજ કરી શકે છે, તેમ તેના મહિમા અને દર્શણ તે જ્ઞાન રૂપ ઝવેરીજ માત્ર જોઇ શકે છે, તો પ્રથમ ઝવેરી બનવાનો વિચાર તો દીલમાં ન લેતાં, એકદમ લાલ હીરો, લીલો હીરો, એમ કરી તે હીરાની પરિક્ષા કરવી એ ઝવેરી વગર શી રીતે થાય? તેમ નર્કમાં રહીને કસ્તુરીના ગુણ વિષે વિચાર બાંધવો એતો કોઇ દિવસ પણ બંધાય નહીં. આ ઉપર પણ ખ્યાલ કરો.

આ મારૂં લખાણ સ્વતઃ સિદ્ધ છે. તથાપિ જો કોઇને ન રૂચે તો મને સંપૂર્ણ લાગેછે કે, તે ઈશ્વરના ફરમાનથી કેવળ ઉલટ ચાલ-

નાર છે; ૫. તે કર્ત્તાની અવકૃપાવાળો છે, અથવા તેનાં હાલના કર્મ નઠારાં છે. ૬. તેની બુદ્ધિ મૂસળ છે, એમ માનવાને મને કારણ છે. આ મારૂં લખાણ સંસાર કસોટીના સાધન વાસ્તે કરવાની મારી ફરજ સમજીને કર્યું છે.

એ ઉપર એક કવિતા છોટમકૃત કિર્તનમાળામાંથી પાનું ૭૭

## पद.

જીવ બ્રહ્મને જાય જાણવા, ઓળખાણ નહીં એનરે;
ઓળખાણ તો ત્યારે થાયે, ઓલ ખાણ જડે જેનરે; ટેક. ૧
અક્ષર ખાંણુ પ્રણવ છે નરમાં, તેથી ઉપજે વાણીરે;
અવીરલધાર પાર રહી પોતે, તેની વાત અજાણીરે. જીવ. ૨
પશુ પંખી જે વાણી વદે છે, અક્ષર બેઈ ચારરે;
બાવન અક્ષર બોલી જાણે, એ નરનો અવતારરે. જીવ. ૩
સ્થાવર જંગમ જંતુ જાતી, સરજે સદા મહેશરે;
માનવ મુર્તિ મોટી જાણી, બુદ્ધિ આપી બેશરે. જીવ. ૪
અંતરજામીને આધારે, જીવે છે સહુ જંતરે;
વિશ્વમાંહી વ્યાપક તે ઇશ્વર, સત્ય જ્ઞાન અનંતરે. જીવ. ૫
સર્વ વસ્તુમાં પૂર્ણ રહ્યો તે, પુર્ણ બ્રહ્મ કેહેવાયરે;
જન છોટમ તેને જે જાણે, આવાગમન નહીં થાયરે. જીવ. ૬

---

## प्रश्न २ जो.

# पेदाकरनार साकारछे के निराकार!

## जवाब.

દુનિઆની અંદર કેવા પ્રકારની અપાર માયા રહેલી છે. તે સર્વે મનુષ્યને માહિત છેજ. માણસની બુદ્ધિ કેવા પ્રકારથી ભિંનત્વ છે; તે સર્વ કોઇને વિદિત છેજ. પણ તેની સાથે એક હર્ષ થવા જેવી વાત છે; કે લોકોમાં બે ભાગથી વધારે બુદ્ધિનો ફેલાવો થયો છે. તે એકે એક ઈશ્વર સાકાર છે. બીજો વિચાર ઈશ્વર નિરાકાર

છે. અને ઘણીજ જુજ બુદ્ધિનો ફેલાવો ઇશ્વર છેજ નહીં. એ સૃષ્ટિની રચનાતો આજ અનાદિથી ચાલતીજ આવે છે. એટલે શૂન્યવાદી લોકો જે કેહેવાય છે; જેને નાસ્તિકની ઉપમા લોકો આપેછે. અને વળી ઘણાખરાનો એમ પોકાર છે કે, આતો એક જાતની બહાકૂટ છે. કાંઇ એતો મળવાનાજ નથી, એનું ઘર કાંઇક દૂર છે. १ कबीर, २ नांनकसाइ, ३ रामानंदी, ४शोवमार्ग, ५ विष्णुमार्ग, ६ देवीमार्ग, ७ स्वामीनारायणनोमार्ग, ८ विठलनाथजीनोमार्ग, ९ कांचळिआपंथ, १० मार्गीपंथ, ११ जइननोमार्ग, १२ ढुंढीयानोमार्ग, १३ गुरुदतात्रिनोमार्ग, १४ जीजसक्राइस्टनोमार्ग, १५ मोहमेददीनमार्ग, १६ स्कंदनोमार्ग, १७ मोलेसलाम, १८ होरालाकोनोमार्ग ઇત્યાદીક માર્ગના અધ્યક્ષ લોકોને જોતાં તેઓ ઇશ્વરની અંતઃકરણથી શ્રદ્ધાપૂર્વક ભક્તિ કરેછે એમ માલુમ પડ્યું. તેની સાથે ઇશ્વરને આપણા શાસ્ત્રમાં બંધારણ બાંધેલું તેમાં કેટલાએક પ્રકારનો ધર્મ અને પ્રપંચને લીધે લોકોમાં એક કર્તાને ઓળખવાને વિચાર ચાલેલો છે, તે નીચે શ્લોકથી બતાવું છું.

## श्लोक. (शार्दूलविक्रिडित छंद.)

यंशैवाःसमुपासतेशिवइति ब्रह्मेतिवेदांतिनो ॥
बौद्धाबुद्धइतिप्रमाणपटवः कर्तेतिनैयायिकः ॥
अर्हदित्यथ जैनशासनरताःकर्मेतिमीमांसकाः॥
सोयंवोविदधातु वांछितफलंत्रैलोक्यनाथोहरिः ॥१॥

અર્થ—જે ઇશ્વરને શૈવ લોકો શીવ કરીને ઉપાસના કરેછે. વેદાંતી લોકો તે ઇશ્વરને બ્રહ્મ કરીને માનેછે. બૌધ લોકો તેને બુધ કરીને ઉપાસના કરેછે. પ્રમાણમાં જે ચતુર લોક છે તે નૈયાયિક (પૃથ્વી આદિક ઉતપત્તિનો વિચાર કરનાર ) તે લોકો તેહેને કર્તા ક-

રીને માનેછે. જૈનમત ધારણ કરનાર લોકછે તે તેને નિત્ય, (પુન્ય અર્હંત) અનાદિ, અનંત રહીત કરીને માનેછે. મીમાંસક લોકો તેને કર્મ કરીને માનેછે. (માયાથી ઈશ્વર મળેછે) એવા જે ત્રૈલોક્યના નાથ તે હમારા લોકોને વાંછીત ફળ આપ.

આ પ્રમાણે માણસની બુદ્ધિ ધુમે છે. તેમાં ઇશ્વર સાકારછે, કે નીરાકાર છે, એ સવાલનો નિર્ણય થતો નથી. પરંતુ આથી ઈશ્વ-રને ઓળખવાને અનાદિથી બુદ્ધિની ચાલવણી થતી આવી છે. હવે જ્યારે ત્રણ પ્રકારથી લોકોમાં વાત ફેલાઈ છે, ત્યારે માહારે પણ સાકાર નિરાકાર એને વિશે વિચાર બતલાવવોજ જોઈએ. માહારી બુદ્ધિએ પ્રથમ ઈશ્વરના સાકાર રૂપે કરી દર્ષન કરેચાં પછી નિરા-કારના રૂપે દર્ષન કર્યાં; અને છેવટ ઈશ્વરને તેના ખરા સ્વરૂપમાં જોવાની મહારી બુદ્ધિને તક મળી, તો છેલી બાબતને સારૂ જરા મનુષ્યને ફસાવવું દુરઘટ પડશે તો પણ હવે તેનું જે નીચે નિરાકરણ પ્રથક પ્રથક આપુંછું તે ઉપર ઘોર ફરમાવો.

માણસની બુદ્ધિ મે ત્રણ પ્રકારની ઊપર બતાવેલી છે.

(१ मुसलाग्र, २ तैलाग्र, ३ कुशाग्र.)

મુસલાગ્ર બુદ્ધિ વાળાને સારૂ ઈશ્વરને ઓળખવાને વાસ્તે તેમાં વિશેષ સ્થિરને સારૂ તેની બુદ્ધિની દ્રઢતા રાખવા મુર્તિ પુજા ગ્રાહ્ય છે. કેમકે તેને જોવાથી કર્તા વિશે તેની સ્મરણ શક્તિ આકર્ષણ કર-વાથી તે દુનીઆમાં અનિતિના કામ કરી શકતિ નથી અને હમેશ તે કામમાં ચુસ્ત રહેવાથી ફુલ, ફળ, સુગંધી ઈત્યાદિકનો તેને બાને આફતા થઈ સુચળ રહેછે. ગમે તેવો કંજુસ પ્રકૃતિનો હશે તો પણ તેના નૈવેદ્યને અર્થે જે જે સ્વાદિષ્ટ સામગ્રી હશે, તે, તેના કરતાં ઉપલી બુદ્ધિવાળો જે છે તે જે ધોરણ પ્રમાણે ચલાવવાનું બતાવી જશે; તેને ગ્રહણ કરીને ઈશ્વરના દિવસ મહિમાને પકડી ભોજન બનાવશે, તે પોતે ખાશે, અને છોકરાંઓ તથા સ્ત્રીને, તે અર્પણ કરવાથી તેઓ જમીને તૃપ્ત થશે, એજ એને પૂન્ય. અને તેઓનો જે આનંદ, એજ મુર્તિ પુજકોનો શ્રેય સમજવો. આ શીવાય મુર્તિ પૂજાથી વધારે લાભ મને ભાષિત થતો નથી.

હવે તૈલાગ્ર બુદ્ધિવાળાઓ પુરાણ, વેદ, શ્રુતિ, સ્મૃતિ, ઉપર લક્ષ રાખે છે. અને ઈશ્વરને ખોળે છે, કે ઇશ્વર કેવા છે. તથા એના મહિમામાં શું શું ચમત્કૃતિ રહેલી છે; તે જોવાને અગાઉના માહાન પંડિતો જે જે પોતાની બુદ્ધિથી નિરૂપણ કરી ગયા છે; તે તરફ લક્ષ આપે છે. પછી વાંચવાના અને મનન કરવાના ધ્યાનમાં પડી જાયછે. તેમાં મુર્તિ પુજા ખોટી છે, કર્મ ખોટાં છે, અને બ્રહ્મ સત્ય છે, એમ કહેછે. પરંતુ તેમ ચાલતાં નથી; માટે તૈલાગ્ર બુદ્ધિ વાળો માત્ર કહેવાનો શરિગત છે. અને મુસલાગ્ર બુદ્ધિવાળો સાંભળવાનો શરિગત છે. શ્રુત અને વક્તા પણ એ બેથી કોઇ દીવસ આવો અપાર મહીમા વાળો પુરૂષ મળે એનો ક્યાસ જ્ઞાનિઓ તરત કરી જશે, જેમ (દ્રષ્ટાંત,) રાણી વિક્ટોરીઆ ઘણીજ ધર્મિષ્ટ, અને માયાળુ છે, એમ મે કહ્યું. તે બીજા આદમીઓએ શ્રવણ કર્યું; બાદ બીજા કામ ધંધામાં પડ્યા, ધર્મિષ્ટ અને માયાળુ એ બે શબ્દ શીખ્યા. પણ તેમાં કાંઇ દર્શણિક લાભતો પામ્યોજ નહીં. તેમ કદાચ લોકોનો એમ સવાલ હશે કે ઈશ્વર બ્રાહ્મમાન છે, માટે તેનેતો સ્તુતિ શ્રવણ થાય છે. તો એક (દાખલો,) રસ્તેથી કોઈ મોહોટું માણસ જતું હોય, તેને આપણે દ્રષ્ટી સનમુખ દર્શન લઈ અરજ કરી, પરંતુ તે ડોકું નમાવી, અથવા સાંભળ્યું ન સાંભળ્યું કરી ચાલ્યો જાય છે; તો એક કર્તા તેનાં માત્ર ગીત ગાવાથી શું લાભ છે. એ કાંઇ સમજાતું નથી. પરંતુ સૃષ્ટિસૌંદર્યને બનાવનાર કોઇછે એમ જાણી પછી નિરાંતે સવામણની ઊંઘ લેછે. માત્ર તેના મહિમાને જાણવા પણું આવ્યાથી આ લોકમાં અને પરલોકમાં શું તે કરી શકશે, તેનો ક્યાસ કરવાને બેશીએ તો સ્પષ્ટ થશે કે કાંઇજ નહીં. પણ તેમાં બુદ્ધિને પ્રોવી; અને મુસલાગ્ર, અને તૈલાગ્ર એ બેનું મિશ્રિત પણું થઇ તેમાંથી જે કાંઇ તત્વ, તેને ગ્રહણ કરી, કુશાગ્ર વૃત્તિથી બુદ્ધિએ પોહોંચવું એનું નામ કુશાગ્ર બુદ્ધિ. કુશાગ્ર બુદ્ધિનો આનંદ અને નિરમળ ઈશ્વર પ્રેમ તથા તેના દર્શનનો વાસ્તવીક લાભ તે લઈ શકેછે. હવે કુશાગ્ર બુધિથી જેજે પુસ્તકો લખાયલાં છે તે

બેહદ વખાણવા લાએક છે. અને તે પુસ્તકો મનન કરવાથી મને સંપૂર્ણ આશા છેકે જ્ઞાની થવાને અથવા ઈશ્વરના ઘર તરફનો ખરો રસ્તો તેને પોહોંચવાને તાત્કાલિક શક્તિમાન થવાને ઉમેદ રાખે તો તે બેશક અને હીમતથી કહુંછું કે થાયજ. તે પુસ્તકો, કુશાગ્રબુદ્ધિના જોરથી, અને ઈશ્વરી કૃપાથી, અને સત્યના આવેશમાં બનેલાં છે. માટે તે પુસ્તકોના કરનાર તેમાંનો દ્રશ્ય અને જ્ઞાન ત્રણે વાસ્તવીક છેજ. વળી એવા પુસ્તકોનો અર્થ અને તાત્પર્ય સમજવામાં લોકોમાં જે કાંઇ લોમ વીલમ પણું લાગે છે. તેનો મુખ્ય સબબ ઉપરનોજ હોય એમ અનુમાન પ્રમાણ સિદ્ધછે. તે મુશળાગ્ર ને તૈલાગ્ર બુદ્ધિવાળો શું સમજે તેનું ગજુ શું? અને તેના વિચાર શા? તેમ આ બાબત અગર જો ચોખા અને દાળ જુદી પાડી સમજાવવાને માહારી પાસે જોઇતા ઉપાય ન હોવાને લીધે અગર જો હું પછાત છું, તો પણ માહારૂં લખાણઅને વિચાર માત્ર જ્ઞાનીઓનાજ ચર્ણ કમળને અર્પણ કરૂંછું. મને સંપૂર્ણ આશા છે કે, તેઓ માહારા સદ્સત વિચારને એક અલ્પ પામર અને ઇશ્વરનો ખરો પ્રેમી ભક્ત સમજી અંગિકાર કરવાને ચુકશે તો નહીંજ.

તેમ માણસમાં જ્યારે કુશાગ્ર બુદ્ધિ પ્રાપ્ત થાય, ત્યારે તેને બ્રહ્મના દર્શન થવાં અતિ ઉત્તમ છે. અને તેથી આ બીજી રીતે તેને મુર્તિ પુજા, વેદ, પુરાણ, અને શ્રુતિ, સ્મૃતિ ઇત્યાદિક વસ્તુનો તર્ક કરવાનું બંધ પડશેજ, તે પોતેજ વેદ, તે પોતેજ પુરાણ, તે પોતેજ તેજ, એમ સમજી લેશે. માટે આત્મજ્ઞાન સર્વથી મોટું ફળ દાયક અને ઇશ્વરની કૃપાની સંપૂર્ણ લેહેર નાચે છે. તો મુર્તિ પુજા આ દેહ અને માયાથી વિટળાએલાને સારૂ બેશક ગ્રાહ્ય છે. કેમકે એવા આદમીઓની બુદ્ધી મુસલાગ્ર હોય છે; તો આશરાવગર શી રીતે પોતાની દ્રઢતા કરી શકે.

| | | |
|---|---|---|
| मुसलाग्रबुद्धि | तैलाग्रबुद्धि | कुसाग्रबुद्धि |
| મુર્તિપૂજા | વેદશ્રુતિ, | જ્ઞાન સ્મૃતિ |
| કર્મ | મનન | ત્યાગી (કર્મત્યાગી) |
| બોધ | સમજવું. | અંગિકાર |

# पंचीकरण.

**पंचमहाभूत** ઈશ્વરની ઇચ્છાથી માયા તમો ગુણ પ્રાધાન્ય થાય છે. તે તમો ગુણ પ્રાધાન્ય માયાથી આકાશ, વાયુ, તેજ, જળ, ભુમી એ પંચ ભૂત રચાયા છે. તે પંચભુતમાં ક્રમથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ પાંચ ગુણ થાય છે. માયાથી શબ્દ સહિત આકાશની ઉત્પત્તિ, વાયુ આકાશનું કાર્ય છે. તે આકાશનો શબ્દ ગુણ વાયુમાં હોય છે. અને પોતાના સ્પર્શ ગુણ હોય છે. વાયુથી તેજની ઉત્પત્તિ, તેજમાં આકાશનો શબ્દ, અને વાયુનો સ્પર્શ હોય છે, તથા પોતાનો રૂપ ગુણ હોયછે. તેજથી જળની ઉત્પત્તિ, આકાશનો શબ્દ, વાયુનો સ્પર્શ, અને તેજનું રૂપ જળમાં હોય છે; તથા પોતાનો રૂપ ગુણ હોય છે. જળથી પૃથ્વિની ઉત્પત્તિ. આકાશનો શબ્દ, વાયુનો સ્પર્શ, તેજનું રૂપ, અને જળનો રસ પૃથ્વિમાં હોય છે; તથા પોતાનો ગંધ ગુણ હોય છે. આકાશમાં પ્રતિધ્વની રૂપ શબ્દ છે; વાયુમાં શી શી શબ્દ અને ઉષ્ણશિત. કઠિણથી વિલક્ષણ સ્પર્શ છે. અગ્ની રૂપ તેજમાં ભુક્ ભુક્ શબ્દ, ઉષ્ણ સ્પર્શ, અને પ્રકાશ રૂપછે. જળ માં ચુલ ચુલ શબ્દ, શીત સ્પર્શ, શુક્લ રૂપ, અને મધુર રસ છે. જોકે ક્ષાર તથા કટુ પૃથ્વિના સંબંધથી જળ પ્રતીત થાય છે. પણ જળનો રસ મધુરજ છે. તે મધુરતા હરીત આદિક ભક્ષણ કરીને જળપાન કર્યાથી પ્રગટ થાય છે. પૃથ્વિમાં કટૂકટ શબ્દ ઉષ્ણ શીતથી વિલક્ષણ. કઠિણ સ્પર્શ; શ્વેત, નીલ, પીત, રક્ત, હરિત આદિ રૂપ છે. મધુર, આમ્લ, ક્ષાર, કટુ, કષાય, તિક્ત, રસ છે; અને સુગંધ તથા દુર્ગંધ એવા બે પ્રકારના ગંધ છે. એ રીતે આકાશમાં એક, વાયુમાં બે, તેજમાં ત્રણ, જળમાં ચાર, પૃથ્વીમાં પાંચ, ગુણ છે. તેમાં એક એક ગુણ પોતાનો, અને અધિક કારણના ગુણ છે. એ સર્વનું મૂળ કારણ ઈશ્વર છે. તેમાં માયા અને ચેતન બે ભાગ છે. તેમાં સર્વ ભુતમાં મીથ્યા પણું માયાનું છે; અને સત્તા સ્ફુર્તિ ચેતનનાં છે.

## अंतःकरण.

પંચભૂતનો સત્વગુણ અંશ મળીને સત્વ એટલે અંતઃકરણ ઉપજાવે છે. અંતઃકરણ જ્ઞાનનો હેતુ છે. અને જ્ઞાનની ઉત્પત્તિ સત્વગુણથી અંગિકાર કરી છે. માટે અંતઃકરણ ભૂતોના સત્વગુણનું કાર્ય છે. અને પંચભૂતોના કાર્ય પંચ જ્ઞાનેંદ્રિ તે સર્વનું (અંતઃકરણ) સાહ્યક છે. તેથી પંચભૂતોના મળેલા સત્વગુણથી અંતઃકરણની ઉત્પત્તિ કહીછે. દેહની અંતર એટલે ભીતર છે અને કરણ એટલે જ્ઞાનનું સાધન છે. તેથી અંતઃકરણ કહીએ છિએ. અને ભૂતોના સત્વગુણનું કાર્ય છે. માટે અંતઃકરણનું સત્વ પણ નામછે.

અંતઃકરણના જે પરિણામ તેને વૃત્તિ કહેછે. તે અંતઃકરણની વૃત્તિ ચાર છે, પદાર્થના સારા નરેતા સ્વરૂપને નિશ્ચય કરવાવાળી વૃત્તિને બુદ્ધિ કહિયે છીયે, સંકલ્પ વિકલ્પ કરવાવાળી વૃત્તિને મન કહિયે છિયે. ચિંતા (પરાપર અનુંસંધાન) કરવાવાળી વૃત્તિને ચિત્ત કહિયે છિયે, અહં, અહું, એવી અભિમાન કરવા વાળી વૃત્તિને અહંકાર કહીયે છિયે.

## पंचप्राण.

પંચભૂતના મળેલા રજોગુણ અંશથી પ્રાણની ઉત્પત્તિ થાય છે. તે પ્રાણ ક્રિયાભેદથી અને સ્થાનભેદથી પાંચ પ્રકારના છે. જેનું હૃદયસ્થાન અને ક્ષુધા પીપાશા ક્રિયાછે. તેને પ્રાણ કહીયેછિયે. જેનું ગુદાસ્થાન અને મળમૂત્રે નીચે લઇ જાયછે તેનું નામ અપાન કહીયેછિયે. જેનું નાભિસ્થાન અને ખાધેલું પિધેલું અન્નજળને પાચન કરેછે તે સમાન, જેનું કંઠસ્થાન અને શ્વાસ ક્રિયા તે ઉદાન, જેનું સર્વ શરીર સ્થાન રસ મેલન (પોહોંચાડવો એ) ક્રિયા તે વ્યાન. એ પ્રકારે પંચ પ્રાણ છે. અને નાગ, કૂર્મ, કિકલ, દેવદત્ત, ધનંજય એ પંચ (ઉપ) પ્રાણ અધિક કહેછે. આંખ મીચવિ ઉઘાડવિ એ કૂર્મનો વ્યાપાર છે. બગાસુ દેવદત્ત વાયુનો વ્યાપાર છે. ઓડકાર આવો કિકલનો વ્યાપાર છે, છીંક આવી એ નાગવાયુનો વ્યાપારછે. શરીરને ફુલાવવું એ વ્યાપાર ધનંજયનો છે. પૃથ્વિ, તેજ, જળ, વાયુ

આકાશ, એ પાંચેના રજોગુણ અંશથી એક એકની ક્રમથી ઉત્પત્તિ કહી છે. અને અપાન, સમાન, પ્રાણ, ઉદાન, અને વ્યાન, એમની પણ પૃથિવ આદિ એક એકના રજોગુણ અંશથી ઉત્પત્તિ કહી છે. સર્વના મળેલા રજોગુણ અંશથી નહીં; પરંતુ અદ્વૈત્ સિદ્ધાંતમાં એ પ્રક્રિયા નથી; કેમકે વિદ્યારણ્ય સ્વામિએ પંચદશિમાં તથા પંચીકરણ-માં (સુરેશ્વરાચાર્ય) વાર્તિકાકારે સૂક્ષ્મ શરીરમાં અને પંચકોશમાં નાગ કુર્માદિક્ ગ્રહણ કર્યું નથી. અને તેઓએ અપાનાદિ પંચપ્રા-ણની ઉત્પત્તિ પણ ભૂતોના મળેલા રજોગુણ અંશથી કહીછે. માટે એક એકના રજોગુણ અંશથી અપાનાદિની ઉત્પત્તિ કથન અસં-ગત અને સૂક્ષ્મ શરિરમાં ગ્રહણ છે. પ્રાણ વિક્ષેપ રૂપછે. અને વિક્ષેપ સ્વભાવ રજોગુણનો છે. માટે ભૂતોના રજોગુણ અંશથી પ્રાણની ઉત્પત્તિ કહીછે.

## पांच ज्ञानेंन्द्रि.

એક એક ભૂતોના સત્વગુણ અંશ પંચ જ્ઞાનેંદ્રિ રચેછે. આકાશના સત્વગુણથી શ્રોત્ર, વાયુંના સત્વગુણ અંશથી ત્વચા, (ચા-મડી) તેજના સત્વગુણ અંશથી નેત્ર, જળના સત્વગુણ અંશથી જીભ, (રસના) અને પૃથિવના સત્વગુણ અંશથી ઘ્રાણ. (નાશિકા) એ પંચ ઇંદ્રિય જ્ઞાનના સાધન છે. વાસ્તે તેને જ્ઞાનેંદ્રિ કહીએછિયે. અને જ્ઞાન સત્વગુણથી થાયછે. માટે ભૂતોના સત્વગુણથી ઉત્પત્તિ કહીછે. શ્રોત્રેંન્દ્રિ આકાશના ગુણને ગ્રહણ કરેછે માટે શ્રોત્રેંન્દ્રિની આકાશથી ઉત્પત્તિ કહી. તેમ જે ભૂતના ગુણને જે ઇંન્દ્રિ ગ્રહણ કરેછે તે ભૂતથી તે ઇન્દ્રિની ઉત્પત્તિ કહીછે.

## पंचकर्मेंन्द्रि.

આકાશના રજો ગુણ અંશથી વાકૂઇન્દ્રિ ઉત્પન્ન થઇ છે. વાયુના રજોગુણ અંશથી પાણીની (હાથ), તેજના રજો ગુણ અં-શથી પાદની (પગ), જળના રજોગુણ અંશથી ઉપસ્થની (ગુહ્ય) અને પૃથિવના રજોગુણ અંશથી, ગુદાની ઉત્પત્તિ થાય છે. જ્ઞાના

અને પુરૂષના ગુહ્ય સ્થાનમાં જે વિષયાનંદનું સાધન ઇન્દ્રિ તેને ઉપસ્થ કહીએ છિયે. કર્મનું નામ ક્રિયા છે ઉપરના પાંચ ઇન્દ્રિઓ ક્રિયાના સાધનછે. માટે તેને કર્મેન્દ્રિ કહીયે છિયે. ક્રિયા રજો ગુણથી થાય છે; માટે ભૂતોના રજોગુણ અંશથી તેમની ઉત્પત્તિ કહીછે.

## सूक्ष्म सृष्टि.

પંચીકૃત ભૂત અને તેનું કાર્ય અંતઃકરણ, જ્ઞાનેન્દ્રિ પ્રાણ, કર્મેન્દ્રિ એટલી સૂક્ષ્મ સૃષ્ટિ કહીયે છિયે. સુક્ષ્મ સૃષ્ટિથી જ્ઞાન ઇન્દ્રીથી થતું નથી નેત્ર નાશિકાદિક ગોલક તો ઇન્દ્રિયના વિશય છે. પણ તે ગોળકમાં સ્થિત જે ઇન્દ્રિ તે કોઈની ઇન્દ્રિ વિષય-નથી સુક્ષ્મ સૃષ્ટિની ઉત્પત્તીની અંદર ઇશ્વરની ઇચ્છાથી સ્થૂલ સૃષ્ટિના નિમિત ભૂતોનું પંચીકરણ હોય છે.

## स्थूलसृष्टि चौदलोक.

તે પંચિકૃત ભૂતોથી ઇન્દ્રિઓના વિષય જે સ્થૂલ બ્રહ્માંડ તે થતું હવું. તે બ્રહ્માંડના અંતર ભૂર્લોક, ભૂવર્લોક, સ્વર્લોક, મહર્લોક, જનલોક, તપોલોક, સત્યલોક, એ સાત ભુવન ઉપરના થતાં હવાં. અને અતળ, સુતળ, પાતાળ, વિતળ, રસાતળ, તળાતળ, મહાતળ, એ સાત લોક નીચેના થતા હવા. તે ચૌદ લોકમાં જીવોના ભોગ યોગ્ય અન્નાદિક અને ભોગના સ્થાન દેવ, મનુષ્ય, પશુ આદી સ્થૂળ શરીર થતાં હવાં. એ રીતે સંક્ષેપથી સૃષ્ટિનું નિરૂપણ કર્યું. અને માયાના કાર્યનુ વિસ્તારથી નિરૂપણ કરવા જતાં, કોટી બ્રહ્માંની ઉમરથી પણ માયા કૃત પદાર્થ નિરૂપણનો અંત આવે નહીં. એ વાલ્મિકિએ અનેક ઇતિહાસથી યોગ વાશિષ્ટમાં નિરૂપણ કર્યું છે.

## त्रणशरीर.

માયા અને તેના કાર્યમાં ત્રણે શરીર અને પંચકોશ છે. શુદ્ધ સત્વગુણ સહિત માયા ઇશ્વરનું કારણ શરીર છે અને મલીન સત્વ ગુણ સહિત અવિદ્યા અંશ જીવનું કારણ શરીર છે. ઉપરે શરીરના

આરંભક પંચસૂક્ષ્મ ભૂત, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, પંચપ્રાણ, પંચજ્ઞાનેન્દ્રિ. અને પંચકર્મેન્દ્રિ, એ સર્વે મળી જીવનું સૂક્ષ્મ શરીર થાયછે. અને સર્વે જીવોના સૂક્ષ્મ શરીર મળીને ઇશ્વરનું સૂક્ષ્મ શરીર છે. સંપૂર્ણ સ્થુળ બ્રહ્માંડ ઇશ્વરનું સ્થૂળ શરીર છે. અને જીવોના બ્યષ્ટી સ્થૂલ શરીર પ્રસિદ્ધ છે.

## पंचकोश.

એ ત્રણ શરીરમાં પંચકોશ છે કારણ શરીરને આનંદમય કોશ કહે છે. વિજ્ઞાનમય, મનોમય, અને પ્રાણમય, એ ત્રણ કોશ સૂક્ષ્મ શરીરમાં છે. અને પંચ જ્ઞાનેન્દ્રિ અને નિશ્ચય રૂપ અંતઃકરણની વૃત્તી જે બુદ્ધિ તેને વિજ્ઞાનમય કોશ કહીયે છીયે. પંચજ્ઞાનેન્દ્રિ અને સંકલ્પ વિકલ્પ રૂપ અંતઃકરણની વૃત્તી તેને મનોમય કોશ કહિયે છિયે. પંચ પ્રાણ અને પંચ કર્મેદ્રિ એ પ્રાણ મય કોશ છે. (એ ત્રણ કોશ પ્રથમ લખ્યા પ્રમાણે સૂક્ષ્મ શરીરમાં છે) સ્થુલ શરીરને અન્નમય કોશ કેહે છે. એ રીતે ત્રણ શરીરમાંજ પંચ કોશ છે. ઇશ્વરના શરીરમાં ઇશ્વરના કોશ, અને જીવના શરીરમાં જીવના કોશ છે. કોશનામ મ્યાનનું છે. મ્યાનની પેઠે પંચકોશ આત્માના સ્વરૂપને આચ્છાદન કરે છે; માટે અન્નમયાદી કોશ કહિયે છિયે. અનેક મંદ મતી પુરૂષ પંચકોશમાં જે અનાત્મ પદાર્થ છે; તેમાંના કોઈ એકને આત્મા માનીને મુખ્ય સાક્ષી આત્મ સ્વરૂપથી વિમુખજ રેહે છે.

ઉપર બતાવેલાં સર્વ તત્વને દોરવનાર કોઈ જુદીજ વસ્તુ છે.તે વસ્તુ દીપક કલિકાની માફક સર્વેની અંદર સરખીછે. કેમકે, જુઓ સર્વને આહાર, મૈથુન, નિદ્રા, અનુકુળ પડે છે. બાદ ઉપર બતાવ્યા પ્રમાણે પંચીકરણને લીધે પ્રકૃતી જુદી જુદી છે. અને પ્રકૃતી એજ માયા અને જે સરખી તાહાડ તડકો લાગેછે, તે બધામાં સરખુંછે. માટે સર્વ વ્યાપક બધામાં એકજ છે. એતો સિદ્ધ છે. પરંતુ તેને ઓળખવાને સારૂ કોણ અને કેવોછે તે બાબત હિંમતથી કહુંછું કે, આપણો જે આત્મા એજ ઇશ્વર. તેનું ખરૂં સ્વરૂપ પોતાની મેળે

અભ્યાસે અને ગુરૂ મળે પ્રાપ્ત થશેજ થશે. કુતર્ક અનિતિ અને બુદ્ધિની ભટકવાની ટેવ સમાગમે મુકી દેશો એટલે ઝટ માલમ પડશેજ.

જેને માયાની ઉપર આધાર રાખવાની ઈચ્છા હોય,તો, તેણે કર્મ સાંગોપાંગ કરવાં.જેમ કે બાપનું શ્રાદ્ધ. એણે કરી રાજદરબારનું સુખ મળશેજ મળશે. માનું શ્રાદ્ધ અને તેની મર્ણતિથિ, તથા આજ્ઞા એણે કરીને વાહન તથા ઘરનું સુખ એ સ્વતઃસિદ્ધ છે. સ્વામી દયાનંદ કહેતા હતા કે જીવતાં કરવું, એ વાત ખરી છે, અને શ્રાદ્ધ એટલે શ્રદ્ધા. પરંતુ મરીગયા પછી શી રીતની શ્રદ્ધા તે બાબત તેના દિવસ ઉપર જે આપણાથી ખર્ચાય તેજ આપણું સુખ સમજવું. આખી પૃથ્વિ ભટકવાને સારૂ, અને દ્રવ્ય છે તે ખર્ચવાને સારૂજ છે. તેનો જરા સોચ કરશો એટલે માલુમ પડશેજ. આ દુનિઆમાં દરેક આદમી ભીખારીજ છે. તેનો તમોને થોડો એક ભાગ સમજાવુંછું. રાજા રૈએતની યાચના કરેછે રૈયત જમીનની યાચના કરેછે. એમ સૂક્ષ્મ તપાસતાં સર્વ માગણ માયાના છે. કોઈ માયાથી પરી પૂર્ણજ નથી. પછી જે ચીજ મળવાની ઘણી કઠીણછે. જેમાં વધારે અઘોર કર્મ કરવાની જરૂર પડેછે. તેને પકડી બેસી રહેવા કરતાં ઈશ્વરના વિશે મગ્ન રહેવાથી જે સંતોષ, આનંદ, અને માયા તેનીજ છે; તે આધીન થાય એ યોજના સા સારૂ કામે લગાડતા નથી. તો કે સંગત તેવું ફળ. એ શિવાય બીજું શું. માટે માહારા દેશીઓ, બાઇઓ, ઈત્યાદી ઇત્યાદી,સમજો સમજો. જુસ્સાથી કહુંછું કે સમજો માહારાથી શિદ્ધ નથી કરી શકાતું કે ઇશ્વર નિરાકાર છે. પરંતુ સા કારપણ હું કહી શકતો નથી. જોતી સ્વરૂપ દીપક કલિકા માફક છે. તેનો આકાર અને પ્રકૃતિ બાંધવાને આ પંચમાભુતની અંદરનું ચૈતન્ય સર્વ વ્યાપક બુદ્ધિની શાલ્યતાથી તમો જ્ઞાનીનાં પદાંબુજ આગળ વૈખરી રૂપ કે વિદ્વાનની પંક્તીનું ડોળ ધરાવવાને ઇચ્છતો નથી. અગર જો મને હશો તો ખેર.

---

પ્રશ્ન ૨ જો

## प्रथम-माया के ब्रह्म?

उत्तर

એ બાબત બે તરેહનો વિવાદ ચાલે છે સુરતના પ્રખ્યાત સાધુ નિર્મળ દાસજીએ માયા અને બ્રહ્મ વિશે કવિત બનાવ્યું છે. તેમાં માયાને મુખ્ય ગણીને માયાની ઉત્પત્તિ પેહેલી બતાવેલી છે. શક્તિ ઉપાસક લોકો પણ માયાને મુખ્ય પ્રધાન રૂપજ ગણે છે. તો બે વિચાર જ્યાં થાય તેમાં સાચું શું અને જુઠું શું તે દરસાવવું મુખ્યત્વે અવશ્યક છે.

પદ.

ભ્રાંતીએ જીવ ભમે છે, સમજવીના ભ્રાંતીએ જીવ ભમે છે.
નથી દૈવત તેને નમે છે. ટેક.
મૂળ વિચાર કરે નહીં મનમાં, આપ ભુલાયું અજ્ઞાને;
દિગ બ્રહ્મ થાય તે અવળું દેખે, પૂર્વને પશ્ચિમ માને. સમજવિના ૧
અખીલ લોકનો કર્તા ઇશ્વર, કામ અલૌકિક તેનું;
તેને તજીને અવર ઉપાસે, તુચ્છ જાણ પણ તેનું. સમજવિના ૨
ભાસે ભૂત જેમ ભોળા મનુશ્યને, જીવતાં જનના જેવું;
દેવ દેવી કે જે જે દીસે, તે તે જાણવું તેવું. સમજવિના. ૩
મનમાં રૂપ અનેક થાય છે, તે સઉ જાણવી માયા;
મનનો પ્રકાશક મનથી અળગો, તે જાણે જન ડાહ્યા. સમજવિના. ૪
તત્ત વિચાર તપાસ કરે તો, ભુલ સર્વથા ભાગે;
જન છોટમ જગદીશ ભજે તો, મોહ નીશાથી જાગે. સમજવિના. ૫

આ કવિતા ઉપરથી કયાસ કરવાને એટલુંજ બતાવું છું કે પ્રથમ ઇશ્વર ને પછી માયા.

તેના સૂક્ષ્મ દાખલા નીચે પ્રમાણે આપવાથી બુદ્ધિનું લો. વિભ્રંમ પણું મટશે.

વેદ શાસ્ત્ર, સંપજ, યોગીઓ, જ્ઞાનીઓ, નિતિવાન, બુદ્ધિમાન, અને કર્મકાંડમાં કુશળ, એવા માહાંન વિદ્વાનોનો મત્ત જોતાં તેઓના મનમાં પ્રથમ બ્રંહ્મ, અને પછી માયા એમ સિદ્ધ થએલું છે, જે જોતી સ્વરૂપ દીપક કલિકાની માફક, સર્વમાં પ્રકાશી રહ્યું છે. તે, સૂર્ય અગ્ની, દેવતા, શ્રીકૃષ્ણ, શંકર, નારાએણ, રામચંદ્ર, ઈત્માદી સર્વમાં છેજ. તથાપિ તેનુ નામ સું? તો લોકમાં આત્મા એ સંજ્ઞાથી ઓળખવામાં આવે છે. તેથી સવાલ કરવો રેહેતો નથી, કે, આત્મા તે સું; ઝટ સમજી જાય છે કે આત્મા કોઈ આ દેહમાં પદાર્થ છે, તે સર્વ મનુષ્યને પોત પોતાના કાર્યમાં દોરવે છે, અને સ્થિતી રાખેછે તે, પરંતુ કોઈ કેહેશે કે વનસ્પતિમાં જેમ તુરીઆં, હઝરતી હાઉ, જેને જ્ઞાન નહીં હોય તે પુછશે કે તે કેવાં થાય છે? જોયા પછી ઓળખાણમાં રાખશે. તેમ આત્મા કેવો છે, એનો સવાલ કોઈ વિરલોજ પુછે છે; અને તેને જોવાને સારૂ તો કોઈજ માત્ર પ્રયાસ કરી ઢુંઢી કહાડે છે. કવિ છોટમ જેણે આત્મ જ્ઞાન ઉપર પુસ્તક છપાવી હાલમાં જે તરત બાહાર પાડ્યું છે, અને તે બ્રહ્મચારી સેવાનંદે છપાવ્યું છે; તેને તથા નરસિંહ મેહેતા તથા સર્વ માહાન પૂર્ણ પરાક્રમી પુરૂષો થઈ ગયા. તે આત્મ દર્શણિક લોકોજ હતા, તેઓના ગુરૂ આત્માજ તે ઓળખવો ઘણોજ કઠીણ છે. ત્યાં શબ્દ નાદ જઈ શકતો નથી ઘણીજ બારીક જવાની સીડી છે. તેમાં ચડવું અને ટોચને પોહોચવું અતિ ઘણું કઠીણ છે. તે કુશાગ્ર બુદ્ધિ જેને પ્રકૃતી સંજ્ઞા આપેલ છે, તેહેનો નાશ કરીને પોહોચવાનું છે. તે માયાથી તદન નિરાળો; અને આ દેશનું ભાન ન રેહેતાં તે દેશ તરફ જાય છે. પરંતુ દ્વિધા ભક્તિથી એટલે-મારાં છોકરાં મારી સ્ત્રી હું જાતે પરાક્રમી ઇત્યાદિક માઈક પુષ્પિત્ વાક્ય અને વિભ્યારનો ત્યાગ કર્યા શીવાય તથા બાધકપણાનો મુળ વિચાર અભિમાન સહવર્તમાન ધારણા કરીને આત્મ દર્શણિક થવું બ્રંહ્મ ને જોવા એતો કેવળ અનિતી અને અજ્ઞાનના સાધન છે. માયા મા રૂપ છે, બ્રંહ્મ બાપ રૂપ છે. માયામાં પ્રથમ આવવું, અને પ-

ણી બાપને ઓળખવા, એ વાત ખરી છે. તથાપિ આવનાર કોણ અને કેવો, માયાને સર્વ વસ્તુ લેપન છે. બ્રંહ્મને તેમ નથી. આત્મા ગીતાના વાક્ય પ્રમાણે આ ખોળીઉં બદલી બીજામાં જાયછે. માયા ને બીજામાં જવાની શક્તી નથી. તે ઊચ્છિષ્ટ થાયું છે તેને કર્મ નડે છે. માયા કર્મ ઉપર આધાર રાખેછે. અને આત્માને ભોગાયતન પ્રકૃતી કરાવેછે. પ્રકૃતી આત્મા પાસે તમો ગુણના ઉજવળ સાધનથી રહેછે. તે નીચે પ્રમાણે.

| | | | | |
|---|---|---|---|---|
| આત્મા. | શુદ્ધતમ. | સત્વ. | રજ. | તમોતમ. |
| ચૈતન્ય. | પ્રધાન. | હજુરેનાયબ પ્રધાન. | ખજાનચી. | માયા(અમલકરનાર). |
| | ઉત્તમ. | મધ્યમ. | કનિષ્ટ. | અધમ. |

આ પ્રમાણે માયા તો છેલા વર્ગમાં છે. તેને બ્રંહ્મ કરતાં પેહેલી ગણવી, એ કેવળ અજ્ઞાનતાનું સાધન છે. માયામાં પાછા ત્રણ વર્ગ છે. ઉત્તમ મધ્યમ અને કનિષ્ટ.

ઉત્તમમાયા. મધ્યમ. કનિષ્ટ. } ભૂરલોક, ભૂવરલોક, તપલોક,
સ્વર્ગ. મૃત્યું. પાતાળ. } સ્વરલોક, જનલોક, અને સત્યલોક,

ઇત્યાદિ લોકોમાં માયાએ વાસો કીધેલો છે. તે માયાને ઉત્પન્ન કરનાર કોઈ બીજોજ સાક્ષી છે. તે નિચેની એક કવિતામાં રસ મુકેલો છે તે ધ્યાનમાં લો.

(પદ) રાગ પ્રભાત.

અટપટો દેશ સર્વેશ સૃજ નારનો, દેવ અધિ દેવ છે નામ જેહેનું;
શિવ શંકર અજ વિશ્નુને ગણપતી.પ્રકૃતિને પુરૂષ ધરે ધ્યાનતેહેનું ટેક.
અગણિત અંડના અધિપ સુર જેટલા, તેટલા તે પ્રભુને આરાધે;
વેદને ગુરૂથી જ્ઞાન પામે નર, તેહને તેહનો મર્મ લાધે. અટ. ૨
નામને રૂપગુણ જ્યાં લગી વિસ્તર્યા, ત્યાં લગી જાણવી સર્વ માયા;
માયાના ઊદરમાં સર્વ આવી ગયું, દેવ દાનવ નરે નાગરાયા. અટ.૩
માતનું પોષણ પામી સર્વે મચ્યા, તાતની વાત કોઇએ ન જાણી;
નાશીને મંદ અવિનાશી માને સદા,નવ કરે બ્રંહ્મની ભક્તિપ્રાણી. અટ.૪
બ્રહ્મ જે જાણશે તે સુખ માણશે, ઉર વિષે આણશે એક કર્તા;
છોટમ મોક્ષ સુખ તેજનરે પામશે,મન વિષે બ્રંહ્મનું ધ્યાનધરતા. અટ.૫

આવી રીતે માયાનું લક્ષણ છે. વળી જુઓ કે આ સંસારમાં સ્ત્રિને માયા રૂપ ગણેલી છે. અને પુરૂષને બ્રંહ્મ રૂપ ગણેલોછે. પુરૂષ સ્ત્રિના સંયોગ વડે દુનિઆની વૃધી થાયછે. એનો લય થઈને પાછો તેના પ્રકૃતિના યોગે કરી સ્ત્રિરૂપી માયાના ઉદરમાંથી ઉત્પત્તિ પામેછે. યોનિના સંબંધમાં હમેશ પ્રકૃતિને અથડાવવું પડે છે, તે દુર થઈ કેવળ સર્વ રીતે સચેત અને પોતાના નિજ સ્વરૂપમાં રેહેવું એનું નામ મોક્ષ; એજ બ્રંહ્મ, અને એજ આત્મા, તે ગીતાનો વાક્ય પ્રમાણે અગનિથી બળતો નથી, તેમજ કોઇ રીતે પણ લેપાતો નથી, અને સચરાચર બ્યાપમાન છે. તે તેજ (આત્મા) સર્વમાં આત્મા રેહેલોછે. માટે સચરાચર ઈશ્વરછે, એ કેહેવું પણ વાસ્તવિક છેજ. માટે હે પ્રિય અને આનંદવાળા સાત્વિક બુધ્દિના માહાન પુરૂષો આપ સર્વને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરીને અરેજ ગુજારૂં છું. તે ઉપર મનન કરો. મને ઘણીજ દલગીરી પેદા થાયછે કે આકાશ તત્વના ભાગ સુધી દરેક મનુષ્ય પોતાની ધારણા લઈ જઈ આકાશમાંજ ઘુમી વગર ટોચે અટકી પડેછે. તેથી અકૂળાવવું થાયછે. ( पुनर्दारा, पुनर्वितं, न शरिरं पुनःपुनः ) એ વાત ખરી છે તેનું કારણ કે, દેહ ગયો તે ફરી ધારણ કરશેજ તો દેહ સલામત એ પ્રકૃતિ. તેથી તે પ્રકૃતિદૃઢ થય માયા દૃઢ થવાથી પુરૂષ તો દૃઢ છે; તેને કરવાની તો જરૂર નથીજ. આશક મશુકનો જેવો પ્રેમ તે પ્રમાણે પ્રેમ રાખી કવિઓ જ્ઞાનિઓ જે જે કહી ગયા છે તે વાસ્તવિક છે. કવિ કેહેવાનો સરિગત, જ્ઞાની તે પ્રમાણે ચાલવાનો સરિગત, અને એકજ વિચારવાળો વર્તવાનો અને તાંહાં પેંહાચવાનો સરિગત. માટે ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ટ એ ત્રણ વર્ગ; સન્હાર, મધ્યાન, અને સાયંકાળ, એ ત્રણ વર્ગ. વર્તમાન, ભૂત, અને ભવિષ્ય, એ ત્રણ કાળ. આહાર, નિદ્રા, અને મૈથુન, એ ત્રણ પ્રકૃતિ, જીવવું, મરવું, પાકા થવું, એ ત્રણ ક્રમ. ઉઠવું. બેસવું, સુવું, એ ત્રણ દેહના ધર્મ. એ પ્રમાણે સૂક્ષ્મ રીતે જોતાં ત્રિપુટીથી આ દુનીઆ પોતાનો ક્રમ કરેછે; તેને લક્ષમાં લઈ છોડી દેઈ તેના ઉપર આસક્ત પણું તેને ત્યાગવું એનું નામ જ્ઞાની

અને એક વૃતિએ પોહોચવું એટલે માયા છુટી. બેઠા તાં બેઠાજ; સુતા તો સુતાજ. ઉભા રેહ્યા તો ઉભાજ રહ્યા. એ જડ ભરેત વૃતિ, એને બ્રંહ્મ એકદમ મળે. ગ્નાની કરતાં માયાના ક્રમને તોડનારો ઈશ્વરને વધારે પ્રિય છે. આમાં પ્રિયપણું થવાનો યોગ આવ્યો. હજુ અગાડી પોહોચવાને વધારે વિચાર રહેલો છે. મારે કેટલાએક સાધુઓ સાથે ઇશ્વર સબંધી ચરચા કરતાં તેઓએ પોતાનો વિચાર હેવો બતાવેલો કે માત્ર આ કલિયુગમાં ભક્તિજ કરવી. એટલે નામ સ્મર્ણથીજ માત્ર લાભ છે. કેમકે સતયુગ, દ્વાપર, ત્રેતા, એ ત્રણ યુગમાં ત્રણ ક્રમો રાખેલા હતા સત્યયુગમાં ઉત્પત્તી પ્રથમ થવાથી, દરેક માણસ અને વસ્તુતઃ તેમજ તત્વ જેના ઉપર મૂળ બ્રંહ્માંડની ઉત્પત્તિ છે. તે ઘણા સૂખ્મ અને સ્વચ્છ હોવાથી માણસની વૃતિ ઘણીજ પવિત્ર હતી; તેમજ દેહ ઘણીજ મજબુત હતી, તો ત્યાં તપ કરવાનું બતલાવેલું. જે, કે, તે વખતે થઇ શકે. પછી દ્વાપરમાં યજ્ઞ કરવા તેનો સબબ કે લોકોમાં શુરાતન પેઠેલું તો જે તમોગુણ તેને પ્રાધાન્ય ગણે. માટે તેમને આનંદ આપવો. ત્રેતામાં માણસ પૈસાના લોભી થવાથી દ્રબ્ય સંચય કર્યું તો દાન ઇત્યાદિક આપવા ઉપર બધાની બુદ્ધિ પોહોચી, હાલ જોવામાં આવે છે, કે કોઈ પૈસાદાર હોય તો પોતાના પૈસાની કુમક બતાવશે. તો દાન કરવું એટલે તેથી લાભ. અને હમણાં કલિયુગમાં લોકોથી કાંઇ બને નહી. માટે કમજોર અને ઘુસ્સા ખોત તે નીચે પ્રમાણે દર્શાવિ આત્રી કરૂછું. તેથી માલમ પડશેજ અને આ યુગમાં અનુભવિ વાત સર્વ રીતે બાપેલી છે; તેથી ખરા ખોટાની તુલના ગ્નાનીઓ કરીશકશેજ.

લોકોમાં પાપ કરવાની જે રીતીઓ અને પુન્ય કરવાની જે રીતીઓ તે બતાવુંછું.

જો કોઇ માણસને કોઇ પણ મનુષ્યે ઉપકાર કર્યો હોય તો, તે તેજ વખત તેના મિત્ર આગળ કેહેવાનો કે ભાઇ માહારી શક્તિ નથી, નહીંતો એને કાંઈક આપું. તેથી હુંતો એનું ભલુ કરો, એટલુ જ કહું છું; એ માત્ર કેહેવાપણું,

જો કોઈ સાથે લડાઈ કરવી હોય તો બારણાં બંધ કરીને બારીએથી ગાળાગાળી કરી કેહેશે કે તારી માંનેXX અને બાપનેXX એ તેનું પાપ મોહોનું. અને મોહોનુંજ પુન્ય, શક્તી હીન; કોઈ માણસ પ્રસન્ન થાય તો એક સારો પત્ર લખી આપેછે. આ તેનું પુરૂષાર્થ. આ પ્રમાણે હજારો દાખલા લેશો તો માંત્ર મોહોથીજ વાત છે. તો આ સર્વમાં માણસે મુખ્યત્વે કરીને પોતાની જીભ કલિયુગમાં વશ રાખવી. અને બને તાંહાં સુધી સારા ક્રમથી ચાલવું. એટલે જેમ બને તેમ કોઇનો જીવ દુખાવવો નહીં. ધર્મ, દયા, નિતિ, સત્ય, ઇત્યાદિક ગુણોમાનો એકજ ગુણ પકડો, એટલે તેમાં બધાનો સમાસ થશેજ. જેમકે કોઈ માણસે એકલુંજ સત્ય ગ્રહણ કર્યું, તો તે ખરૂં બોલવાનો. તેથી તેના અંતઃકરણમાં લોભ નહીં રેહે. દયા, પરોપકાર, આવશે. એમ સારા ગુણના વર્ગમાં સારા મિત્ર છે, અને નઠારા ગુણમાં નઠારા શોભતિ છે. ચાર દારૂખોરોમાં તે મિત્ર, અને ચાર રંડીબાજમાં તે મિત્ર તે બધા એકઠા થવાનાજ. તેમ દયાળુ, સત્યવાદી, અને પરોપકારી, પુરૂષ એ પરસ્પરમાં મિત્ર સ્વદેહ થાય, તો ગુણોમાં કેમ કરી અપ્રિતિ હોય, હોયજ નહીં. વાસ્તે માયા અને બ્રંહ્મ એ બેમાં જેનો વર્ગ ઉત્તમ તે પ્રથમ. એમ તમારી બુદ્ધિથી ક્યાસ કરો. ગીતામાં બતાવેલું છે કે, જે માણસને મારી પ્રિતી થાયછે, તેનો આનંદ ને સુખ માત્ર તેની બુદ્ધિનેજ મળેછે. પણ દેહને કાંઈ થતો નથી. માટે બુદ્ધિના નિર્મળપણાનો માણસે પ્રથમ વિચાર કરવો જોઇએ.

આ દુનિયામાં સ્ત્રિનો વર્ગ નીચો છે. એ સર્વ રીતે તપાશસો તો માલુમ પડશે. તો આ ઠેકાણે વધારે શું સમજાવવું, આવા અઘાત વિષય ઉપર મારે માઈક દ્રષ્ટાંત આપી સમજાવવું પડેછે, તે ખાતે અત્યંત ખેદ ઉત્પન્ન થાયછે; પરંતુ લાચાર, હવે બુદ્ધિ એ સ્ત્રિવર્ગ છે. અને તેને પતિવૃત ધારણ કરવું જે પ્રમાણે સ્ત્રીએ વ્યભિચાર કરવો નહીં; તેજ પ્રમાણે બુદ્ધિએ પણ વ્યભિચાર કરવો નહીં. સ્ત્રીનો જેમ પતી (સ્વામી) પ્રત્યક્ષ છે, તેજ પ્રમાણે બુદ્ધિનો સ્વામી

જે શાક્ષાત પરબ્રંહ્મ છે, તેની સેવામાં રહેવું. એનું નામ બુદ્દિનો પતિવૃત ધર્મ, અને માયા થકી બ્રંહ્મ મળેછે એ વાત સિદ્ધાંત છે. કેમકે માયાના ઝપાટાને સહન કરવા અતિ દુરેઘટ છે. તથાપિ એતો શુદ્ધ બતાવે છે કે માયાના પેહેલાં બ્રંહ્મ. આ આત્માને ઓળખયો બાદ તે તેના ધરમમાંજ મગ્ન થઈ રહેવાથીજ બુદ્ધિનું ભટકવું મટશે, પદ્મિની સ્ત્રીના જેવા ગુણ છે; તેજ પ્રમાણે પદ્મિની બુદ્ધિ થવી જોઇએ. ત્યારે તે પોતાના પતી સાથે રંગક્રીડા કરી આનંદના ઘરમાં બેસશે. ઓં શાંન્તિ શાંન્તિ શાંન્તિ:

---

## प्रश्न ४ थो.

# माया अनादि के ब्रंह्म?

## उत्तर.

આ બાબત ઘણા માહાન પંડિતો જેની બુદ્ધિ કુશાગ્ર થએલ છે. તેના નિરૂપણુથી તો સિદ્ધ થએલું છે, કે, માયા કરતાં બ્રંહ્મ પેહેલો છે; અને એ બાબતનું વિવેચન અગાડી પ્રથગ માયા કે બ્રહ્મ તેની અંદર સમાસ કરેલો છે. તો હવે દોહોરવી દર્શાવવા કરતાં એટલુંજ બતાવું છું કે—જેમ એક માણસ મુર્ત્તિમંત છે, અને તે ઘણો પરાક્રમી તથા સર્વ રીતે શક્તિમાન હોય, તો તેની સત્તા એટલે નામ, ઓળો, સ્મર્ણુ, એ જે કામ કરેછે તે તમો પ્રત્યક્ષ પ્રમાણ જોશો એટલે માલમ પડશે કે જ્યારે તે પોતે કર્તાપણાનો મનમાં અહંભાવ રાખતો નથી. એટલે લોકો નિષ્કપટ, નિર્લોભ, નિરાભિમાન, નિર્વૈરી, એવા પુરૂષ ઉપર કેટલી ચાહાના રાખી તેનું કામ કરેછે, તે, રાજા રૈયતના સંબંધ ઉપર જોશો તો ઝટ માલુમ પડશે, એક સરખી દૃષ્ટીએ જોવાથી શર્વે સમાનપણે ભાસશે, તે જેમ આપણે સીધા બેઠા હૈએ તો આપણો ઓળો વ. પ્રકાશ કેવો સિદ્ધો જશે તો જ્યારે માણસ નહીં, ત્યારે ઓળો શાનો, અને વળી માણસ નાનું તો ઓળો એક મોટો પડછંગ જેવો પડે છે. તેમ કરતાં સ્વયં પ્રકાશ અને

ઘણાં અકળ હોવાથી તેના ઓળાને આપણે માન આપી તેમાંજ સુવું, બેસવું, અને ઉઠવું, અને તેજ ઉત્પત્તીને લય એમ માનીએછીએ. માટે મુસલાગ્ર બુદ્ધિ અને તૈલાગ્ર બુદ્ધિના કરતાં અધમ અકલ કેહેવાને બાધ નથી. જેમ બાવડીની અકલ પગની પાની સુધી. તેમ બાવડી માયારૂપ, પૃથ્વિરૂપ, અને બુદ્ધિ પણ પછી, આ પ્રમાણે કલ્પના કરે, અને નિરૂપણ કરે તો તે પણ પૃથ્વિરૂપ; પૃથ્વિરૂપ. એ-ટલે જડ જેમાં કાંઈ યોગ્ય અને શદસત્ વિચાર નહીં તે આ પ્રમાણે માયાને ધારે સર્વથી પેહેલી તો કોણ ના કેહેછે.? જેમ એક હવેલી તે-ની અંદર સામાન સરંજામ ઈત્યાદિથી પૂર્ણ રીતે ભરપુર કરો, અને તેનો ભોગાયતન કરનાર કોઈ નહીં હોય, તો કેહેવામાં આવશે કે, આનો કોઈ માલિક નથી. બાદ થોડી મુદતે તેની અંદર એક દિપ્ય-માન પુરૂષ વ. રાજાને સુપ્રત કરો. પછી તેની શોભા જુઓ? આ પ્રમાણે ઈશ્વર અને માયા એટલી સર્વ બાબત પ્રત્યક્ષ રોજીંદા ત-માને જોવામાં આવતાં છતાં તેનો અનુભવ લેવાને બદલે ભુલ થાપ ખાઓ છો, એ કેવળ અધમમતી નહીં તો બીજું શું? પણ એમાં વાંક માત્ર પોતાની કર્તીનો છે. અને આ યુગ કતયુગ છે, માટે એ પ્રમાણે કત્સમ પદાર્થના ઉપર ચાહના જાય, આસુરીમાયાને મોહ ઉપર લે, અને તેમાંજ નિમગ્નથી ગ્લાનીમાં બેશે એ કાંઈ તાજુબ નથી. રાજ્યના જે રીવાજો તે કેટલે દરજ્જે અનિતિના છે; નિતિ, તે અનિતિ, અને અનિતિ તે નિતિ, એ પ્રત્યક્ષ પ્રમાણ છે. તેને વાસ્તે કાંઈ સુઝ ન પડે તો એ ભૂલ કોની? માત્ર માયામાં પડેલા મુસલાગ્ર બુદ્ધિવાળાની, આખા દેશનો જે પ્રમાણે રાજા ધણી છે, તેજ પ્રમાણે આ સર્વ બ્રહ્માંડનો કર્તા એક ઈશ્વર છે. તેને જોવાને માત્ર બુદ્ધિજ છે. અને બુદ્ધિ નિર્મળ કરવાને નિર્મળ જ્ઞાનનીજ જરૂર છે. તે જ્ઞાન કર્મ ઉપર આધાર રાખેછે. કર્મ એટલે નશીબ નહીં પણ જે કાંઈ કાર્ય કરવું તેને કર્મ કેહેછે. માયાને ઓળખવા-નું કારણ પંચીકરણ તત્વ મુખ્ય વસ્તુ છે તેથી ઓળખાશે. (એટલે પૃથ્વિ, તેજ, વાયુ, આકાશ, જળ) તે જોવાથી હસ્તકત ક્રિયાઓ

તેના સંપૂર્ણ સાધનથી બનેલાં છે. અને તેમાં જે પ્રમાણે માણુ-સની બુદ્ધિ ફેલાઈ રહેલી તેવું તેનું રૂપક આપેલું તે જે પ્રમાણે બવેમાં માણસ પોતાનું રૂપ વખતો વખત બદલે છે. તેજ પ્રમાણે આ પંચતત્વના સંધાને માયાએ પોતાનું રૂપ બદલેલું છે. એથી આ સૃષ્ટિમાં રૂપ ઓળખવાને અને માયાનો પાર નથી. એમ કહી વીસમ બતાવેછે. તથાપી જો તેની જડ હાથ ઉપર આવે તો માયા શું છે તે પ્રત્યક્ષ જોવામાં આવેછે. ત્યારે જ્યારે તત્વ જોવામાં આ-વ્યા ત્યારે પછી તે તત્વ સેના બનેલા છે? તે કોણે બનાવ્યા? અને શી રીતે બન્યા? તેના ઉપર કુશાગ્ર બુદ્ધિનો ફેલાવો કરવાથી માણસને દઢિભુતપણું પ્રાપ્ત થવાથી સમજી જાયછે કે, આનો બનાવનાર કોઈ બીજોજ છે. આ બાબત તત્વદર્શિ થવાને કેટલાક જ્ઞાનીઓ-એ મને બોધ કરેલો હતો. જ્યારે તત્વદર્શિક એ શબ્દ મને પ્રથમ મળ્યો ત્યારે હું ઘણાજ ઊંડા વિચારમાં પડેલો કે તત્વ એટલે ઇશ્વર કે પંચતત્વ એ બેનો વિચાર કરતાં છેવટ ભાવિત્ થયું કે તત્વદર્શિક થવું તેમાં ઇશ્વરની માયાનો પૂરો વિચાર થશે. એટલે માયા પરી-પૂર્ણ ઓળખવામાં આવી, બાદ ઇશ્વરને ઓળખાશે. એ પણ આ દેહનું એક મૂળતત્વ મળ્યું. માટે જેટલાં નામરૂપ છે, તે તમામ માયા, અને જેનો નાશ થાયછે. અને જે અવિનાશી અ-ચળ અલૌકિક અદ્રશ્ય ઇત્યાદિક વિશેષણથી છે; તે બ્રંહ્મની ઓ-ળખાણ કરો.

દષ્ટાંત.

દરીઓ ભરપુર ભરેલો છે, તેની અંદર તરંગ થવા લાગ્યા, હવે તરંગ કેહેવા માત્ર છે. તેમાં જળ શિવાય બીજું કાંઈ નથી.

સિદ્ધાંત.

તેમજ ઇશ્વરરૂપિ એક દરીઓ છે, તેની અંદર પોતાની સ્વ-શક્તિરૂપ પવનના સબબથી તેની અંદર તરંગની લહરી દ્રશ્યમાન રૂપ જગત્ પ્રસિદ્ધ થયું. દષ્ટાંત જેમ એક રૂથી સુતરના તંતુ થયા. તે બધાજ રૂ સ્વરૂપ છે. તેમજ શક્તિસ્વરૂપ એ પણ ઇશ્વરનુંજ

સ્વરૂપ છે. ભિન્ન નથી. માટે પ્રથમ ઇશ્વર અને તેની પછી માયા. માટે માયા અનાદિ નથી. બ્રહ્મ અનાદિ છે. તેમજ માયા કેહેવામાત્ર છે.



## प्रश्न ५ मो.

## इश्वर सत्यछे तो असत्य रुप मायाने उत्पन्न करवानुं कारण शुं ?

## उत्तर.

આ સવાલ જે વખતે થયો તે વખતે મને ઘણુંજ મારા મન સાથે આકર્ષણ થતાં હું ઘણાંજ ઊંડા વિચારમાં પેઠો કે, આ બાબતનો જવાબ શું દેવો. બાદ ઘણા પુખ્ત વિચારની સાથે એમ સિદ્ધ કર્યું કે, ઇશ્વર સત્યતો છેજ. પણ માયા શું ચીજછે. તે પ્રથમ જાણવી. તે બાબત અગાડી જે જે ખુલાસા બતાવ્યા, તે પ્રમાણે માયાને ઓળખી, જવાબ આપ્યો કે, જે પ્રમાણે માણસ, સૂર્ય, અને બીજા તેવાજ પરાક્રમી પુરૂષો તેનો જેમ ઓળો વ. પડછાયો પડેછે. તે કાંઇ પડછાયો કર્તાપણાનો આવેશ નથી, પરંતુ એતો સ્વભાવિકજ ઉત્પન્ન થાય છે. તો જેમાં સ્વભાવિકપણાનો ભાસ છે. તેમાં તે સત્ય વ. અસત્ય છે, તેનું દુષણ તેને શીર નથી; પણ ઓળોજ પોતાની મેળે તે કોનો બનેલો છે, તે જાણવાને જેમ જાય છે. તેમ માયા સત્ય છે. એમ જાણીને પોતાના કર્તાને ખોળે છે. એ પ્રમાણે આ સૃષ્ટિની રચના અપાર સમુદ્ર એવા માયાના અંતરપટથી બપટાય છે. તેનાથી તરવું એ ઘણુંજ દુર્લભ છે. માણસ જે પ્રમાણે મુર્તિમંતછે ખરો; એમ ઘડીભર માનો. તોપણ તેનો ઓળો ખોટો છે એમ સમજી આપણે વિવેકથી જઇએ છીએ. તેજ પ્રમાણે અપાર સાગર ઇશ્વર તેની પડછાયા રૂપિ માયા તે ખોટી છે એમ માનવાને શું બાધ છે. પરંતુ તેનું રૂપક બાંધીને કર્તાને દોષ આપવો એ કાંઇ યોગ્ય નથી. આથી મુસલાગ્ર બુદ્ધિ

વાળાની ત્રપ્તિ ન થતી હોય તો સેહેલો તોડ એટલોજ કે જ્યારે સાકરની પરિક્ષા તેના ગળપણની કરવી હોય તો તેની સાથે ખાટા-નો મુકાબલો બેશક ગ્રાહ્ય છે. તેથી ખાટી ચીજ ન હોય તો બેશક ગળીની પરીક્ષા થતી નથી. માટે જુગલ વસ્તુની જુક્તિએ કરી માયામાં પરિક્ષા રહેલી છે. તો ઈશ્વર આગળ એવા જુગલપણાનો પ્રમાણ કેમ નહી હોય, એ એક અનુમાન છે. વળી એમ પણ જોતાં નિકળે છેકે પાપને પુણ્ય, ખાટુંને ખારૂં. સ્રીને પુરૂષ, એ જેમ જુગલ છે. તેજ પ્રમાણે સત્ય, અસત્ય, જુગલ છે. તેજ પ્રમાણે ઈશ્વર, ને માયા, જુગલ છે; તેજ પ્રમાણે દેહમાં પુરૂષ અને શક્તિ જુગલ છે. તેજ પ્રમાણે આત્માને બુદ્ધિ જુગલ છે. બુદ્ધિને પતિવૃત ધર્મમાં નાંખીને, પોતાના પુરૂષ આત્માને ઓળખવાની શક્તિ આવી એટલે તે પવિત્ર થઇ. એટલે જોવાનું ને કરવાનું કાંઇ નથી. આ પ્રમાણે હું બતાવાને જે ખવાએશ રાખુછું. તે માત્ર અહંકારના આવેશથી માહારી બુદ્ધિ માઈક પ્રકારના પ્રપંચમાં પડેલી છે. એટલું મારૂં ભક્તિમાં બુદ્ધિનું બ્યભીચાર પણું મારે માનવાનું મુખ્ય કારણજ છે. નહીંતો મારે આ બાબત વિવેચન કરવાનું કારણજ નહોતું. ઓ શ્રોતાઓ ઈશ્વર સત્ય છે. એ વાત ખરી છેજ. હું ટુંકાણમાં કહુંછું, તે તમો પોત પોતાની પ્રકૃતિ અને બુદ્ધિથી વિચારીને જુઓ એટલે તરત જણાશેજ.

---

## પ્રશ્ન ૬ ઠો.

# સર્વ બ્રહ્માંડમાં ચરાચર જિવ રહેલોછે તો પાહાડો ઇત્યાદિકો વધતા વ-ઘટતા કેમ નથી.?

## ઉત્તર.

આ સવાલનો જવાબ આપવો જોઇએ, આ જવાબ આ-

પથા ઘણોજ કઠીણ છે. તેના બે સબબ એક તો બુદ્ધિમાં ચંચળ પણું અને અગ્નિ તત્વના મિશ્રિત ભાગથી, પૃથ્વિ તત્વના બંધારણને જોવાને અતિ ઘણા દુર્બળ; તે કારણથી પાહાડમાં સૂક્ષ્મ રીતે જીવ રહેલો છેકે, શી રીતે; એની ઓળખાણ થવી અતિઘણી કઠીણ છે. દરેક બ્રહ્માંડની બાંધણીમાં પાંચ તત્વનો સમાસ થયેલો છે. તેમાં પાહાડમાં પૃથ્વિ તત્વનો ભાગ વિશેષ રહેલો છે. એતો તેની સ્થિતિના રૂપ ઉપરથી જણાઈજ આવેછે કે જે પક્ષીઓ આકાશ તત્વમાં ઉડે છે. તેમાં પૃથ્વિ તત્વનો ભાગ ઘણોજ થોડો છે. તેથી વાયુની અંદર તેઓ મઝેથી ઉડી શકેછે. માણસમાં સમાન ભાગ રહેલો છે, માટે તે પોતાની મરજી પ્રમાણે કરી શકેછે. એટલે આ સર્વ ઉપર પોતાની સત્તા સમાન રાખી શકેછે. દરેકમાં ન્યુનાધિક તત્વનો ભાગ છે. એજ પ્રકૃતી અને એજ ઇશ્વર લીલા પાહાડોનું વધવું વ. ઘટવું થાય છે, તે સૂક્ષ્મ રીતે આપણને માલમ પડેછે. જેમકે હાથીની ચાલ તેના સામર્થ્ય પ્રમાણે ઘણીજ વેગ વાળી હોય છે. તથા પોતાના શરિરને ઊચકવાને તેને આપણા કરતાં કાંઇ વધારે વખત લાગે છે. તે સબબથી તેનામાં કેટલું જોર છે તેનો ક્યાસ અનુભવ વગર એકદમ લેવાઈ શકાતો નથી તેમ પાહાડોનું વધવું પણ આપણા જોવામાં આવતું નથી. પરંતુ સૂક્ષ્મ તપાસથી તેઓ વધેછે, અને ઘટેછે, એ વાતતો સિદ્ધજ છે. જ્યારે ઘણો મોટો પૃથ્વિમાં ફેરફાર થાય ત્યારે તે જોવામાં એકદમ આવે છે. જ્યાં તત્વ છે ત્યાં તત્વનો બનાવનાર છેજ. એ વાત સિદ્ધ માનવી. તો આવા મોટા, પ્રચંડ જેમાં તત્વનો આખો ભાગ રહેલો છે. જેમાંથી નદી અને પત્થર ઈત્યાદિક નિકળી શકે છે. તેમાં કેમ જીવન નહીં હોય, અને જ્યાં જીવન રહેલું છે. ત્યાં ઉત્પત્તિ તથા લયનો સંભવ રહે છે. ત્યાં વધવું ઘટવું બેશક માન્ય કારીએ. આ બાબત વધારે સોચ કરવાનું કારણ નથી.

---

## પ્રશ્ન ૭ મો.

# સર્વ બ્રહ્માંડમાં ઉત્પત્તિ પ્રથમ કોની.?

## ઉત્તર.

શાસ્ત્રમાં કહેવાય છેકે, પિંડે તે બ્રહ્માંડે. હવે આપણે પિંડ વિષે વિચાર બાંધીએ છીએ, સર્વ કોઇને માહીત છે કે સ્ત્રિ પુરૂષના યોગે કરીને સ્ત્રિને ગર્ભ રહેછે. તે ગર્ભમાં પ્રથમ પંચ તત્વનું બંધારણ થાયછે. અને તે પરિપક્વ થયે, અંદર એક બીજા તત્વનું અર્પણ થવાથી એક ચૈતન્ય અલૌકીક પેદા થાય છે. એ બધી ઘડ બાંજ થવાને નવ માસ થાય છે. તે મધ્યે સ્ત્રિ વ. પુરૂષ ઘડાઇ તૈઆર થાયછે. પછી પૃથ્વિ ઉપર બાહાર પડેછે. તે નવમાસ એજ નવ અવતાર અને આપણે દસમો કહીએછીએ તે કલંકી સાથે, તે જ્યારે કલંકીનો પ્રારંભ થશે ત્યારે સ્ત્રિને ગર્ભ દસમાસે પુરો બાહાર પડશે. અને તે અનુમાન ખરૂં પડવાને, પણ એક કારણ છેજ, કે સ્ત્રિઓ ઘણીજ બાલ્યાવસ્થામાં પોતાના સ્વામી સાથે ક્રીડા કરશે. અને તે અપરિપક્વ દસામાં હોવાથી ગર્ભસ્થાનમાં જે કાંઇ બિંદુ રૂપે શક્તિ (વિર્ય) પેસવાની છે. તેના ક્રમના ફેર ફારના યોગે કરીને જરા વધારે પાકટ થવાને વાર લાગશે એટલે દસમાસ પુરા સમજવા. તેજ પ્રમાણે આ બ્રહ્માંડને સારૂ જે દશ અવતાર કહેલા છે, તે પણ બરાબરજ છે.

ઉત્પત્તિ એકી વખતે કહીએ તો ચાલે, તે કઈ ? તોકે પાંચ તત્વ. અગ્ની, જળ, પૃથ્વિ, વાયુ, આકાશ, અને એ બધાનો દોરવનાર અને તેના ખરા સ્વરૂપનું ગોંધળ થયા વગર મરિયાદામાં રાખનાર તેજ ચૈતન્ય, પરબ્રંહ્મ, અને અક્ષર, ઇત્યાદિક નામથી ઓળખો. તો પાંચ તત્વ, એ માયા, અને તેનો દોરવનાર જે,તે, બ્રંહ્મ; બ્રંહ્મની ઉત્પત્તિ શી રીતે થઇ તે જાણવાને કોઈ પણ પ્રકારથી બુદ્ધિની શક્તિ નથી. શક્તિ શક્તિને જોઈ શકેછે. અને પછી પોતાના ધણીને જોયછે. ધણી કોનો પુત્ર, તે જાણવાને શક્તિ પાત્ર નથી. તેમજ

પરબ્રહ્મ તે અવિનાશી, અવિચળ, અલૌકિક અદ્દશ્ય વીગરે કારણથી તેની ઉત્પત્તિ વિશે વિચાર બાંધી શકાતો નથી. એ બાંધવો એ કેવળ અજ્ઞાનતા છે. પરંતુ આથી એમ સિદ્ધ થાયછે કે, પેહેલી ઉત્પત્તિ આ સૃષ્ટિમાં ઈશ્વરની કૃપા વડે પાંચ તત્વની થએલી છે. તેમાં પ્રથમ ઉત્પત્તિ જળની કહીએ તો ચાલે. તેનો એક સબબ બતાવવાને આ ઠેકાણે મને સુઝેછે. તે જુઓ, માણસ જ્યારે ઘણુંજ હોંશીઆર હોય છે, તો કેહેવામાં આવેછે કે આનામાં કેટલું બધું પાણી છે. હીરો સારો હોય તો પાણી કેટલું બધું છે, અને તે સારો છે. તેમ માણસ જ્યારે તરશ્યો થાય છે, ત્યારે પણ પાણી માગેછે, તેમજ જ્યારે મરવા પડેછે, ત્યારે તેને સીત વ. પાણી આવે છે, હર્ષ, અને શોક, પણ પાણીના ચિન્હથી જણાય છે. તેનો સબબ જ્યારે ખુશી થઈશું ત્યારે હર્ષનાં આંસુ આવશે. અને દલગીર થઈશું ત્યારે પણ આંસુ આવશે. માટે અતિ સૂક્ષ્મ વિચારથી માલમ પડેછે કે જળ સર્વથી પ્રથમ છે તે માત્ર મનુષ્ય ઉત્પત્તિના કામમાં, ત્યાર બાદ તેમાં અગ્ની, વાયુ અને આકાશનો સમાસ થઇ તેના ઘર્ષણથી પૃથ્વિ ઉત્પન્ન થઈ. કોઈ એમ સવાલ કરશે કે, જળ પૃથ્વિ વગર શા ઉપર રહ્યું. તેનો એક વિચાર છે, તે એ કે ચાર તત્વ જ્યારે એકઠાં થાય ત્યારે આકાશમાં જરા ડોકું ઊચુ કરીને જુઓ કે આકાશ અને પ્રકાશ શી રીતે રહ્યો છે. તે તેના ગણીતા ક્રમ પ્રમાણે અને ઇશ્વર કૃપા વડે ખરા સ્વરૂપમાં રહી શકે છેજ, અને જ્યારે તે સંયુક્ત થાય ત્યારે તે માયા કહેવાય છે. વ. પદાર્થનું ભાન થાયછે, તે ભાન આ ચર્મ ચક્ષુ લોકોને જાણવાને સંયુક્ત વગર કાંઇ બનતું નથી પરંતુ સર્વ નીરાળા છેજ. માટે ખરૂં જોતાં પ્રથમ પાણીની ઉત્પત્તિ અને લય પણ આ પૃથ્વિનો જળમાંજ થશે. જુઓ વાયુ અગ્નિ અને પૃથ્વિને સારૂ કોઈ દીવસ પણ લોકો તૃષ્ણા વિશેષ રાખે છે.? પરંતુ વરસાદની સઉકોઈ અપેક્ષા રાખે છે એ કેવું વખાણવા લાયક કૃત્ય છે. ત્યાં પ્રભૂને વિશે અને મારા વખાણને સમજો.

આ વાત ખગોળ, ભૂગોળ ઇત્યાદિક કલ્પિત વિચાર સાથે મુકાબલો કરવાનો નથી. અનુભવ, જ્ઞાન, અને કર્મ ઉપર આધાર રાખે છે. જ્ઞાનીનો વિચાર મારા લખાણ સાથે મુકાબલો કરવા જોગ છે, એ કેહેવું અભિમાન ભરેલું છે. પરંતુ મારામાં જે કલમની તાકાત આવીછે. તે માત્ર મનમાં અહંકારના આવેશથી છે. તો પણ મારો અહંકાર, ઇશ્વર મહીમાના દર્શન અને તેનો પ્રેમ ખચવા તરફ જવાથી મને ઘણોજ આનંદ પેદા થયો છે, તે આવેશમાં જો કદાચ મારાથી દર્શાવાયું હશે તો તેમાં સુ દોષ છે. આ સવાલનો જવાબ પુરો થયો છે એમ હું સમજુછું, તે છતાં કાંઇ વધારે વિવેચન કરવા જેવું હશે તો આગાડી કહી જવાશેજ બુદ્ધિમાં જોઇતું કુશાગ્રપણું થએલુંછે એમ માનુંછું છતાં નહી થયું હશે તો હજુ ગુરૂ કૃપામાં ખામી હશે એમ માનવાને મને શું દોષ છે? આ માહારા અહંકાર રૂપી દબ્ય હથીઆરને વિરામ સ્થાને પોહોચાડવાને હું માઈક અવિવેક કરૂંછું.

---

## प्रश्न ८ मो.

## जेनी प्रथम उत्पत्ति थएली छे तेनो प्रथम लय थशे के छेल्ली उत्पत्तिवाळी चीजनो प्रथम लय थशे?

### उत्तर.

આગળના પ્રશ્નમાં આપણે પાંચતત્વનું મૂળ બતાવ્યું છે. તેમાં જળને પ્રથમ ઉત્પન્ન થતું જણાવ્યું છે. અને બીજાને ઉત્તરોત્તર બતાવેલાં છે. તો હવે જે ચીજની પેહેલી ઉત્પત્તિ તે લય સહુથી છેલોજ જાણવો એમ નથી. પણ તેનો લય પેહેલાં સમજવો.

આદમીની અંદર વિર્યરૂપી પ્રથમ તાકાત કમ થશે અને વૃષ્ટિ નદી તથા સરોવરના પાણીમાં ઓછાપણું થશે. બાદ માણસમાંથી

સ્નેહ ઓછો થશે. એટલે હર્ષ વ. શાક કમી થવાનો. જેથી પાણીજ ન મળે. તો પછી આ બધા ભર્પૂર રહે શાના.? પાણીનો નાશ થશે. એટલે બધાં તત્વ ભગાથાં મારશે. તે થયું એટલે સૃષ્ટિની આખર સમજવી. અને પછી ઉત્પતી થવાને સારૂ દરેક તત્વના ઘર્ષણથી પાછું પાણી નીકળશે. એ તમામ પોતાના તત્વમાંથી વછુટું પડી આ સૃષ્ટિ પાણીમય જોવામાં આવશે. તેનું નામ માહાપ્રલય, એ પ્રમાણે પાણીથી ઉત્પત્તી પાણીમાં લય, અને પાણીથીજ સ્થાપના એમ ચોકસ બુદ્ધિકુશાગ્ર કરી જોશો એટલે માલમ પડશે. તો પ્રથમ લય આ ઉપરથી જળનો થશે. એટલે લય પ્રથમ છે, એમ હું જાણું છું, અને તે વાત ખરીછે, અન્ન સમાન પ્રાણ, હાડ પણ હવે દહાડે દહાડે કમ થવા લાગ્યા છે.

માણસમાં પૃથ્વિ બંધારણ કમ, એટલે પંચહથો જુવાન નહીં, પ્રચંડ તથા મજબુત નહીં, એ પૃથ્વિનો મુકાબલો, શુરાતન, તથા હિંમત નહીં, એ અગ્નિતત્વ કમ થવાનું કારણ, સારા સારા તર્ક તથા વિચાર નહીં, એ વાયુતત્વનું ખામીપણું, પોતાના વિચારને રાખવાને મજબુત ધરે નહીં, એ આકાશતત્વનું કમીપણું. અને સર્વને સરખી રીતે બરાબર નિયમમાં ન રેહેવા દીધા, તેમજ કમીપણું, જે માલમ પડેછે તે જળતત્વના કમીપણાનું કારણ.

આ બધો ફેરફાર આસ્તે, ધીમે, નહી કળાય તેવી રીતે વગર દુઃખે, વગર જાણવે, વગર મેહેનતે, અને માઇક બુદ્ધિરૂપી એક સ્ત્રીના પ્રપંચે કરીને પોતાની મેળે પ્રકૃતિ કર્મ કરાવે છે. તેનો વિચાર આપણાથી થતો નથી. એ કેવું ગેરઘાટનું અને દુખ્ખદાયક પરિણામ છે. પેહેલાના વખ્તમાં ઇનસાફ સર્વ માન્ય કરતા હતા. હવે તેમાં ફેરફાર થાયછે. તેનો સબબ માણસને સંગતમાં ઘણોજ વર્ણાશ્રમને જેવા ઘટે તેવા વિચાર ન રાખ્તાં ફેરફાર કીધો છે. એક આદમી પાસે પોતાની બંડોળ એકજ સાંગોપાંગ નહીં હોય જેમકે કોઇ પાસે થોડું અંગ્રેજી, ફારશી, અને અરબિતો, કોઇ પાસે ગુજરાતી, સંસ્કૃત, અને મરાઠી, એ મુજબ ભાષાપ્રત્યે પણ સ્નેહ નહીં;

અને વર્તણુકથી દોસ્તો પણ જુદાજ. ૧ બ્રાહ્મણ ને મુસલમાન દોસ્ત, ૨ પારશી ને વાણીઆ દોસ્ત, ૩ ઢેડા ને યવન દોસ્ત, આ પ્રમાણે જેનો વર્ણ તેનું ભાન પુરૂં ન થતાં દોસ્ત પોતાના વિચારમાં ખેંચી જાય પછી તેમાં જે જે વ્યભિચાર અને અનાદર ચાલે તેનો એક મોટો ફેરફાર ઘણી લાંબી મુદતે સૃષ્ટિને જે સહેવો પડેછે, તેનો પશ્ચાતાપ આપણેજ કરવો નહીં તો બીજાનું શું ?

આ કેહેવત ઉપરથી ધારો, હાલની રૂઢિ ઉપરથી જુઓ, અને બ્રહ્મના સત્ય વિચારવાળા જ્ઞાનીના ઘર તરફ જુઓ; અને નાસ્તિક આસ્તિકના વિચાર તથા મનન તરફ જુઓ, તો આ મારૂં દર્શાવવું સ્વત્ સિદ્ધ ભાસશેજ, એમાં હું કંઈ સંશય સમજતો નથી, માટે મારા પ્રેમીજનો સમજો.

---

## પ્રશ્ન ૯ મો.

# લય કોનો થાયછે!

આપણે આગળ બતાવી ગયા છીએ કે પંચતત્વની ઉત્પત્તિ એકી વખતે થયેલ છે, તે મધ્યે પાણીને પ્રથમ ઉત્પન્ન થતું ગણવામાં આવ્યું છે. ત્યારબાદ ઉત્તરોત્તર પૃથ્વિ, તેજ, વાયુ, અને આકાશ, એમ બતાવવામાં આવેલ છે. બાદ સર્વ ઉપર પાણી ફરી વળશેજ. પાણીને આજ્ઞા કરનાર કોઈ બીજોજ સક્ષ છે, તે આજ્ઞા પ્રમાણે વર્તવાથી સર્વ તત્વ પાણીમાં સમાઈ જરા આરામ લેશે બાદ પાછા હુકમ પ્રમાણે વર્તવાનું શિર કરશે; એ પ્રમાણે અનાદિથી ચાળવણી થયા કરેછે. તે ચાળવણી કરનાર જે સક્ષ તેજ ઈશ્વર, પરબ્રહ્મ; સાધારણ એવો નિયમ છે કે જે બીજમાં ઉત્પત્તિ તેમાંજ લય માનવો, એ સઘળું આપણે માયીક વેહેવારે જોવામાં અને તેનું રૂપક બાંધવામાં સુજ પડેછે. પરંતુ જ્યારે તત્વ, તત્વમાં સમાઈ જશે ત્યારે વ્યાપક ચિદાત્મા માત્ર રેહેશે, તેમાં સર્વ પોતાની પ્રકૃતીનો નાશ નીમેલ કાળે કરી થવાનો છે તેમાં સમાઈ જશે.

પછી નાશ શું,! અને અવિનાશી શું ! તેનું તેને વિવેચન કરવાનું કાંઈ પ્રયોજન નથી. નામ તેનો નાશ છે, એ કેહેવત ઉપરથી વિચારી પુરૂષને વિચાર બાંધવાનો નથી, પરંતુ અજ્ઞાનીને સમજવા સારૂ એક દાખલો આપુંછું, વનસ્પતિ, માણસ, સ્ત્રી, ઇત્યાદિકમાં, પણ નામો આપવામાં આવેછે, તેમ સમુદાયનો પણ વનસ્પતિ વર્ગ આપવામાં આવેલો છે, એવી કલાસ નહીં બાંધેતો આ પ્રકૃતિ રૂપકને ઓળખાણ રેહે નહીં, માટે જેનામાં ઓળખાણ રાખવાનું ભાન જોઇએ તેણે સર્વ વર્ગને અનુસરી ચાલવું જેમકે નિશાળમાં છોકરો ભણવા બેસેછે; તે જો છેલા વર્ગમાં હોય તો પેહેલા વર્ગમાં આવવાની મનમાં હોંશ રાખેછે, તેજ પ્રમાણે જે આદમીને ઇશ્વર સંબંધી વિચાર બાંધવો હોય તે જો લય થાયછે, અને નામનોજ લય છે, એમ સમજતો નથી, તેણે પ્રથમ ત્યાંહાં ઓળખાણ કરવાને તત્વની વર્ગ વારી લક્ષમાં લેવી. પૃથ્વિ તત્વને સારૂ મુર્તિ, અગ્ની સારૂ, દીવા, જળને સારૂ, નદી, વાયુ સારૂ, ધુપ, અને આકાશતત્વ સારૂ, એકાંત વાંસમાં દેહેરાના ઘુમટનું પોલત્વ તેના મુળ બનાવવાના હેતુને લક્ષમાં લઇ જોશો એટલે તમોને તત્વનું જ્ઞાન ગુરૂ કૃપાએ થશે, તે થયું એટલે પછી લય થાયછે કે નહીં તેનું ભાન તરતજ આવશે, લય નામનો થાયછે પરંતુ તત્વનો લય થતો નથી, એ વાત સિદ્ધ માનવીજ. ત્યાં તત્વ સમાઇ ગયાં, એટલે તત્વનો બનાવનાર એકલોજ રેહેવાનો, તે જેમ મોર પોતાની કળા ફેલાવી પાછો પોતાના શરીરમાં ખેંચી લેછે; તેજ પ્રમાણે આ બ્રહ્માંડને ઉત્પન્ન કરતાં સર્વ માયા પાછો પોતાનામાં ખેંચી લેછે, તે માત્ર વિરામ દશા આપવાને સારૂ પણ તેનો ઉપયોગ ઉત્તરોત્તર કરનાર છે; તેથી તેનો સંપૂર્ણ લય થાયછે, એમ કેહેવામાં આવેછે. માણસ મરી જાયછે તો કેહેવામાં આવેછે કે, આ મરી ગયો ભાઇ એ મરવું ઘણું સારૂં છે, પરંતુ તે મરતો નથી, પણ પાછો થાયછે. એ થવાપણામાં તેને જે જે દુઃખ સોસવું પડે છે, એથીજ આપણે રડીએ છીએ, અને પાછા થવું ન પડે તેને સારૂ દુનિઆમાં નિતિ અને આ સર્વ જગત પોતાનું છે, એમ

નિયમપૂર્વક ચાલવાથી તેને કર્મ લેપન નહીં થાય, એટલે અત્રેજ જ્ઞાન પામી; આનંદમાં રહેવાનો, અને મરી ગયા પછી સર્વ ઉપાદ કરવાના એજ એનું મોક્ષપદ માનવું, માટે કુશાગ્રબુદ્ધિવાળાને લય નથી, તેલાગ્ર બુદ્ધિવાળાને વાસ્તે મનમાં જરા ટ્યુપચું, અને મુસલાગ્રબુદ્ધિવાળાને સાર નામ સેનો લય છેજ, આ પ્રકારે દુનીઆનો વેહેવાર બતાવી, જેને જે રૂચે તેમ સમજવાને મારી કલમ દોરવી, આ બાબત વિવેચન કરવાનું બંધ કરૂંછું.

---

## प्रश्न १० मो.

# नाश थतो नथी तो कारण शुं अने थायछे तो कारण शुं ?

## उत्तर.

આ સવાલનો ખુલાસો ઘણી સેહેલી રીતીથી કરવામાં આવે છે. તો હવે તેનું વિવેચન વારંવાર કરવું એ ફાયદા ધારૂંછું. પણ એટલુંજ બતાવુંછું કે.

"તાપીશંકર" એ શબ્દનો નાશ, તેના નાક, કાન, અને સઘળા અવયવોનો નાશ, પરંતુ તેના તત્વનો નાશ નથી. જેમકે પાણી પાણીમાં સમાશે, વાયુ વાયુમાં સમાશે, બાદ અંદરનો જે દીપક કલિકા માફકનો આત્મા, તે પોતાની છેલી પ્રકૃતિના ખરા સાધન વડે જે ઠેકાણે તેની બુદ્ધીરૂપિ સ્ત્રિ ગમન કરવાને ફરમાવશે, તેવા તત્વ રૂપિ સ્થાનમાં બિંદુરૂપ તે બીરાજશે. અને ઝટ પોતાની પ્રકૃતિમાં ઉત્પન્ન થશે. એમ આ સૃષ્ટિની રેંટમાળ ચાલ્યા કરવાની. તો જેવું જન્મતી વખત જ્ઞાન તેવુંજ લય થતી વખતનું જ્ઞાન એ બંને સરખાંછે. તો કાંતો બાળકજ્ઞાન રાખો, વ. અંતકાળનું જ્ઞાન રાખો, આ બે જ્ઞાન અવિ વખાણવા લાયક બુદ્ધિવાને ગણેલાં છે. તે શિવાયનાં સર્વ ફાંફાં છે. તે નાશ અગાડી લખવા પ્રમાણે નામનોજ, વર્ણનો

અને અવયવનો નાશ છે. તત્વ અને વ્યાપક ચિદાત્માનો નાશ નથી. માહા પ્રલય વખત એકજ એટલે જળતત્વમાં જળ રૂપે પોતે રેહેશે. તેથી સર્વ જગતમય જળ અને જળ એજ જગત એમ જ્ઞાનીનો સિદ્ધાંત અને આત્મ પ્રતિતી પણ એમજ છે. માટે અગર જો હું કર્મ અને વેહેવારમાં ગુંથાએલો છું, તેથી મારા લખાણના હૃદયને સમજવું કઠીણતો લાગે તો પણ કૃપાવંત વિચારથી અને હું તથા આપ સર્વે જુદા નથી, એમ સમાનપણું કરી જોવાથી આ દર્શાવવું ખજાને ખેશશે.

---

## प्रश्न २२ मो.

# पाप अने पुन्य कोने केहेवुं?

## उत्तर.

આ સવાલનો નિર્ણય ઘણાજ સાવધ વિચારથી અને લોકોના મનમાં રૂચે તથા તેઓ અંતઃકરણથી કબુલ કરે, તેવા કુશાગ્રબુદ્ધિના જોર ભરેલા વિચાર સાથે બતાવવાની યોજના કામે લગાડવી જોઇએ. કેમકે આ પ્રસંગ ઉપર લોકોની મનોવૃતિ, એ, કામ ઉપર વધારે તાકાત અને નરમાશ બતાવતી જણાય છે તો હે કૃપાવંત ઇશ્વર તારી પાસે હુ ઘણીજ આજીજીની સાથે અરજ કરી માગી લઊછું કે, આ બાબતનું વિવેચન કુશાગ્રબુદ્ધિની સાહાતાથી, ઉજ્વળ હુંકારના સાધનવડે, સર્વેની મનોવૃતિને પસંદ પડે, અને ન્યાય પ્રમાણ કેહેવાય, તેવા યોગથી સરસ્વતી માતાની ખરી પ્રેમની વાણી મને તાદશ્ય બતાવવાની રૂચે અને તેમ થાઓ. અસ્તુ, અસ્તુ, અસ્તુ.

આ દુનિઆમાં લોકો પાપ, અને પુણ્ય, એ બાબતને વિશે જેટલા ધર્મ સંબંધી બાબતને સારૂ ચુસ્ત છે, તેટલા બીજા કામમાં ઘણા કમ હોય એમ ભાસે છે. ત્યારે એ ઉપર તો મુખ્ય આધાર રહેલોછે. પાપ એટલે શું, એ બાબત નિરાકર્ણ થશે, એટલે એની મેળે પુન્યનો સમાસ આ નિર્ણયથી થશેજ. આ સૃષ્ટિમાં સર્વ પાપ રૂ-

પજછે, એમ માનવાને ઘડીભર કાંઈ અંદેસો નથી. છોકરો વ. છોકરી જન્મી, પછી તેની માતા આ સંસારનો લાહાવો સેવડાવવાને પયપાન કરાવેછે. (એટલે દુધ) તેની અંદર બે સંજ્ઞા લીધીછે. એકતો આ સઘળી સૃષ્ટિ દૂધ જેવી ઉજળી છે, તેને જો અમે દૂધ પી, બીજી રીતે જોતાં તુ હમેશ દૂધ પી તારા દીવસ કાહાડ; તેમ સર્વ સૃષ્ટિનું મૂળ વિર્ય રૂપી તાકતને સારૂ પણ હમેશ દૂધ પી, અને જેમ હમોએ આ સૃષ્ટિની વૃદ્ધિ સ્ત્રી પુરૂષના યોગે કરીછે. તેમ તુ કર. એ એક દૂધ રૂપી સંજ્ઞાથી તે બચારો પ્રાણી મોટો થઇ અછેર દુધ સાથે વાળુ કરવાની ઘડભાંજમાં પડવાથી આ સંસારની અંદરના તમામ નાશવંત કામો, જેનો લય ઘણોજ વેહેલો છે, તેની શોધ અને યોજનામાં પડેછે. એમાં તેને જે હાયવરાળ અને સોશવું પડે છે, એજ એનું પાપ. પાપ એટલે પશ્ચાતાપ અને પશ્ચાતાપથી તેને હાથે બાજે વખતે મોટા સાહાશીક કર્મ કરવાની ફરજ પડે છે. તે ફરજમાં ખુન, ચોરી, આત્મહત્યા, વીગેરે મોહોટાં પાપ કરવાની તે યોજનામાં ગુંથાય છે. એથી તેને આ સંસારનું મૂળ સાધન જે સુખ, તેની નાસ્તિ થઇ, આ દુનિઆના હાકેમની નજરે આગળ, અને લોકોની નજર આગળ તે ઘણોજ હલકો પુરૂષ દીસે છે. એ દીસવું એનુ નામજ પાપ. તો આ દુનિઆજ પાપ રૂપછે. એમ માનીએ છીએ, ત્યારે તેમાંના કૃત્ય પાપ રૂપજ હોય, એમાં શું તાજુબી? હવે ધારો કે દુનિઆ પાપ રૂપજછે, ત્યારે મનુષ્યમાં, અને સૃષ્ટિમાં, પાપ રૂપ શું નથી, તેનો જવાબ માણસે પોતાના મનને કોઈ પ્રકારની સત્તા આપ્યા વગર કુદરતના નીયમની જે સ્વતંત્રતાછે, તે સ્વતંત્રતામાં વર્તવું, એમાં જે કાંઈ થાય તે જોયા કરવું. એમાં કાંઇ અડચણ નથી. પરંતુ વળી એમ પણ કેહેવાને અંદેસો નથી કે, દુનિઆ જ્યારે પાપ રૂપછે, ત્યારે તે પાપીઓને જે વાત રૂચે તે કરવી એટલે બધાઓને ખુશ કરવાથી આપણને માઇક ભિતી થોડી રેહેવાની એટલે તેથી આપણને આનંદ પ્રાપ્ત થવાનો, તે હેવા પ્રકારનો નહીં કે તે માગી આણેલો આનંદ, જેમકે ભાંગ પી આનંદ ભો-

ગવો. પરંતુ સત્ય અને ઉજ્વળ, વિચારથી આ દુનિઆના ઘણા જનને પસંદ પડે તેવાં કામો કરવાં, તે કરવામાં જેટલી આપણી વૃતિમાં વ્યભિચારપણું તેટલુંજ આપણું પાપ સમજવું. સર્વને જમાડવા, બ્રાહ્મણથી ચાંડાળ પર્યંત એ લોકો પુન્ય માનેછે. તો તે કાંઇ ગેરવાજબી નથી, તેમજ તરસ્યાને પાણી પાવું, એ કાંઇ ગેરવાજબી નથી. તેમજ આ દુનિઆની હવા સારી કરવા વ. તત્વને કોઈ પણ પ્રકારે પુષ્ટિ આપવાને વ. તેનું તેજ છે, તે ભક્ષવાને યત્ન કરવા એથી પણ લોકોમાં અપ્રતિષ્ટા થવાની નથી; તો એ પણ પુન્ય માનવું.

મતલબ જેટલી ચીજો બિતી પૂર્વક અને આપણું મન આનાકાની કરી શરીરને કંપારી છુટે તેટલું કરવું, એ પાપ, અને જે કરવાથી સર્વ ઈંદ્રિ વ. લોકોના મન પ્રફુલિત થાય એ આપણું પુન્ય માનવું.

પરદેશ અને જ્યાં જવાથી વર્ણાશ્રમનો વેહેવાર ટળવાપણું આવે એમાં સાહાશીક થઈ કામ કરવાને તૈઆર થવું. એ વધારે પાપ કારક છે તે ખરૂં છે, કેમકે તેને પોતાની ઉત્પત્તિનું ભાન નહીં રેહ્યું, પોતાના માત પિતાનું ભાન નહી રેહ્યું, જે દેશમાં તેની ઓળખ થઈ એનું તેને ભાન નહીં રેહ્યું. અને જે હવાથી તેનો દેહ ઉછર્યો તેનું ભાન નહી રેહ્યું, ત્યારે તે બેભાન આદમીઓને લોકો વર્ણશંકર, પતીત, અને ન્યાત બાહાર એ સંજ્ઞા આપે એમાં ખિજવઇ જવું એ કોઇ દીવસ પણ બને? એ ખીજવાવું એજ પ્રાયશ્ચીત,માટે જેમાં સદૈવ, આનંદ, અને લોક પ્રેમ રેહે, એ કરવામાં જે માણસ તત્પર એ પુન્ય. અને જેમા લોક બખેડો, અને આપણને કામ કરતાં કંટાળો પ્રાપ્ત થાય, એજ આપણું પાપ. આ શિવાય વધારે શું બતાવું. સૂક્ષ્મમાં ઘણું કહેલું છે તે ઉપર વિચાર કરો.

---

## प्रश्न १२ मो.

# नाम स्मर्ण करवुं तो कोनुं करवुं, अने ते करवाथी लाभ शुं?

## उत्तर.

આગળ આપણે બતાવી ગયા છીએ કે પોતાના આત્માને ઓળખવા સારૂ કુશાગ્રબુદ્ધિ કરવી, અને પોતાની પદ્મનીબુદ્ધિથી-પોતાના સ્વામી આત્મા સાથે ક્રિડા કરવાથી આ દુનીઆના તમામ અનિતિનાં કામ બંધ પડશે. એ બંધ પડ્યાં એટલે પોતાના આત્માને દિપક કલીકા માફક નિત્ય અને હરઘડી જોયા કરશે, જોવાને સારૂ આ દેહ મધ્યે પ્રથમ તો જીભથી આ કલીયુગના સંબંધે કરીને પોતાનામાં સામર્થ ન હોવાને લીધે, ઘણાંએક અનિતિનાં કામ બને છે, તેને વશ રાખવાને સારૂ એક જાતની ક્રિયા જીભને સોંપવી, અને જ્યારે જીભને ક્રિયા સોંપવામાં આવી તેજ વખતે સર્વ અવયવનું કામ પોતાની મેળે અટકવાથી, આકાસતત્વનું જોર વધવાથી, વાયુમાં સર્વ ઇંદ્રી ડાલમ ડોલ થવા માંડશે, જેમકે તેજ વખતે બગાશાં આવશે એ સંગ્ના વાયુની છે, તેમાં પછી સર્વ ઇંદ્રી સહવર્તમાન પોતાની વિરામ દશાને પામવાને ઉત્કંઠા રાખ્યા પછી બધી ઇંદ્રીના સંમતીથી આ દેહ બોઝાના ઉપર આરામ કરવાને વખત સોધશે, પછી તેમાં નિરાંતે નિદ્રા લેવાને તત્પર થશે, એમ હમેશ અને ક્ષણભર જો જીભને એકજ કામમાં લગાડશો તો તેથી કરીને લોકોના તરફ તેની કોઈ પણ પ્રકારની ઇર્ષા થશે નહીં, તે થઈ નહીં, એટલે ભક્તિ કરનાર આદમી જેની ભક્તિ કરવાને તેને ઉદેશ મળ્યો હશે વ. તેના અંતઃકરણમાં સૃષ્ટિમાં જે નામથી ભક્તિ લોકો કરતા હશે તેમાંનુ એક નામ પોતાને રૂચે તે ગ્રહણ કરીને, પછી તેનું સ્મર્ણ કરવાની ધ્વનીમાં પેસવાથી, અંતે તે નામ પાકે થશે, રૂંવાડે, રૂંવાડે, તેના ભણકારા માલમ પડશે, એમ

કરવાથી અભ્યાસે અને કાળાંતરે તેના કર્મબંધ પડશે; એટલે તેના દેહમાં મન વિકારની નાસ્તિ થવાથી, એક જાતની સ્વચ્છતા, અને આરોગ્યતા દાખલ થશે; ત્યારબાદ જેનું તે સ્મર્ણ કરતો હશે, તે કેવા છે તેની ખોળમાં પેશશે, અને જ્યારે દર્ષનિક કાંઈ જોવામાં નહીં આવે ત્યારે પછી ગુરૂકૃપાથી અને ભક્તિના યોગે કરીને પોતાના આત્માના તરફ લક્ષ દોડાવશે; ત્યારે તે મળશે અને પછી આનંદમાં નિવૃત પામશે. મુસલમાન લોકોમાં એમ કેહેતી છે કે, જીને આદમકુ પિછાના ઓઈ આદમી, આદમ એટલે માણસ અને બીજી રીતે જોતાં આ-દમ (આદમ) આ દેહની અંદર દમ ધુંટાય છે તે શી રીતે અને કોની સત્તાથી તે જોવાથી તેને માલમ પડેછે કે આદમની કળા ઘણીજ અલૌકિક છે, જ્યારે તે જોવામાં આવ્યું ત્યારે પછી બીજું શું રહ્યું? સર્વ કરતાં ઈશ્વરની ભક્તિ કરવાથી તેને આનંદ મળેછે અને સર્વ સમૃપીનું મૂળ ઘર આનંદજ છે, જે પ્રમાણે લોકો પોતાનો ખજાનો સાચવી રાખવાને કોશીશ કરે છે, એજ પ્રમાણે આનંદ અને પર્મ આનંદ એ બેને ગોતવાને જો શુદ્ધમનથી વિચાર કરેનો પછી તેને સાર્વ બીજી ચીજો નાશવંત અને શુન્ય લાગશે, એ વાત સિદ્ધ માનવી. નામ સ્મર્ણ કોનું કરવું એ હવે બતાવુંછું. અને તેનો લાભ ઉપર બતાવી ગયા છીએ, તો લાભ બાબત તો વિવેચન કરવાને હવે કારણભૂત નથી. ષડાક્ષરીમંત્ર, દ્વાદશ અક્ષરીમંત્ર, ઈત્યાદિક•મંત્ર અને ગાયત્રી ચોવીસ અક્ષરીમંત્ર, આ પ્રમાણે (તે વળી સંસ્કૃતમાં) એ બધામાં ઈશ્વર કેવા છે તેનું અક્ષરે અક્ષર નિરૂપણ સંક્ષિપ્ત ( ટુંકાણમાં ) સંજ્ઞારૂપે જ્ઞાનીઓએ કરીને બાંધેલા નામો મંત્રના હોય એમ માનવાનું છે. તથાપી જપ કરનાર વ. ભજન કરનારને તેની સંજ્ઞા વ. સમશ્યાની માહિતી હોતી નથી તેથી તેને મંત્ર ઉપદેશ કરનાર વ. કોઈ સારો મંત્ર શાસ્ત્રી હોય છે, તે કહેછે બાજે વખતે તે બાબત કાંઈ દ્રવ્ય પણ લેછે. પછી મૂળ મંત્ર બનાવનારનો ખરો ભાવાર્થ ગમે તેમ હો, તો પણ તેની સમજુતમાં આવે, અને વ્યાકરણમાં જે રિતી કહી હોય તેમ

અક્ષરનું ભાજક કરીને ભાષ્ય બતાવેછે, પણ ભાઇઓ મારેજ નિરાકર્ણ કરવું વધારે અગત્યનું છેકે ઇશ્વરના સ્મર્ણમાં કાંઈ અક્ષરના સંબંધની જરૂર નથી, તેના અનુપ્રાસની જરૂર નથી,તેના વિવેચન અને ભાષ્યની જરૂર નથી. તેના શબ્દ ગોખવા અને નહી મોહોડે ચડે એવા અઘરા નથી. પરંતુ માઇકના લોકોએ માત્ર તેમાં પોતાની તૈલાગ્રબુદ્ધિ પોરવી ચંચળપણાનો એક ભાષ્ય દાખલ કરી લોકોની મનોવૃતિ ચંચળપણામાં રાખી, તેના કરતાં કુશાગ્ર બુદ્ધિથી અને દ્રઢતાને સારૂ, આ, શરીરમાં જે આત્મા છે, અને અંતકાળે જે શબ્દ શબને ઉચકતી વખતે લોકો પોકાર કરે છે તે ઘણું કરીને તમામ શુદ્ર, બ્રાંહ્મણ, વર્ગમાં તે નામ અને મુસલમાન તથા બીજા લોકો પણ તે નામને માન્ય આપે તેમજ સેહેલું તથા તેનો અર્થ પણ સેહેલથી સમજમાં ઉતરે, તેવો અને તે નહીં તો લોકો પણ આપણી મશ્કરી કરેછે, તે નામ લેવું વધારે શ્રેષ્ટ છે, એમ હું માનુંછું. લોકોને એમ ધારવામાં ન આવવું જોઇએ કે મા. રો આ કામમાં મત્ત છે તથાપિ મને એ વધારે રૂચવા સરખુ બુદ્ધિની સાહ્યતાથી લાગ્યું માટે સર્વે ભાઇઓ રામ ભજન કરો. તે બોલવામાં સેહેલું, માળા ફેરવવામાં સેહેલું, અને સર્વ રીતે માત્ર બેજ અક્ષર ॥મ॥ માયા રૂપ છે ॥રા॥ સંહાર કરતા અને રક્ષણ કરતા બે છે એ વધારે સ્વસ્છ, અને પ્રત્યક્ષ છે, કોઈ આદમીમાં તાકાત નહી હોય તો કેહેવામાં આવેછે કે એનામાં ક્યાં રામ બળ્યા છે. રામ એટલે તાકાત તો જ્યાં સુધી તાકાત છે. ત્યાં સુધી સરવસ છે. માટે છેવટ અરજ ગુજારૂંછું કે, રામ ભજો, ભાઇ રામ ભજો આથી પણ કાળાંતરે તમોને સૂક્ષ્મનું ભાન થવાથી જીભને વધારે કામમાં લેવાની જરૂર નહી પડે એમ મને તો ખાતરીછે.

---

# प्रश्न १३ मो.

# मोक्ष एटले शुं?

## उत्तर:

આ દુનિઆમાં સર્વ કોઈ મનુષ્ય પછી નાસ્તિક હો, વ. આસ્તિક હો, તે સર્વ મોક્ષ વાસ્તે ઇચ્છા રાખેછે. અને મોક્ષની ઇચ્છાયે કરીને માહાદેવ, પાર્વતી, શ્રીકૃષ્ણ ઈત્યાદિકની પુજા કરી, માગે છે કે, હે ઇશ્વર હમારા અપરાધ સર્વ માફ કરીને હમોને મોક્ષ આપ. તેજ પ્રમાણે નાસ્તિક લોકોનું માગવું પણ મનથી છે. તથાપિ તે કાંઈ વિધિ પૂર્વક નથી. વિધિ પૂર્વક નહીં એટલે શું? તો કે પોતાના સર્વ અવયવને સ્વાધીન થઇને એક અલગરજુપણાથી માગવું, એનું નામ વિધિ પૂર્વક નહીં; એમ હું માનુંછું. કંઈ ઘણા બ્રાહ્મણ એકઠા કરવા, લોકોને બતાવવું એમ મારો હેતુ નથી. વ. ઘણું દ્રવ્ય ખરચવું તે નથી. નાસ્તિક એટલે જેનો વિશ્વાસ અને શ્રદ્ધાનો બીલકુલ પાયો નહી તે, અને આસ્તિક એટલે પોતાની મનોવૃતિ બુદ્ધિની સાક્ષતાથી સંપૂર્ણ પોરવી જે કાંઈ પોતાની સર્વ ઈંદ્રિઓ તેને તે કામમાંજ નાખવી, એનું નામ શ્રદ્ધા. માયા, અને આ દેહના સ્વાર્થ વગર જે કાંઈ કરવું, એનું નામ ઉત્તમ કર્મ હું માનું છું. અને તેમાં વિશેષ કરીને પરમાર્થ કરવું, એજ મોક્ષ છે. પુંન્ય અને પરમાર્થ એ બેમાં તફાવત શું છે? તે દર્શાવું છું. પુંન્ય એટલે જેમાં કાંઈ ફળની અપેક્ષા રેહેલી છે. અને પરમાર્થ એટલે પારકાનો અર્થ કરવો; અને તેમાં કોઈ પણ પ્રકારની આ દેહને ભોગાયતન ફળની અપેક્ષા નહી. પારકાનું હિત કરવું એજ પરલોક એમ માનુંછું. અને ઘણા સમુદાયે પારકાનું હિત થવાથી સર્વ કોઈ જે આપણને માન આપશે, એજ પરલોક છે. પરલોક એટલે સ્વર્ગ, પરલોકનું હિત ન થયુ, એટલે પરમાર્થ ન થયું; તેજ નર્ક, એ શિવાય બીજુ કાંઇજ નથી. જે માણસ પરમાર્થ કરેછે, તેનો મોક્ષજ માનવો. તેને કરવાપણું, અને ભોગાયતન કરવાપણું નથી. કેમકે તે સર્વ

ઇશ્વરને અર્પણ કરેછે. આવી તેની વૃત્તિ થસે, એટલે અભ્યાસે અને ગુરૂ કૃપાએ તે ઉતાવળો ધર્માત્મા, અને જ્ઞાની થવાથી, તેના પરોપકારપણાનો તેના મનમાં ભાસ થવાથી, તે સમજીને ધંધો જારી રાખશે. મોક્ષ એટલે આ દુનિઆમાં અપકીર્તિના તમામ સાધન તેનો નાશ કરી જશે, તેજ તેનો મોક્ષ, અને કર્મ બંધન ન થાય, એજ મોક્ષ. અને મરવું એજ મોક્ષ, પરંતુ આ દુનિઆ મધ્યે જે બીજા પામર જીવો મરેછે, તેનો મોક્ષ નથી. તેનું કારણ કે, તે આ ખોળીયું બદલી બીજામાં પ્રવેશ કરેછે, માટે આ વિવેચનનું કારણ એટલુંજ છે કે, જેમ બને તેમ દુનિઆના ખરા સુખના સાધન, તમો ભોગવી બીજાને ભોગવવાની તજવીજ કરો; એજ તમારો પૂર્ણ રીતે મોક્ષ છે. પછી તમો એ વાત માનો ઇયા નહી, તે તમારી સર્વની મરજી. મોક્ષ એટલે જેનો ક્ષય નથી એવી તજવીજમાં ફરવું તે, અને ક્ષય નથી તેને ઓળખવાની તજવીજમાં ફરવું, ત્યારે બે રસ્તા હું બતાવુંછું કે કર્મ કરવાં, જેમકે પારકાના હિતને સાર દાન કરવું, ખાવા આપવું, દ્રવ્ય આપવું, તે આપી તેની પાસે કાંઇ લાભની ઇચ્છા રાખવી નહી; અને વીસરણો સ્વભાવ રાખવો. એ એક પ્રકારનો મોક્ષ; અને બીજી તરફથી કાંઇ કર્મ કરવાં નહી. અને પોતાના દેહના બનાવવાની કળાં સી તરફ તથા પોતાની શક્તિથી જે બનતું નથી, તેના તરફ નીધા પોહોચાડી, આ દેહ મધ્યેનો ખરો ચાલન કરનાર તેની શોધમાં ફરવું એ એક મોક્ષ, પહલે ઇશ્વર કૃપાએ જે પદ મળેલું છે, એટલે ધન, દૌલત, પુત્ર ઇત્યાદિક તેનું અભિમાન છોડવાપણું થઇ તમો સર્વેકૃપા કરીને આપેલ છે. એટલે તમનેજ પાછું આપુછું.એથી ઇશ્વર રાજી થાયછે,કેમકે ઇશ્વરને પરમાત્માનો દરજ્જો આપેલો છે. જે વાત ઘણા સમુદાયને રૂચે, એ પરમાર્થ. પર્મ આત્મા એટલે પારકા તરફ પોતે જે કૃપા કરવી એ પર્મ આત્માની કૃપા મેળવી એમજ માનવાને મજબુત કારણો છે, તો દ્રવ્યવાને પર આત્માનું ધ્યાન કરવું. અને વગર દ્રવ્યવાળાએ પોતાના આત્માનું ધ્યાન કરવું.

એ એમાં પર આત્માવાળો ઉતાવળો માહાત્મા થાયછે. અને આત્મા-વાળો ઊતાવળો પરમાત્મા થાયછે, એ બંનેને જાણવા પછી પરબ્રહ્મ પદ્દિને પોહોચ્યો જળમય જગત, અને જગતમય જળ, એ પ્રમાણે લીંબુનું પાણી જેમ સર્વમાં સમાઈ જાયછે. એ કેહેતી પ્રમાણે એ-કલો પોતેજ સર્વ ઠેકાણે છે. એમ ભાન થઈ માયાના અંતરપટના મોટા વજ્ર કોટથી તુટેછે, ત્યારે તે મોક્ષ કેહેવાય. ભાઈ મોક્ષ થવું સેહેલું નથી. આ લખતાં મારા મન સાથે અને મારી બુદ્ધિરૂપિ (માઈક વેહેવારને લીધે) દગ્ધ પત્નીની સ્ત્રિની ઉશ્કેર-ણીથી મારા લોચન મધ્યેથી આંસુની ધારા વેહેવા લાગી, અને પશ્ચાતાપ થયો કે, હે ઈશ્વર તું મને ઉતાવળો પર્મ આત્મા કર. મને આ સઘળું દર્શાવતિ વખતે મારા ઈષ્ટ, માહાદેવ, પાર્વતી, શ્રીકૃષ્ણ, અને રામચંદ્રજીનાં, દર્શન થયાં, તે વખતે મને આશિ-વાદના ઉચ્ચાર તેઓ તરફથી મળ્યા છે, એજ મારૂં આ દુનિયામાં હું મોટું પુરૂષાર્થ માનુંછું. તેમ આપ સર્વ મારા પ્રેમી જનોને થાઓ એટલે સર્વ મને મળ્યું. એમ હું ધારૂંછું. આ દર્શાવ્યા પ્રમાણે સર્વે વર્તવું કે નહી. તેનો ખુલાસો મારાથી અપાતો નથી. પરંતુ જે કાંઇ ડાળમપ્રોળ વૃત્ત આ વખતે પેલા મસ્તાના આસુરી વર્ગના મત્સર ભરેલા પોતાના કુતર્ક બતાવે તે ગ્રહણ ન કરવા; એ હેતુથી આ દર્શાવવું થએલું છે. નહીંતર હુંતો બે ફાયદા માનું છું. કેમકે આમાં મારી વિદ્વતાનો ડોળછે, એમ સમજી હુંજ ઘણો મગરૂર છું; એમ મને સુઝેતો, તમો સર્વ ભાઈને કેમ ન દેખાય. પરંતુ આ પ્રસંગમાં તમારા તરફ ધડભાંજની ટેવ મારા જોવામાં વધારે આવેછે, તેથી, અને સંસ્કૃતના બનાવેલા પુજ્ય બુદ્ધિના પુસ્તકોનો અનાદરહોવાથી, તેમજ, આ પ્રસંગના સાધુઓ માત્ર આત્મદર્શીક હોય, તેથી પર્મ આત્માના ભાન તરફ તેઓનું વલણ થવું ઘણુંજ દૂર્લભ છે. કેમકે તેટલી શક્તિ થવાને આ યુગમાં કોઈ વિર્લાજ છે. માટે આત્મ દ-ર્શીક લોકોને મળો. તેઓનું જોઇ શક્તિ હોય તો પરમાર્થ કરો. પર-માત્માના દર્શન કરવાને આત્મ દર્શિક લોકોને ગુરૂ કરી પર્મઆત્માને

પામો. એજ મોટા પુરૂષનું પુરૂષાર્થ છે.

---

## प्रश्न १४ मो.

# पोताना आत्माने ओळखवो ते शी रीते?

## उत्तर.

આગળ આપણે બતાવી ગયા છિએ કે, પંચતત્વના બંધારણથી આ દેહનું બંધારણ થયું છે, તે મધ્યે વાયુ, અગ્નિ, જળ, આકાશ, પૃથ્વિ, એ પાંચ તત્વથી દેહમાં પ્રકૃતી સંસ્કારૂપે બુદ્ધિનો વાસો છે. તે મધ્યે પૃથ્વિ તત્વરૂપિ જે બુદ્ધિ છે, તેનું કામ જેટલાં પૃથ્વિ તત્વરૂપ ઇશ્વરને ઓળખવાને સાધન છે. તેને જોસે જેમકે મુર્તિઓ, દેરાંઓ અને વસ્તુતઃઓ, તેનું ખરીદ કરવું પણ તેમજ, જેટલા આકાશ તત્વના ભાગની બુદ્ધિવાળા છે, તેટલા પોલત્વપણાની તપાસ કરશે. તે પછી શુન્યવાદી થઈ બેસેછે. એટલે ઈશ્વરનું રૂપક પોલત્વપણામાં ઘાલી દેછે. જેટલા જળ તત્વના બંધારણવાળા હશે, તો તેનું જળ રૂપ છે. તેને ઇશ્વર કરીને માન આપેછે; જેમકે નદી, તળાવ, સમુદ્ર, ઇત્યાદિક અને તેજ રૂપકે ઇશ્વરનાં દર્શન કરી શકેછે. તેમ તેનો ખોરાક, તેનું ચલણ અને તેની સર્વ રીતની ક્રિયાઓ જળ રૂપજ હોય છે, અગ્નિ તત્વના બંધારણવાળા એટલે જેની બુદ્ધિ અગ્નિ તત્વના અંદર ઘુમેલી રહેછે, તેને દીવા, દેવતા, અને યજ્ઞ આદીક કામો કરવાં તેમાં ઇશ્વરને જુએ છે. અને તેનું રૂપ તેવું છે એમ માનેછે. અને વાયુ તત્વમાં જેની બુદ્ધિ ઘુમેછે તે કુદરતિ હવા ઇત્યાદિક જુએછે, (અને વિશેષે કરીને ધુમ્રશ) ને હવા ખાવી તેને પ્રસંન્ પડેછે. આ પ્રમાણે પંચભુતના બંધારણવાળા મનુષ્યમાં આવી રીતે બુદ્ધિનો વાસો છે. તે પ્રમાણે વર્તવું થાય છે. અને પોતાના અંદરના આનંદમય ચૈતન્ય તરફ લક્ષ બીલકુલ આપતા નથી, પણ જ્યારે બુદ્ધિને કુ-

શાગ્ર કરીને તત્વનું ચાલન થતાં પાંચે તત્વ પોતાના ખરા સ્વરૂપમાં દીસે છે. ત્યારે તે બધા સામટા પોતાના ઉપર કોઈનો સત્તાધિકાર છે. તેનું ભાન તેને સંપૂર્ણ થાયછે, ત્યાં ચિત્ત, બુદ્ધિ, મન, અંતઃકરણ ઇત્યાદિકનું સંપૂર્ણ પોતાની મરજી મુજબ જોર ચાલતું નથી. ચાલવાપણું બંધ પડ્યું કે પછી બધી ઇંદ્રિઓ પોતાની મેળે એક સંપથી પોતાના પતિની ખોળમાં પડેછે. તે કાળે કરીને મળેછે, અને તે જોવામાં આવ્યું કે, ઘણાજ આનંદ પામી પછી નિરાંતે વિરામ દશાને પામેછે. આ પ્રમાણે પોતાને ઓળખવાને વાસ્તે પ્રથમતો તત્વનું બંધારણ દેહ મધ્યે પકડવું જોઇએ, અને જ્ઞાતોના મુખમાંથી વચન નીશરેછે કે, દરેક ચીજનું તમો પ્રથમ મૂળતત્વ પકડો, તત્વ પકડવાથી તત્વનો બનાવનાર તરત હાથમાં આવશે, માટે ભાઇઓ પ્રથમ બુદ્ધિરૂપિ સ્ત્રીને વશ કરવાને યોજના કરો; ખરાં કામ કર્મ ઉપર આધાર રાખેછે; જેથી કર્મ તે શું તે જાણવું. કર્મ એટલે પોતાનામાં જે સ્વભાવિક નિયમો જે કુદરતે આપેલા છે, તેને સ્વભાવે ચાલન થવા દેવા, એજ કર્મ અને હસ્તકત ક્રિયાને સારૂ પોતાની મરજી પ્રમાણે વર્તવાને બાધ નથી, પરંતુ તેમાં સ્વભાવિક અને હસ્તકત ક્રિયાના જુદાપણાને શોધી કાહાડવાને જરા વિવેકનો ખપ છે,તે પ્રમાણે કરવું આ સૃષ્ટીમાં પ્રથમ તાઃ ઓળખાણને સારૂ વિવેક એ મોહોટો સૃષ્ટીનો પાયો છે. વિવેકે વિચારવું, ચિત્ત લગાડી જોવું. અને બુદ્ધિથી બોધ થવો. મને મનન કરવું; અને ત્યારબાદ ઇંદ્રિને ચાલન કરી ક્રીયાવડે કર્મ કરવાં, તે ઉપર પૂર્ણ અને સદસત્ વિચાર કરશો તો, આ જગતનો બનાવનાર કોણ છે. તેનું ભાન થશેજ, માટે આત્મજ્ઞાની થવાને મુખ્યતો ક્રિયા ને કર્મ, એ બે સાધ્ય કરવાને કોશીશ કરશો, તો તમારા હાથમાં ક્રિયાપદ આવવાથી આખુ વાક્ય સંપૂર્ણ રચાશે. આ વ્યાકરણ શૈલી હાથ ઉપર લીછો તેથી ભાષા બનેછે. તેમજ ભાષાના ઓળખાણવાળાને સારૂ પણ આ ક્રમ છે, સૂક્ષ્મને તપાસવાને સૂક્ષ્મ જ્ઞાનની જરૂર છે, અને દ્રષ્ટિતને સારૂ દ્રષ્ટાંતની નહીં પણ પ્રત્યક્ષની જરૂરછે, એમ પૂર્ણ શોધ્ય કરો આ બધું વાક્યમાં દર્શાવવાને સારૂ મારી પાસે સંપૂર્ણ

સાધન હોય એમ મને દીસતું નથી. તોપણ મારી કમ અકલ પ્રમાણે દર્શાવેલું છે. તેથી પોતાનુ ભાન થશે, તો સર્વમાં કોણ છે; તે તરત જાણવામાં આવતાં ભટકવાનું મટશે, માટે ભાઇઓ આત્મજ્ઞાની થાઓ, આત્માને ઓળખ્યો એટલે થયું.

---

## प्रश्न १५ मो.

**तेत्रिसक्रोड देवताओ, इश्वर, भूत, इत्यादिक आपणी नजीकमांज हमेश रहेछे तथापि आपणे जोइ शकता नथी तेनुं कारण शुं ?**

### उत्तर.

ઈશ્વર કેવો છે તેનું નિરૂપણ આપણે આગળ બતાવી ગયા છીએજ તથાપિ આપણે જોઇ શકતા નથી તેનું કારણ યોગ્ય અને ખરૂંછે. તેતો સર્વને ભાસમાન થયું હશે, તથાપિ વળી કેહેવત છેકે “अधिकस्य अधिकं फलं” તેમ આ બાબત જરા વધારે વિવેચન કરવાનું પગલું ભરૂંછું. આપણા સર્વને દિપક કલિકાની માફક જ્યોતી સ્વરૂપે ભૂચર, જલચર, ખગચર, અને વસ્તુતા:ની અંદર જે રહેલી તેજ આત્મા ને તેજ ઇશ્વર તેને જોવાને સારૂ આત્મજ્ઞાન, પરમાત્મજ્ઞાન, માહાત્મજ્ઞાન, અને છેવટ પરબ્રહ્મ પદ્મીને ઓળખી, ઇશ્વરના દર્શન થવાનાં છે. માટે પૈગર દ્રવ્યનું અને વગર ગુરૂનું અને વળી આનંદદાયક સર્વથી પહેલું પગલું ઇશ્વરને ઓળખવાને આત્મજ્ઞાન છે, ત્યારબાદ પરમાત્માને ઓળખવાને તજવીજમાં ફરવાને આગળ આપણે પરમાર્થ કરવાનું બતાવી ગયા છેએ, તે સ્વાર્થ વગર આશાની અને મમતાની કાંઇપણ ઉમેદ રાખ્યા વગર જે કરવું તેથી પરમાર્થનું ભાન થાય છે. વળી એનો અર્થ પણ સાધારણ એમ થાયછે કે, પારકાના આત્માને જોવો એટલે પરમાત્માનું ભાન થવાનું સાધન મળ્યું; ત્યાર બાદ માહાત્મા એટલે જેની કીર્તિને વખાણ થાયછે, એ માહાત્મા, એટલે

ઇશ્વરના સ્વરૂપને જાણનારો છે. એમ સર્વે પામર જીવોને માયા સહવર્તમાન બાન કરવાથી સામર્થ્ય વિશેષ માહાત્માની અંદર છે, એમ સંષય રહીત સિદ્ધ થયું. એમાં દુનિઆનું કાર્ય બતાવ્યું, તારબાદ પોતે સર્વ ઠેકાણે એનું બાન થવાથી, જળ મય જગત અને જગત મય જળ, એમ કરી પોતે પોતાના સ્વયંભુ દશામાં વિરામ પામશે એ કાર્ય ઘણુંજ કઠીણ છે, મોહોટા કર્મની ગ્રંથિકાના યોગે પુન્યના આશિરવાદે બનેછે, તેથી એ કહેવું ઘણુંજ બુદ્ધિને વિષે દુરઘટ છે તો ટુંકાણમાં એટલુંજ સુચવુંછું કે, આ દુનિઆમાં જે આપણો રાજા તેજ ઇશ્વર, અને આપણા કરતાં જે દાનેશ્વરી તેજ ઇશ્વર, જગતમાં જેનાથી વધારે ખર્ચાતું થયુ, અને દુઃખીના દુઃખ ટળતા હોય, તે ઇશ્વર, અને જે માણસો પોતાના યોગાભ્યાસની વૃત્તિમાં પોતાના આત્માના કલ્યાણ સારૂ જે કાંઈ તપ વ. તિર્થ કરનાર હોય એજ દેવતા. બ્રાહ્મણ આદિ જે કોઇ વિધી પૂર્વક પોતાના કર્મમાં અને અસુર વ.યવન પોતાના ધર્મમાં જે પ્રમાણે રીત પૂર્વક ધંધો ધારી ઇત્યાદિક કરવાનું ફરમાન બતાવી ગયા હોય, તેમ કરનાર એજ દેવતા જે આપણી દ્રષ્ટિ આગળ છાકટપણે વગરે જ્ઞાને, અને વગર સમજથી રખડે છે, એજ ભૂત, અને જેમ પંચમાહાભૂત એટલા શબ્દ ઉપરથી ભૂતનો અર્થ માયા, મતલબ,જેને માયા અને છોકરા ઇત્યાદિક લપટાયલા હોયછે, તેનેતો દેખીતા છે. પરંતુ જે દુઃખી દુરમુખ, અને હલકા વર્ણ,વ.સ્વભાવના માણસને તે મેળવવાને જે અઘોર કર્મ કરવાં પરે છે, અને રાત દીવસ તેજ વેદનામાં ફરે છે, એજ ભૂત. અને લોકિકમાં સાંભળે છેકે, ફલાણા આદમીને આમ ભૂત મળ્યું પણ તેમ નહીં. જેનો પ્રેમ વળગે છે, તેની દેવની પોલત્વપણાની અંદર ઘણી લાંબી મુદત સમાઈ રહેવાથી, વાયુના બાને તેની ઉર્મિ પ્રકૃતિરૂપિ બુદ્ધિના યોગે કરીને બાંધેછે, તેમાં તેને સ્વપ્ન અવસ્થામાં વાયુ,અને આકાશના મિશ્રિતનું આકૃતિ સાથે પુતળુ ખડું થાયછે, તેજ પ્રમાણે રોજીંદા તમો જે મુર્તિના દર્શન કરશો, તેના ઉપર જે પ્રમાણે આપણ વૃદ્ધાવસ્થામાં આવેલી વખતે, જેમ પુત્ર થાય છે, અને તે સ્વરૂપવાન

અને કોમળ વાણીનો હોય તો અને તેની હયાતીનો જે પ્યાર તેના મર્ણ પછી આપણને યાદ આવેછે, તેનો ભાસ સ્વપ્નામાં લાગે છે, તેજ પ્રમાણે મુર્તિનો (ઇશ્વરના મળવા જેટલો પ્યાર હોવાથી) પણ આવેછે, પછી જેવી મુર્ત્તિ; તથાપી, તે પણ મિથ્યા છે એમ લોકો કહેછે. તેમાં એક વાત દર્શાવવાની છેકે જેટલા સ્વપ્ના વિશેષ અથવા વખતો વખત ભાસ્યમાન થાય છે, તે સ્ત્રી પુરૂષના સંબંધે તેમાં સ્ત્રીને સ્વામી, શોખ,અને વેર વાળી બીજી સ્ત્રીઓ જે. ઓ કે પોતાની નિદ્રાના ભાગમાં વધારે લાભ વ. હાની કરતાં હોય તેનો ચિતાર આવેછે. આવી રીતે થવાનું કારણ, મન વિકારે, અને ચિંતવનની ધ્વનીનું ફળ તેમાં તે સુતી વખતના માટે તે તર્ક ઊપર વિશેષ સ્મૃતિ તે તરફ દોડ કરનાર હોય, તેથીજ આપણે ઉપલા કવિતમાં બતાવી ગયા છીએ,કે જેટલા ભૂતના છેડાથી શબ્દ પુરો કરી બોલીએ તે સર્વ માયા અને મિથ્યા છે, તેને સારૂ વધારે શું, વિવેચન કરૂં. આ પ્રમાણે જોવાનો ભૂતનો રીવાજ લોકોમાં પસરેલો છે, મુર્તિના દર્શનનો પણ તે પ્રમાણે અને તે વળી વિશેષ કરી રાતેજ આને એમ થયું એમ બતાવે છે; પરંતુ જ્યાં સુધી રાતને દીવસ સમજતા નથી ત્યાં સુધી સર્વ જાણવાનું મિથ્યા. જ્યારે કર્મનું બંધ કામ થાય એટલે તરતજ અકર્મનું પ્રાધાન્ય ચાલે, તે ઠેકાણે આપણે મૈથુન કર્મ આરંભિએ છિએ, એટલુંજ કર્મ આપણે હાથ આખા ૧૨ કલાક રહેછે.તેનું ચિંતવન કરવાથી ફળ શ્રુતિ પુત્ર વ.પુત્રિ સંતાથી આપી તેમાં આપણે વધારે વખત રોક્યો, તેના સ્વામિત્વપણાની આપણને એકલાનેજ પરવાનગી દુનિયાઈ નિયમ પ્રમાણે મળે છે. તો જે જ્ઞાની છે, તે વખતે કર્મબંધનો વખત સમજી કર્મની અંદર અકર્મ મેળવી દઈ પોતાનું ઓળખાણ સબંધી જ્ઞાન મેળવે છે, વળી બીજી રીતે જોશો તો રાતના વખત ઉપર જેમ પામર જીવ પોતાની મિથ્યા સ્ત્રિ સાથે હાસ્ય વિનોદ કરીને ઊંઘી જાય છે, તેમ જ્ઞાની પોતાની બુદ્ધિરૂપિ કુશાગ્ર (પદ્મની) સ્ત્રીને પોતાના સ્વામી આત્માની સાથે વિલાસ ભોગવવાને ઉજાગરો વેઠેછે, એનું નામ

રતીસંગ ક્રિડા કહેવાય, તેમજ જ્ઞાને થશે, ત્યારે સર્વ કોણછે, અને દેવતા ઇશ્વર, ભૂત, ઇત્યાદિકનું ભાન થશેજ, ભાઇ બુદ્ધિ નિર્મળ કરો, એટલે પોતેજ જોઇ લેશો એમ હું સમજુછું. હે મારા ભાઇબંધો કૃપા કરી જુઓ મનન કરો જ્ઞાની વ. વિશ્વાસ જેનાં ઉપર ઠસતો હોય, તેને આ પુછો વાકેફ થાઓ, અને આવું લખી મને બતવવાને હિંમતવાન થઇ લોકોના સંશય છેદો.

---

## प्रश्न २६ मो.

**वेदना छ अंगो मिमांसा, न्याय, पांताजळी, वैशेशीख, शांख्य, धर्मशास्त्र, तेणे करीने लोकोने शुं दर्शावेछे! ते पठन अने पाठन करवाथी शुं लाभ छे! अने लाभछे तो शुं थशे, अने लाभ नथी तो ते बाबत चरचा करवानुंकारण शुं!**

उत्तर.

વેદ એટલે જાણવું. શું જાણવું? તો કે આ સૃષ્ટીનો બનાવનાર કોણ છે, તે શી રીતે જણાય તો કે મિમાંસા ન્યાય, ઇત્યાદિક જાણવાથી, તે જાણવાથી શું લાભ છે? તો માણસમાં જેટલું અજ્ઞાનપણાનું સાધન ઇશ્વર ઓળખવા સંબંધી તે દુર થાયછે, અને તે પઠન તથા પાઠન કરવાથી ભાષા અને વિચાર ખુલે છે. તે લોકોને ઇશ્વર તરફની જે મનોવૃતિ તેમાં કમતિપણું હોય છે. તે પેલો પઠન કરનાર વ. પાઠન કરનાર સંપૂર્ણ ભાન કરેછે. આ દુનીઆ મધ્યે માણસને પ્રતિતી સારૂ ત્રણ પ્રમાણ લેવામાં આવે છે, એક પોતાના આત્માની પ્રતિતી, બીજી શાસ્ત્રની પ્રતિતી, અને છેવટ લોક પ્રતિતી, તે મધ્યે શાસ્ત્ર પ્રતિતી સારૂ ઉપર દર્શાવેલા પૂજ્ય બુદ્ધિના પુસ્તકો અને તે હેવાં રચાયલાં છે કે, અગર જો ભાષા પરત્વે ઘણાંજ કઠીણ છે; તોપણ અંદરના હરયનો જો મનન કરી અંગીકાર કરવામાં આવે તો તેમાંથી શું અંગીકાર કરવું? અને શું

શું મુકી દેવું! તેનું ભાન થાયછે. આમ થવાથી અને તેને જોવાને ઘણો કાળ ગુમાવવો પડેછે; તેથી કરી કર્મની ગ્રંથિ પાઠન રૂપિ ક્રિયામાં ગુંથાવવાથી બીજા અઘોર કર્મ કરવાની ક્રિયાથી રોકાયછે, એટલુંજ નહી પણ તેથી કોઇપણ રીતે લૌકિકને ઉપદ્રવ થતો નથી એ ઉપદ્રવ બંધ થવાનું જે કારણ તે વખાણવા લાયકજ હોય એમાં આશ્ચર્ય શું? અને તે આવી લાંબી મુદત સુધી પઠન અને પાઠન કરવામાં આવે, તેમાં વિચારી પુરૂષને વધારે વખ્ત રોકવો પડે તેમાં તાજુબી શું! કેમકે લાંબી મુદત સુધી જે કૃત્યમાં ગુંથાવવું પડે તેનો અંત અને સમજને સારૂ પણ ઘણો વખત જોઇએજ. તે વખત હાથ ઉપર આવ્યો એટલે પછી કરવાનું શું રહ્યુ! તેમાં તે જોઇ વિવેકે વિચાર કરી પછી મૂળ બંધારણ શા ઉપરથી થએલું તેની શોધમાં પડવાથી છેવટ ભાન થાયછે કે આતો ઇશ્વર નિરૂપણ વિશે પુસ્તકો છે. તે નિરૂપણ થતાંજ પછી તેની શહેલી ક્રિયા કરવામાં પડેછે, તે ઘણીજ બારીકી ઉપર છે; તે જ્યાં સુધી ઉઘાડી વસ્તુઓ જોવામાં નથી આવી ત્યાં સુધી બારીકી પકડાતી નથી. અને બારીકી પકડાઇ કે તેમાંથી સત્ય અને અસત્યનું ભાન થાયછે. તે ભાન થવાપણાનું જે સાધન એજ વેદ, અને જે પ્રમાણે લૌકિક ક્રિયાને સારૂ જેમકે કાયદાઓ, રીવાજો, અને ભાષા પરત્વે બ્યાકરણ, તથા શબ્દ રચના શીખવી પડેછે. અને સંસારને સારૂ જેમ દેશ રૂઢી જાણવાની જરૂર પડેછે; તેજ પ્રમાણે ઇશ્વરના ઓળખાણને સારૂ તથા બુદ્ધિની એકાગ્રદશાને પોહોચાડવા સારૂ વેદ તથા વેદાંત, શીખવાની જરૂર છે. તથાપિ ખરા ઇશ્વર સંબંધી ઓળખાણને વાસ્તે તો ક્રીયા અને કર્મની સાથે સદ સત્ જ્ઞાનની જરૂર છે. પરંતુ આ પણ એક જાતની ટોચને પોહોચવાની શીડીછે. કોઇ એમ કેહેશે કે એ વાત ઘણીજ સર્વોપરી છે. તો તે પણ હા, કોઇ કેહેશે કે વેદ જોયો નથી, તો કે તે પણ હા. અને જોયો હશે પણ સમજ નથી તો પણ હા, પરંતુ મારૂં વિવેચન માત્ર ખરા પ્રેમી જ્ઞાનીને હું અર્પણ કરૂંછું. શાસ્ત્રના અર્થ કરનાર જુદા છે, અને તેને વાંચનાર જુદા છે, તેને મનન કરનાર જુદા છે,

તેમાં દરશનને સમજી સ્થિતી બોધ કરનારે જુદા છે, તેમજ સા-ક્ષાત મહી બતાવેલા ઇશ્વરના રસ્તા વિશે ભાન થનારા જુદાજ છે એમ આ સંસારી કસોટીને પોતાની બુદ્ધિથી જાણવું ઘણુંજ કઠીણ છે. માટે વધારે શું દર્શાવું. ઇશ્વર ઇચ્છાથી જે મને મારી પોતાની બુદ્ધિએ ભાન કર્યું તે બતાવી આ બાબત બંધ કરૂંછું.

---

## प्रश्न १७ मो.

**मद्य अने मांउष खानार लोको सुखि छे अने तेथी उलटुं करनार लोक दुखि छे तेनुं कारण शुं ?**

**उत्तर.**

આપ સર્વ શજ્જનો, અને વિદ્વાન માઇક વેહેવારમાં ગણાયલા, તેમજ ખાસ જ્ઞાનીઓની આગળ ઘણી નમ્રતા સાથે અને સા-ષ્ટાંગ દંડવત પ્રણામ કરી માફીની સાથે અરજ ગુજારી માગી લઉંછું કે, આનો જવાબ ઘણો સેહેલો છે, અને એટલેથી જો પ્રાપ્તી નહી થતી હોય તો જાદ પણ દર્શાવવાને જરા હિંમત કરીશ. હમેશ વ્યસને કરીને આનંદનો ભાગ ઇશ્વર તરફ વ. ગમે તે વેહેવારમાં પછી તે લોકોને દુઃખદાયક હોય તોપણ પોતે તેમાં આનંદ માનેલો છે, તો આત્મજ્ઞાનીને તે આનંદ ઉત્તમ પ્રકારનો છે, અને વ્યસની હમેશ આત્મગનુતી વાળો હોયજ, અને જે પ-રમાત્માનું ભાન કરનાર છે, તેને વ્યસન ઘણુંજ બુરૂં દીસેછે. અને તેમ તે કરતો નથી. માહાત્મ સ્થિતીવાળો તે કરવામાં અને સાંભ-ળવામાં દૂષણ સમજે છે, તેજ ઉપરથી આપ જો પુરાતની અને માહાત્મ પક્ષી આગળ બતાવી ગયા તેવા પુરૂષો, વ. બનાવેલાં ધર્મ પુસ્તકો વ. શોધની અંદર કોઇ દીવસ પણ આવું જ્ઞાન બતા-વેલું નહી હોય કે તમારે ભક્ષણ માઉષ વ. મદ્યનુ કરવું, કેમકે તે આત્મા, પરઆત્મા, અને માહાત્મા, એટલા દરજ્જા ચડેલો છે, તે જે કોઇ આદમી મદ્ય માઉષ ભક્ષણ નહીં કરતો હોય, તેને ભક્ષણ અને રક્ષણવાળા માન આપતાં લોક પ્રીય હશેજ, પછી

તે હિંદુ હો વ. પારશી હો, વ. મુસલમાન કાં અંગ્રેજ હો તોપણ બ-ધાંના ધર્મગુરૂ વગર ભક્ષક લોકોને વખાણશેજ, તો આથી જે મા-ણસને શક્તિ હીણ હોવાને લીધે એ દરજ્જા ચડવા તો કઠીણ છે. પરંતુ આત્માને આનંદ આપવાને અને વિશેષ કરી પોતાનેજ તેને સારૂ માઊષ ભક્ષણ તથા મદ્ય અંગિકાર કરવાથી સુખી હોય તેમાં આશ્ચર્ય નથી, વળી તેની સાથે હાલમાં પોતાના શરીરમાં પૃથ્વિ અને વાયુ તત્વનો ભાગ ઘણોજ કમ હોવાથી તર્ક અને સ્થિતિ શરીર સંબંધી ઘણીજ બારીક સ્વભાવિક બુદ્ધિના નિયમથી હોવાને લ.વે માગી આણેલો તત્વનો ક્રમ તેનો પૌષ્ટિક ઔશધી રૂપે વધારો કરવાને આ વિચાર ઘડી કાહાડેલો હોય તો તે હાલના પ્રસંગે બેશક ઠીક છે. પરંતુ તેને જો પોતાના અવયવ અને તત્વની માફક બાહાર લેવાય તો તેના આનંદને હાંશી થાયછે અને તે ઉલટું નર્ક દુ:ખ માઇક સંસાર આગળ દેશેછે, માટે માફકસર, સ્થિતિ બંધ, વેહેવારને અનુકુળ પડે તેવું. અને પોતાની શક્તિની માફક લેનારને આનંદ પ્રાપ્ત થાય છે. એથી તે લોકો સુખી છે. જ્યાં આનંદનો ભાગ વિશેશ તાંહાં સુખનો વાસો કરી રેહેજ.

હવે દ્રવ્યસંબધ ઉપર જઇએ તો તેને પાચન ક્રિયામાં નાખ-વાને સારૂ તે આદમી મેહેનત અને બુદ્ધિના કાલાવાલા કરવામાં પડવાથી પોતે વિદ્યા વ. હુનર શીખે છે. અને તેની મેહેનત તે સંપૂર્ણ કરવાને પોતે આ દેખીતાં કલ્ અગર જો દુરાચારી છે, તો પણ અંગિકાર કરી દુનિઆનો લાભ લઇ પોતાના આત્માને ખુશ રાખે છે. માટે હમેશ આત્મજ્ઞાનિઓ તેમાં વિશેષ કરીને વ્યસની હોય છે એ વાત ખરી છે, તે ઉદાર, દયાળુ, તથા મિલનસાર હોય છે, તથા તમો પ્રકૃતિના ગુણનો ભંડોળ, તથા સ્વભાવે ભુલકણા તથા હસમુખો હોય છે. પરમાત્માનું ભાન કરનાર પરોપકારી તથા સદ સત્ વિચારવંત તથા આચારથી ભરપુર હોયછે; તેને જનપ્રિયપણું વધારે પસંત હોય છે, માહાત્મજ્ઞાની પોતાના આત્માને આનંદ આપવાને જ્ઞાનરૂપ વ્યસનને દેહ સ્વાધીન કરી, પરમાત્માપણાના ગુણ અંગિકાર કરી વર્તણુંકને બંધ કરીને કર્મ તજે છે.

આ પ્રકારે થવાથી હમેશ આનંદની ધ્વનિમાં રહેછે. આત્મ જ્ઞાનીને સારૂ (વ્યસન વાળાને) વર્ગ કનિષ્ઠ.

પરમાત્માજ્ઞાન..............વર્ગ મધ્યમ.
માહાત્મ જ્ઞાન... ..........વર્ગ ઉત્તમ.

બાઇઓ સંસારમાં અને ઇશ્વર * તરફના ફરમાન કરનારે જ્ઞાની, અને વેદાંતિઓમાં, આ વિચાર તથા સમજ છે, આ શિવાય વધારે હોય તો ગુરૂ બાગ, પામર, અસત્ય, વિચારવાળા ફુરજળ, તથા અધમ મતિના મજકિંકરને બતાવવાની મેહેરબાની કરશો, તો અંતઃકરણથી મોટો એહશાન માનીશ.

પરંતુ જે વ્યસન વગર અને મિતાહારની સાથે સદસત્ વિચારથી આનંદ ભોગવવો, એનું નામ જ્ઞાન, અને આત્મજ્ઞાની તેને કેહેવો, તે ઉત્તમ કેહેવાય. બાકી જોતાં સર્વ પ્રકારનાં ફાંફાં છે. બુદ્ધિને નિર્મળ કરી આનંદમય જગતને જોવાને હું ભલામણ કરૂંછું. તેના દુઃખદાયક બનાવ તરફ નીચા પોચાડશો તો તમો જાતે દુઃખના પંજામાં ફસાશો.

---

## प्रश्न १८ मो.

**आपणा हिंदुलोको शिवायना तमाम लोको अने तेमां वळी गणिएतो जेओ हिंदुनी गणत्रिमां पण छे; ते सर्व मांस भक्षण करेछे; तो समुद्रमां जेम नदीनुं पाणी तेम मांस भक्षण रहित आटलाज थोडा केम हशे तेनो सबब शो ?**

### उत्तर.

આગળ આપણે બતાવી ગયાછિએ કે, યુગના માહાત્મ પ્રમાણે તે તત્વના અંદર ઘટતે,ઘટતે, આસતે,આસતે,અને નહી કળાય એવી રીતે ફેરફાર થવાથી, માણુસમાં પૃથ્વિતત્વ અને વાયુતત્વનો ભાગ કમ હોવાથી કોઈ પણ રીતે પોતાની ઉર્મિ પ્રમાણે ક્રિયા કર-

વાને સાધન શક્તિરૂપ રહ્યું નહી. અને તેથી કરીને તેઓને સંસારનાં સુખ ભોગવવાને જરા વધારે સંકોચ માલમ પડ્યો. અને આનંદનું ઘર તેને એકદમ મળી શક્યું નહી, ત્યારે કોઈ વિચક્ષણ પુરૂષે માત્ર આ તરતિબ શોધી કાહાડેલી હોય એમ માલુમ પડે છે. તેણે માફકસર લઈ તેનો અનુભવ લીધા બાદ લોકોને પ્રકાશ કરી ઉત્તેજન તથા ઉપદેશ આપવાથી અંગિકાર કરવાને શીખ્યા, તેમાં તેઓને આનંદ તથા ખુશી પ્રાપ્ત થઇ; અને પોતાના દુનિઆઇ ક્રમને કોઇ રીતની અડચણ પડવાનું માલમ પડ્યું નહી, જે ઉપરથી સર્વને એ વાત રૂચતાં ઘણા જનો તે પંથમાં ભરાયા. માટે મદ્ય માંઊસ ખાનારા લોક વધ્યા એમાં કાંઇ તાજુબી નથી. પણ એટલું તો ખરૂં છેકે જે ઠેકાણે જે લોક મદ્ય માંઊસ ખાનાર હશે; તેના વિચાર સ્થિતીબંધ નહીં હોય. અને એટલાજ સારૂ જ્યારે મોહોટાં દુનિઆના ફાયદાનાં વ. દુઃખના કામો કરવા હોય ત્યારે વધારે માણસની સંખ્યા એકઠી થઇ, (તેને જુરી, પંચ, સભા ઇત્યાદિક નામ આપ્યાં,) અને તાંહાં બધી ઘડભાંજ કરવાની ટેવ રાખેલી છે. તેનો સબબ કે, એક વાતની જડ મજબુત ઠસે, પોતાના આત્માને તો જે કેહેશે તે નિઃસંશયપણું લાગશે, પરંતુ સર્વને રૂચશે કે નહી તેની હમેશ ભ્રાંતી રેહેછે. માટે ઘણા વજનથી ઠરાવ કરવાથી તે ક્રિયાનું વજન અને મજબુતી દાયક પરિણામ પરિપક્વ દશામાં આણવાની આ યોજના કામે લગાડી હોય એમ માલમ પડે છે. સર્વને દુઃખનો ભાસ વિશેષ જણાવવા માંડ્યો, અને આનંદનું સમભાસે મનન થવા લાગ્યું, કેમકે સર્વ જન સુસ્ત થવાથી ફળશ્રુતિ કાંઈ મળવા લાગી નહી. અને મેહેનત કરવાની તાકાત ન રેહેવાથી દુનિઆના સર્વ વૈભવ બંધ પડવાથી ઉદ્વેગ થવા માંડ્યો. તે ઉદ્વેગને મટાડવાને માગી આણેલો આનંદ. જેમ એક ઘરડો આદમી કમર બાંધી જરા કામ કરેછે, તેમ આ દેહની તાકાતને પ્રફુલ્લિત આણવા સારૂ વ્યસન સર્વ ઠેકાણે અંગિકાર થયાછે જેથી જેની મનોવૃત્તિ મેહેનત અને વિચાર તથા શરીર તાકાતવાળાં હશે તાંહાં એવું વ્યસન બંધ જોશે, વર્ણાશ્રમનો ભેદ ગણવાનો હવે

નથી. તેનો દાખલો કડીઆ, મજુર, અને હલકા દરજ્જાની વર્ણ- માં મદ્ય માંસ ખાવાનું બંધ કરવાનો ઠરાવ થયો, કેમકે તેઓ મેહેનતું છે. અને ઊંચમાં પેઠા. અને મુસલમાન વ. પારશી જેના ધર્મમાં ફરમાવ નહી તેણે પણ અંગિકાર કર્યું; તેનો સબબ ઉપ- રનોજ જાણવો. માટે બાઈઓ હવે પછી આખી સૃષ્ટિ માહારા જાણવાપણા મુજબ મદ્ય માંહસ ખાનારી થશેજ, થશે. આ ભ- વિષ્ય કોહો, વ. માહારા નાકીશ વિચાર કહો, વ. કુદરતનો નિયમ કહો, વ. સર્વને આનંદમય થવાનું કારણ કહો, પણ ખરૂ છે તે દર્શાવું છું.

---

## प्रश्न १९ मो.

**सर्व वस्तुः पोतानी मरियादामां रहेछे अने तेओनुं वधवुं घटवुं वखते थायछे; एम केहेवायछे; थशे एम लोक मानी बेठेला छे; ते मानवानुं मुख्य कारण शुं?**

### उत्तर.

ઈશ્વર, જીવ, અને બુદ્ધિ, એને વિશે નિરૂપણ કરેલું છેજ. તો હવે તે બાબત કાંઈપણ વધારે બોલવાનું રેહેતું નથી. પરંતુ માણસ અને પશુ પક્ષી, તથા તત્વની અંદર કોઈ વખતે વધારો અને ઘટાડો તેનો કાંઈ સબબ આપણે જણાવવો, એ મુખ્યત્વે કરીને જરૂરનું છે. અને તે વળી પોતાની પ્રકૃતી ઉપર નહીં ચાલતાં, આ દુનિઆના ક્રમને અનુસરી ચાલે છે. તેમ ચાલ વાનો પણ સબબ જાણવો જોઈએ. દૃષ્ટાંત-સમુદ્ર પોતાની માત્રા છોડતો નથી. અને જ્યારે છોડેછે, ત્યારે ઘણાકને મોટું નુકસાન ખ- મવું પડે છે. હાથીનું સામર્થ્ય ઘણુંજ વેગ વાળુ અને આપણને નુકસાન કરતા છે; તથાપિ તેને અંકુશના ટેકાથી અને આપણા સકુમાસથી ઘોર કામ કરે છે. આવી રીતે જ્યારે આપણે દરેક બા- બત ઊંડી રીતે જોઈએ તો જેને સારૂ નહીં કળાય, એવી ચાલો

બીજે વખતે બીન ધારેલી જગાઓથી માર પડેછે; અને ધારેલી વસ્તુઓ વ. પદાર્થમાંથી હાની થાય છે. એ બનું થવાનો સબબ શું? એવો એક સવાલ વિદ્વાન ગ્રહસ્થનો હતો તે ઉપરથી માહારે દર્શાવવાની ફરજ પડેછે કે, જેજે વસ્તુતઃ અને પ્રાણીને કુદરતના નિયમ મુજબ સ્થાનો અને અધિકાર સોંપવામાં આવેલ છે. તેને કોઈપણ રીતે અટકાવ કર્યા વગર સ્થિતીમાં ચલાવવા દઈએ તો બેશક તે પોતાનું કાર્ય વગરે દુઃખ આપે ચાલ્યા કરવાનું, પણ તેમાં ફેરફાર કરવાને જે આપણે યોજના કામે લગાડિએ છિએ; તેનું સુખ અને દુઃખ આપણે સોસવું પડે છે. માટે વિવેકે વિચાર કરી જોશો તો જેમાં સ્વતંત્રતા છે; તેમાંજ લાભ છે. અને જેમાં પરતંત્રતા છે તેમાંજ ફેરફારની સાથે હાનિ છે. અંગ્રેજલોકો સર્વને સ્વતંત્રતા આપવાને આયથ બતાવે છે; પરંતુ કુદરતી નિયમને ઘેરાવામાં રાખવાને વ. તેનો ઉપયોગ સોધી કાહાડવામાં ગુંથાયછે; તેથી તેનું પરિણામ એકંદરે સંતાપકારક થશે તેનો અનુભવ ધીરે ધીરે.માલુમ પડવાનો. ત્રિકાળ જ્ઞાની કોને કેહેવો કે, એકતો તે બનવા-નો સબબ શો? તે બનવાથી લાભ શો ! તેમાંથી અગાડી શું નિપજવાનું છે? તેનો વિચાર બાંધવો, એજ ઘણા પુખ્ત વિચારનું અને કુશાગ્ર બુદ્ધિનું કામ છે. જીવને પોરવવાને બુદ્ધિ પ્રેરણા કરેછે. અને જીવ છે, તે જ્યાં સુધી બુદ્ધિ નથી, ત્યાં સુધી, અપંગ છે. જીવના હાથ પગ બુદ્ધિ છે. અને બુદ્ધિને સ્વાધીન જીવ અને ઈશ્વર રહેલો છે. તેમજ ઈશ્વર અને બુદ્ધિમાં જુદાપણું કેટલું છે, તે બાબત આ નીચેનું દૃષ્ટાંત ધ્યાનમાં લેશો. જેમકે સમુદ્રમાં તરંગ (મોહા) થાય છે તે સમુદ્રથી જુદા નથી, માત્ર સમુદ્ર રૂપજ છે, તેવી રીતે વિજ્ઞાન બુદ્ધિ છે. કાંઈ ફરેક નથી, ચિદાત્માએ કરીને જીવનું કામ કરેછે માટે તેના ઉપર જે વિચારો તેવો પ્રેમ રહેછે. તેમાં જેટલું ભિંનત્વ પાણું થાય છે, થયું, અને થશે, તેટલેજ તેની મરિઆદામાં ફેરફાર અને નિયમથી ઊલંઘન થનાર છે એમ સિદ્ધ માનવું, માટે કુદરતની સ્વતંત્રતાને તજવિજે ઘેરવાનું મુકી દેવું. આગાડીના

જે મહાન પંડિતો જેનો ધંધો કુદરત સંબંધી વિચારમાં ગુંથાવવાનો હતો, તેના સદસત્ વિચાર તરફ મન દોડાવો. જેમકે લખનાર ઘણા છે; શોધક ઘણા છે; પરંતુ કરનાર થોડાજ છે.

અભિમાન, આશા, મમતા, અને વેરનો જેટલે દરજ્જે વધારો થયો છે; તેટલેજ દરજ્જે નિતિ સદ્ગુણ, મરિઆદાનો ઘટાડો થયો છે. તે ઉપરથી જેવા આ મનુષ્ય પ્રાણીના દેહને બ્રહ્માંડ કલ્પવામાં આવેલ છે. તેજ પ્રમાણે આ જગતરૂપી બ્રહ્માંડમાં પણ ફેરફાર સમજવો. તે માત્ર અવલોકન અને સદસત્ વિચારથી થનાર છે. માટે ખુબ સોચ કરી જુઓ.

वखत, टाइम, काळ. વગેરે નામો કરીને સર્વને જુઓ તો માલમ પડશેજ, તે સારો વ. નઠારો વખત આણવો, એ તમારા હાથમાંજ છે, તે બાબતનો તો અગાડી ખુલાસો થયોજ છે; તો વધારે શું બતલાવું. એકજ બાબત ઉપર લંબાણ કરવું એ મને જરા ઠીક લાગતું નથી. તો પણ એક દૃષ્ટાંત આપુંછું. એક ફકીર બારણા આગળ આવી કહેવા લાગ્યો કે, "ખુદા પલમે ચાહે સો કરે." આ પોકાર શિવાય બીજુ તે કાંઇપણ બોલતો ન હતો. આ બોલ રાજાને કાંને જતાં ફકીરને બોલાવી રાજાએ પુછ્યું કે, એનો અજમોદો મને બતાવો, તે ઉપરથી રાજાને કહ્યું કે, એક મોહોટો વિશાળ ઓરડો તેમાં આપે સવારના છ વાગેથી તે બીજા દીવસના છ વાગ્યા સુધી ખુદાની બંદગી કરવી; અને બાદ જે મુરાદ હોય તે છેવટ માગવી. રાજાએ તે પ્રમાણે કરતાં રાતના બે વાગતે પોતે સકુમાર તેથી અકળાયો, અને કંટાળો ખાઇ બોલ્યો કે, "હવે ખુદા શું કરવાનોછે-પથ્થર,". બાદ ફકીરને નશિયત કરવી જોઇએ, હેવા હેતુથી વખતસર બેસી છ વાગે લાગલોજ ઉઠ્યો, અને ફકીરને કહ્યું કે, કાંઇ થયું નહી, ત્યારે ફકીરે કહ્યું કે, આપને કુછ મંગા થા યા માયદ. તોકે રાત્રે બે વાગતે ઉપર દરશાવેલા બોલો બોલેલા, ત્યારબાદ તે ઓરડામાં જઇ જુએછે તો એક પોણોસો એથી મણનો મોહોટો કાળો પથ્થર નજરે જોયો, તેજ ઉપરથી ફકીર બીજવાઈ

બોલ્યો કે જો પણ ખુદાતાલાને આપકુ હેનેકે લિયે બનાઈથી વો એ સુબા થા મગર આપકી મુરાદ ઔર કલામ "પથ્થર" એ સમજમેં હાંસલ હુવા, જો ઔર કુછ મંગા હોત તો વો મિલતા, વારતે જે વખત છે તેજ કામ કરેછે. માટે સમજો એજ પ્રમાણે સંસારમાં આદમીએ વર્તવું તેથી કોઈપણ પ્રકારની અનિતી થતી નથી; અને ક્રમ તુટતો નથી. પણ વધારે પુરૂષાર્થ સારૂ કુદરતી નિયમને અને મનુષ્યની આદતને રૂધણ આપણે આપવી એ સૃષ્ટીની પાયમાલ થવાની નીશાની જાણવી.

---

## प्रश्न २० मो.

**प्रारब्ध अने पुरुषार्थ एमां केटला प्रकारथी तफावत केटलो रहेलो छे. अने ते तफावतनी साथे मुख्य प्रधान रूप शुं छे?**

### उत्तर.

સર્વ લોકમાં આ બાબત જેટલી ચરચા ચાલી છે, તેટલી ચરચા બીજા થોડાજ વિષય ઉપર ચાલતી હોય એમ લાગે છે. આથી જેમ જેમ કાળનો ભાગ બદલાતો જશે, તેમ તેમ એજ બાબત સારૂ વધારે વિચાર કરવાના લોકોને સુઝશે એ તાજુબી નથી. તો તે બાબતસર આ પુસ્તકમાં દરશાવવું એમ હું વધારે સર્વોપરી ધારૂંછું; અને તેની અંદરે કદાચ સેહેજ ભિનતત્વ પણું જ્ઞાનિને લાગે તો કૃપા કરી મને સુચવવાની તસ્દી લેશો તો મોહોટો આભારી થઈશ. આ દુનિઆમાં કોણ કામ કરેછે? એટલાજ ઉપરથી એક રાજાએ એક મોહોટા ધનપાળશા શેઠના દીકરાને આ પ્રકારે પ્રશ્ન કર્યો. તેનો સબબ ધનપાળશાનો પુત્ર એવોતો સકોમળ અને વિદ્વાન હતો કે તેની ગણત્રિનાઆદમીતમાં બીજા થોડાજ બુદ્ધિશાળી હોય. તે એક વખત પોતાના શયન મંદીરમાં સુતેલો હતો તે વખત ઉપર પોતાની અર્ધાંગના જે ઘણી માયાળુ, અને પતિવૃત ધર્મ પા-

જનારી તે પણ બેઠી હતી, અને હમેશ શેઠને રાત્રે વખતે વખત પાન ખાવાની આદત, તેની એક ડબી તૈઆર કરીને પેલી ધણી-આણી રાખી મુકતી હતી. (કુદરતનો કાંઇ પાર નથી) એટલામાં એક દીવસે તેણીનાથી તે પ્રમાણે થયું નહીં, તેટલા ઉપરથી, અને વળી પોતાના ધણીને ઊંઘની વધારે ગરજ પડવાથી, બેભાન સ્થિતીમાં પાન ખાધા વગર તે પણ સુઈ ગયો. એક તરફ પોતાની સ્ત્રી પણ ઊંઘના બીછાના ઉપર નિદ્રાવશ થઇ ગઈ, રાત પોહોરેક ગઇ એટલે હાજતે ઉશ્કેરણી કરી તેથી ઊંઘમાંથી ઉઠી પાનનો ડબો માગ્યો. પરંતુ ડબો તૈયાર નહી હોવાથી હાંફલી ફાંફલી બોલી કે સ્વામીનાથ પાન,સોપારી, તથા બીજી સર્વ વસ્તુતઃ હાજરછે. પરંતુ ચુનો નથી, તે હુકમ હોય તો હું જરા બાહારથી લઈ આવું. પેલા સ્વામીએ કહ્યું કે તું સુકુમાર સ્ત્રી છે, માટે આ વખતે બાહાર જાય એ માહારા પોતાને હિણપત કરતા થઈ પડે, એમ કહી પોતાની આંગળિની હીરાની વીંટી જેની કિંમત ઘણીજ ભારે હતી, તેને દીવે વતી અને જરા વધારે તાપ કરી બાળી નાંખી, અને તેને ચુનો બનાવી પાનને ચોપડી, પાનખાઈ હાજત મટાડી. હવે બીજા લોકોએ શેઠની અને રાજા પણ એની ધનાઢ્ય પણા ઉપર ઇર્ષા કરતા હતા, તેથી છુપા રિપુઓ તપાસને સારૂ રાખેલા, તેણે આ પ્રેમ રૂપિમાં ફોગટ લક્ષ્મિની વ્યવસ્થા કરી એવું આવી જાહેર કર્યું. જે ઉપરથી રાજાએ બીજે દિવસે પેલા શેઠિઆના છોકરાને તેડુ મોકલ્યું. એ ઉપરથી તેનો બાપ ઘણોજ ગભરાઇ પોતાના દીકરાને કેહેવા લાગ્યો કે ભાઈ, તમોએ કાંઇ ગુન્હો કર્યો છે ? તેણે જવાબ આપ્યો કે ના. ત્યારે તેડું શેનું આવ્યું ? ત્યારે દીકરાએ જવાબ આપ્યો કે આપણું ધન ભાગ્ય કે રાજાજીએ આપણને યાદ કર્યા; માટે કાંઇ નશીબમાં વધારે સારૂં થવાનું હશે; માટે ધીરજ રાખો. તરતજ પોતે કપડાં પેહેરી કચેરીમાં આવ્યો. રાજા પણ હોંશિઆર તેણે શેઠને આદરમાન આપ્યું ને પેલી વાત જાણે જાણતાજ નથી એમ રાખી, ધનવાનના પુત્રને એક સવાલ કર્યો કે ભાઇ તું મોહોટો કે ઈશ્વર? ત્યારે શેઠ પુત્રે જવાબ આપ્યો કે. આ-

નો ઉત્તર હું આપનેકાલે આપીશ. કેટલીક રગજગ થયા પછી રાજાએ કહ્યું કે આનો જવાબ આપતાં સુધી તમારે હમારી નજર નીચે રેહેવું; એમ કહી તેને પેરામાં રાખ્યો. અને દિવાનને બોલાવી હુકમ કર્યો કે આ આદમીને તમારે તળઈ, ગોદડાં, અને ખાવાનું, ઘતાદિક પુરૂં પાડવું; ને કોઈ રીતે અડચણ પડવાદેવી નહીં. કેમ કે એ બેગુનાહ છે. વજીરે કહ્યું કે બહુ સારૂ. બાદ શેઠપુત્ર પેરામાં બેઠો છે કોઈએ ખાવાનો ભાવ પુછ્યો નહી. અને વજીર બરદાશ કરવાનું ભુલી ગયો. આ માણસ સકુમાર તેથી ભુખતો તેને પીડે એમાં સંદેહ શું! બાદ જ્યારે નહી રેહેવાયું ત્યારે પોતાના ઓળખાણના શીપાઈઓને કહ્યું કે, થોડાએક ચણા આપો, તે આપ્યા તેને શેક્યા અને ખાઈ સુતો. બીજે દીવસે રાજાએ કહ્યું કે માહારા સવાલનો જવાબ આપો. ત્યારે ડાહ્યા વણિક પુત્રે વિચાર કર્યો કે જો હું ઈશ્વરને મોટો કહીશ તો એને દુઃખ લાગવાથી લુંટશે, એજ મોટોછે એમ કહીશ તો ઈશ્વરની મહતાને મેં દુષણ આપ્યું એતો દેખીતુંજ છે. ત્યારે મારે કેહેવું શું! ત્યારે શેઠે વિચાર કરીને જવાબ આપ્યો કે સાહેબ સાંભળો, આપે મને આપની અને ઈશ્વરની બાબતની મોહોટાઈ વિશે સવાલ કર્યો; તેનો જવાબ આપવાને મેં આપ પાસે મેહેતલ માગી તે આપે આપી નહી.જે ઉપરથી વગર ગુન્હે મારે કેદ રેહેવું પડ્યુ. એટલે સુધીકે નહી સુવાને બીછાનું અને ખાવાને અનાજ. ત્યારે આપને સવાલ તરીકે નીવેદન કરૂંછું કે,ઈશ્વરનો મેં કાંઈ ગુન્હો કરેલો હતો કે તે આવું અજ્ઞાનપણાનું કામ કરે? તેમજ આપનો પણ એવો ગુન્હો નોહોતો કીધો કે નાહક મારે કેદ રેહેવું જોઈએ? વળી તેની સાથે જે ગુન્હેગાર કેદી હોય છે. તેને પણ ખાવાનું મળેછે. તો આ ઉપરથી હું એટલુંજ કહુંછું કે આપ પણ મોટા નથી, તેમ ઈશ્વર પણ મોટો નથી પરંતુ મનુષ્ય પ્રાણીને સારૂ વખત સઉથી મોટો છે. માટે હવે કાંઈ હુકમ? રાજા ઘણો પ્રસન્ન થયો અને ખુશ થઈ શિરપાવ આપ્યો અને શેઠને વિદાય કર્યો. આ ઉપરથી આપણે વિચાર બાંધવો જોઈએ કે પુરૂષાર્થ

ચણારૂપિ, અને કેદમાં રહેવાનું જે થયું, તેણે જે બુદ્ધિ બક્ષી તે દુઃખ વખતની દુઃખમાંજ કામ આવી, અને અતિ સુખનું પરીણામ દુઃખદાયક થઈ પડ્યું. જેથી ક્રિયમાણે કરી કર્મ થાયછે, અને તેનું આગામતન પ્રારબ્ધ છે. પુરૂષાર્થમાં કર્મ ક્રિયમાણનો સમાસ થાય, અને યોગ્ય સંધી વખતે અગર વગર અડચણે તેનો ઉપભોગ થાયછે, તેનું નામ પ્રારબ્ધ કહેવાય છે.

એક કેરી ક્રિયમાણ યોગે તોડી, તે હાથમાં લીધી, તે કર્મ, અને તેને કાપીને ખાધી એ પ્રારબ્ધ, તેનો ભોક્તા જો કોઈ બીજો થાય, તો તેનો પશ્ચાતાપ થાય, એજ નશીબ નહી એમ કેહેવાય છે. આ તફાવત છે, તે ઉપર ધ્યાન આપવાથી, તમોને સદ સત્ વિચાર જાણવામાં આવતા, આ દુનિઆમાં ચાલતી આવેલી જે માણસની તકરાર તે બંધ થશેજ. હવે પુરૂષાર્થ પેહેલું, અને પ્રારબ્ધ પછી, એ વાત ખરી છે. કેમકે કર્મના યોગે કરીને પ્રારબ્ધ બંધાય છે. પરંતુ તે ઘણી ઊંડી સમજણ નીચામાં ઉતરવા સરખી છે. એટલે તેનું વિવેચન કરવાથી શું લાભ છે!

---

## प्रश्न २१ मो.

**अजगर करे न चाकरी, पंछी करे न काम;**
**दास मलुका इयुं कहे के, सबको दाता राम.**

આ કહેવત અથવા કવિતા શા હેતુથી રચાએલી હશે?

અજગરની અંદર વાયુ તત્વનો ભાગ વિશેષ છે, તે સર્વ કોઈને માહીતજ છે, તેના સાથે તે પોતાના પૃથ્વિ તત્વરૂપી દેહને ચાલન કરવાને આશા અને એશઆરામના ભરોશા ઉપર મેહેનત કરતો નથી. જેથી તેના કર્મનું બંધ કામ થવાથી તે પોતાના ગત કર્મના ભરોસા ઉપર માત્ર બેસેછે. તે જે વખતે સંધી આવે છે, ત્યારે પૂર્વના અનુગ્રહ મુજબ તેને પોતાના પંચમહાભુતને આશરો આપવાને તત્વરૂપી ખોરાક મળે છે. તત્વના બંધારણને હમેશ તત્વજ પુષ્ટિ આપે છે. જેમકે ઘાસ ખાનારને ઘાસજ મળે છે. જવ ખાનારને જવજ મળે

છે. જીવ ખાનારને જીવજ મળે છે. વાયુ ખાનારને વાયુજ મળેછે, અને એથીજ કેહેવત ચાલે છે કે ઈશ્વર ભુખ્યા ઉઠાડે પણ ભુખ્યા સુવાડતો નથી. તેમ જો મનુષ્ય પ્રાણી અજગરની માફક સંતોષ રાખી બેશી રેહે તો, બેશક, તેહેને પણ પોતાના પંચમાભુત રૂપિ આ દેહના જોતરાને પોષણરૂપી ઔષધી મળેજ. તથાપિ તેટલી સ્થિતી રેહેવાને વધારે સમાગમની જરૂર છે. તે જ્ઞાને અને વિવેકે આવે છે. વિવેકમાં મોહોટી ખુબી રહેલી છે. હું આ ઠેકાણે શબ્દના અર્થ સમજાવવાને બેઠો નથી. પરંતુ આડે માર્ગે ચાલનારની બુદ્ધિને ઠેકાણે લાવવાને અને નિરાશ દશાને પામવાનો જે વખત અગ-ભગ ચળકાટ બતાવે છે, તે વખત ઉપર ગંભીર થઈ સહન કરવાને અજગરનો દાખલો આપી વૃત્તીને સ્થીર રાખવાને માત્ર વિવેચન કરૂંછું. પક્ષી કામ નથી કરતો એ વાત ખરી છે. કામ એટલે લૌકિકમાં જે કાંઈ પરમાર્થ કરવું એજ કામ, અને તે કરવાને પક્ષીઓને કોઈ પણ રીતનાં સાધન નથી, તેથી તે હમેશ એવું કામ કરવાને ઉમેદ રાખે છે, તથા પોતાની શક્તિ અને વર્ગમાં તે ઉછરેલાં છે, તેનો ધર્મ નથી એમ જણાય છે. અને પ્રસંગોપાત જો તે પ્રમાણે થાયછે, તો બધા લોકો શાબાસી આપી ખુશ થાય છે. જેમકે એક પોપટ તેની યોગ્યતા, અને વર્ગમાં બોલવાનું છે, તેવું તેને આવડે છે. આપણા મનુષ્ય માફક બોલતાં શિખવવાની તેને ફરજ પાડી શિખવીએ તો તે શિખે છે. પરંતુ તેટલા સારૂ તેને જાતે કેદખાનું ભોગવવું પડે છે, અર્થાત્ પીંજરામાં રેહેવું પડેછે. તો પંછી પોતાનું કામ જે વર્ગમાં ઉછર્યા છે, તેના પોતાના નિરવાહને સારૂ તો કરે છે. પરંતુ પ્રેરણા શક્તિ ન હોવાથી તેનાથી પરોપકાર થઈ શકતો નથી. જેથી તે કોઈ કામ કરતો નથી. એ હેતુ આ કેહેવતનો જણાય છે. તેજ પ્રમાણે મનુષ્ય જેનામાં પરોપકાર કરવાની શક્તિ નથી તે પણ પશુવત્ કે-હેવાય છે. અને તેનાં કરેલાં કામો જાણે નકામાં હોય એમ ગણીએ છિએ. હવે રામ કોને કેહેવું, કે જે પક્ષી, અને અજગર, કામ કરતાં નથી તો પણ કર્મની ગ્રંથીના યોગે જે પંચમાભુતમાં તેની બુદ્ધિરૂપિ માયાના યોગે ચૈતન્ય સહવર્તમાન ઉત્પત્તિ થએલી તે ચૈતન્ય પોતાની

પાસે રેહેનારી બુદ્ધિને તેના સપાટાને સહન કરવાને તેના કેહેવા વગર, નિરદોષ વૃતિથી બેસી રહેછે. એ એક જાતની સ્તુતી હોવાથી, અને ઉપદ્રવ રેહીત બેસવાથી દરેક જગ્યા ઉપર રાંમ છે, તેનું આકર્ષણ થવાથી બીજે રાંમ જેવા નિરૂપયોગી પંચમાભુત મહિલા ચૈતન્યને તેની ભુખરૂપી પ્રકૃતીને શાંત કરવાને પ્રેરણા કરવાથી તેની ફળશ્રુતી ઇશ્વરે આપ્યું એમ કેહેવાય છે. સ્ત્રીનો મિત્ર સ્ત્રી, અને સ્ત્રી જો ભુખી હોયતો જે પ્રમાણે પાડોશણ તેને ખવડાવે છે, તેમજ બુદ્ધિરૂપી સ્ત્રીને બીજાની બુદ્ધિરૂપી સ્ત્રી પ્રેરક થઈ જોતાં ખાવાના સાધન આપેછે, એજ પ્રમાણે આ સૃષ્ટીની રેંટમાળ ચાલે છે. તેમાં વધારે આશ્ચર્ય થવાનું કાંઇજ કારણ હોય એમ દિસતું નથી.

સર્વ વ્યાપક રાંમ છે—રાંમ એટલે શક્તિ—શક્તિ શક્તિને જોઈ શકે છે. પરંતુ જ્યાં સુધી રાંમ એટલે ચિદાત્મા બાબ્યરૂપજ આત્મા વ પરબ્રહ્મ તેને જોવાને શક્તિમાન નથી. તે જોવાથી કર્મબંધ કરીને કાંઇપણ ખાવાનું, વ પીવાનું, આપશેજ નહીં. તે જોગીલોકો પોતાને આપવાનું અને કરવાનું નથી. એમ કહી કર્મબંધ કરી ઊંઘ લેછે. ઊંઘ લેવાથી આપણે તેને એદી કહિએ છિએ. પણ તે ભુલ છે. પંચમાભુતના બનેલા અવયવ, અને તેના દરેક કૃત્ય થતાં મિથ્યાછે. જગત મિથ્યા છે, અને બ્રહ્મ સત્યછે, તેને સારૂ સત્ય વસ્તુની માણસે શોધ કરી. એટલે અસત્યવાળાને તથા સત્યવાળાને આદવેર હોય એમાં શું તાજુબી? માટે યોગાભ્યાશી જો ભિક્ષા એમ કરતાં પોતાના નિરવાહને સારૂ માગે તો તેને આપણે મેહેનત બતાવીશું. પરંતુ સદસત્ વિચારથી જોશો તો તેની બુદ્ધિની ધ્વની રાત દિવસ મેહેનતના પંજામાં ફસાયલી છેજ. તેને બળી નાશવંત મેહેનત આપવી, કે જેહેની ફળશ્રુતિમાં બાજે વખતે મિથ્યાપણું બાબ્યમાન થાય. તો સદૈવ આનંદ, અને જેનુ કૃત્ય દુનિયાનાં ઘણાં માણસોને ફળદાયક થઈ પડે, તેવું કરવામાં તેને રોકાણ કરી એક સાધારણ આવી જુજ મદદ આપવામાંજે તમો તેનો તિરસ્કાર કરોછો, એ કેટલુ બધું હસવા સરખુંછે? માટે મારા વિદ્વાન મીત્રોને ભલામણ કરૂંછું કે, તેનાં કર્મ

અને કાર્ય ન જોતાં, હેતુ તરફ નીચા પોચાડી સેવા કરવાની ટેવ રાખો. ગમે તેવો માણસ શ્રીમંત હોય અને અગર આપણી યાચના કરવાને આવે તો તેનો નિશ્ચય યાચકનો થયો છે. માટે તેને માન આપવું એ આપણો ધર્મ છે. તેમાં વધારે તજવિજ કરવી એ કેવળ અલ્પ બુદ્ધિનું કામ છે. હું ઘણોજ દિલગીર થઈ અત્રે દરશાવું છું કે, આ બાબત અગર જો સર્વને રૂચે એવું વિવેચન કરવાને વાક્યમાં પછાત છું, તોપણ મારી સમજ ઉપર જરા વિચાર કરી મિત્રત્વ બુદ્ધિએ લાંબી નજર પોચાડી જોશો તો તરત માલુમ પડશેજ.



## प्रश्न २२ मो.

**व्यभिचारीलोको एम मानेछे के, आ मायानुं उत्पन्न थवुं व्यभिचारथीज थयुं छे; अने लय पण व्यभिचारथीज थशे. ए वात खरी छे? खरी छे तो शुं सबब, अने खोटीछे तो शुं सबब ते कारण साथे बतावो. ?**

### उत्तर.

આ સવાલ ઉપરથી કોઈ અજ્ઞાનીના મનમાં એમ આવવું નહીં જોઇએ કે, વ્યભિચાર એટલે, સ્રીની સાથે જે કર્મ કરવામાં આવે છે, તેનેજ માત્ર વ્યભિચારી કેહે છે. પરંતુ ભિંનત્વ પણાને પણ વ્યભિચાર કેહેવાય છે. વ્યભિચાર એટલે જે ક્રમથી ઉલટું વ. ધઘાપણું તેને વ્યભિચાર કેહેછે. હવે આપ સજ્જનો જુઓ, પ્રથમ પુરૂષ અને તેની પ્રકૃતી એ માયા. પ્રકૃતી બનવાને તત્વના ભાગો હોય છે. તે તત્વના ચાલણપણાનું કાર્ય કરનાર એજ બુદ્ધિ. અગ્નિ જળ અને પૃથ્વિ તત્વથી બુદ્ધિ મુસલાગ્ર હોય છે. જળ અને અગ્નિથી તૈલાગ્રબુદ્ધિ હોયછે. આકાશ અને વાયુ, તથા જળ તત્વથી, કુશાગ્ર બુદ્ધિ હોય છે; તો તે તત્વને ચાલન કરનાર ને પુરૂષ અને પ્રકૃતી એજ તત્વ ચૈતન્ય પુરૂષ, અને પ્રકૃતી બુદ્ધિ જેમ સ્રીની વ્યભિચાર કરવાથી હાંસી થાયછે. તેજ મુજબ બુદ્ધિને આત્મા

એનો સંગ તુટવાથી આ જગતની અંદર દરેક વખતે પુરૂષ, અને પ્રકૃતીનું વારંવાર અથડાવવું થાય છે. પુરૂષે પોતાનું ઘર સર્વ જગો ઉપર કરેલું છે. તેને લીધે તેને કાંઈ સોસવું પડતું નથી. અને જ્યાં જાય ત્યાં માન પામે છે. અને પ્રકૃતીને સારૂ તો સ્વામી વ. ઘર મળે નહીં તેથી ઘણીજ સોચમાં પડે છે. માટે જેમ સ્ત્રી સ્વામીની પનિગારી ઉઠાવવામાં મશગુલ રેહેછે, તો તેને વાસ્તે સર્વ સાધન તૈયાર રેહે છે. તેજ મુજબ જો ઇશ્વરના ઓળખાણમાં બુદ્ધિ રેહે તો તેને આપણે આગળ બતાવી ગયા છિએ તે પ્રમાણે આનંદ દાયક રેહેવાને ઘર મળે છે. અને જે વૈભવની માણસ ઇચ્છા રાખે છે, તે તેની નજીકમાં રેહેછે. જેમકે જે માણસ ઇશ્વરની આરાધના કરેછે તેને નવનિધી અને અષ્ટમાહાસિદ્ધી હાજરજ છે. પણ જ્યારે તે પ્રમાણે નિયમ ચાલતો નથી ત્યારે, અને વળી ગણિએ તો ઇશ્વરને આપણે એક રૂપક આપો તો તેની ઇચ્છા પ્રકાશવાની થવાથી તે ઇચ્છા મિથ્યા છે, માટે ફરીથી તે લઈ લેવાની તેણેજ તજવીજ કરી. આ તેની બુદ્ધિમાં ભિંનત્વ થયું. એ બભિચાર ઉત્પન્ન કરતી વખત તેનો વિચાર અને લય કરવાનો વિચાર એ બે થવાથી આપણે બ્યભિચાર ગણીએ છિએ. તેમજ આ દુનિઆમાં જે મૈથુની સૃષ્ટિ ચાલેછે, તેમાં ઉત્પન્ન થવું ખોટું, અને લય પણ ખોટો; એમ માનવાને કંઈ બાધ નથી. કદાચ સઘળું સાચું છે તો, પછી આ દેહની સાથે રેહેવાય તો સાચું. હમેશ ઇશ્વરની કૃપા નીચે પંચમાભૂત પ્રકૃતી અને બુદ્ધિના યોગે પાસેજ રેહેછે. તેની ઓળખાણ નથી થતી એજ બ્યભિચાર, અને તત્વ તેનાં ખરાં સ્વરૂપમાં નહી રેહે. એજ બ્યભિચાર. અને તેમ નથી થતું તેથી દુનિઆમાં અનિતી પણ ફેલાઈ છે. એ દેખીતુંજ છે. માટે સ્ત્રિએ વ. પુરૂષે પોતાનું સ્વામિત્વપણાનું સાધન તેને પકડી રાખવું; એથી પ્રકૃતી અને પુરૂષ દ્રઢ રેહેવાથી જેમ કાર્ય કારણ ઘણું ઉજ્વળ અને દેદિપ્યમાન થાયછે. તેજ પ્રમાણે પોતાના આત્માને સાચવવાને સારૂ બુદ્ધિને કુશાગ્ર કરવાથી માણસને થતો અટકાવ મટશે એમ પક્કુ માનવું. આ દુનિઆના નિયમ મૈથુની સૃષ્ટીથી રચાયલાછે. અને તેનું લોપ પડવું પણ હદથી જ્યાદે, તે ક્રિયા

થવાથી થશેજ તે મોટો બ્રહ્માંડનો ફેરફાર, તત્વના અંદર ભિંનત્વ થવાથી થનાર છે. કેટલાકનો વિચાર જીવ અને સ્વાસ (વાયુ) તેનો નાશ થવાથી માણસ મરે છે, એમ કેહે છે. પણ પહેલાં નીશાની જળ બતાવેછે. બુદ્ધિ જતી રેહેવાથી સ્વાસ બંધ પડેછે. ધમણનું આંમાં થવું બંધ થયું કે, પછી પુરૂષનો સાંચો નથી એમ જે કેહેવું તે યથાસ્થિત છે. માટે મારા મિત્રો એ બાબત સોચ કરી જે કુદરતી નિયમો ચાલે છે, તેને પકડી રાખી, તેમાં જેટલો બુદ્ધિનો વેગ વ્યર્થ રાખશો તેટલા તમો દુઃખી થશો એ સિદ્ધ માનવું.

આ બધુ પુસ્તકરૂપે સમાપ્ત કરતાં છેવટ એટલુંજ બતાવુંછું કે, માણસમાં જે માણસાઇના ગુણ રેહેલાછે; તેના સંપૂર્ણ રીતે પુરી તજવીજે જેવા દરેજાતમાં, રૂઢીમાં, અને વર્ણાશ્રમનાં ભેદમાં રહી વર્તાય, તો તે, પેહેલા પ્રતીનો આત્મજ્ઞાની છે, એમ કેહેવાને બાધ નથી. અને તે ઇશ્વરનાં ફરમાન પ્રમાણે ચાલનાર છે. તેનાં કર્મ સારાં અને વખાણ કરવા જેવાંછે. માટે ભાઇઓ માણસાઇ પકડો એજ મારો તમારા આગળ વિનંતીછે. કાર્ય અને હેતું એ બે તરફ લક્ષ પોહોચાડશો તો તેની ફલશ્રુતિ તમારા હાથમાં આવતાં ત્રિકાળજ્ઞાની કેહેવાશો, એનું નામજ ત્રિકાળજ્ઞાંન. દરેક સંધી, એટલે વખતને સાધવાને સારૂ આપણા બુજુર્ગો સંધ્યા બાંધવાનુ કહી ગયા છે તેને આપણે અમસ્તુ નાક પકડી કાંઇક અમુક મંત્ર ભણી બેશીએ છીએ તેમ નથી. પરંતુ અંદરનો સ્વાસ છે, તેને ચાલન થતી ક્રિયામાં સમજવાને વ. રોકવાને સારૂ આ યુકતી વિદ્વાન પુરૂષે બતાવ્યા પછી તે ઉપર ધોર કરો. આ વિચાર સ્વર શાસ્ત્રવાળા જ્ઞાનીનો છે, તેમાં આ વાત દર્શાવેલી છે. અને લૌકીકમાં પણ કેહેતી છે કે વખત જોઈ ઘા મારવો; દાવ આવે સોગટી મારવી, કાળે સર્વ થશેજ તેથી પણ એમ જણાયછે કે વખત એજ સમજવો મુકરરછે. માટે તે સમજ લાવવાને જ્યોતિષે પોતાનો નિર્ણય ઠીક બતાવેલોછે. તેમાં ગૃહસંજ્ઞાથી એક શૈલી સોધી કાઢી છે. તે ઉપર વિચાર કરવાથી આનંદ પ્રાપ્ત થાયછે. તે સમજો એ મારી ભલામણછે. કોઈ વસ્તુ મુળના બનાવનારની ખોટી નથી. તેમાં આપણે જેટલા અધુરા, આપણો અવિચાર, અને સંગત તથા

આપણી ઉપર પોષણ કરનારને જે વાત રૂચી તેટલી બાબતને હા કહેવી અને માન આપવું એજ માત્ર ખુશામતનું ચિન્હછે, અથવા કહો તો એમ પણ જણાય કે સિદ્ધાન્ત સમજવાને જેટલીવાર લાગે છે તેટલી તેના વિશે ખોટો વિચાર લાવવાને વાર લાગતી નથી. તો જે વિચાર ખોટો સુઝ્યો તેના દરેક તર્ક ખોટાજ માનવા. અને જ્યારે સાચાપણા વિશે ઊંડા ઉતરશો તો તેનુ સાચ હાથ ઊપર આવતાં દરેક તેના મુદ્દાઓ સાચાજ સુઝવાના, એમ બુદ્ધિની ચમત્કૃતી છે. માટે ભાઇઓ સર્વને સમાન ભાવે જુઓ, અને આપણા બુજરૂગો જેણે આટલો લાંબો વખત પોતાના વેદાંત, સામુદ્રિક, સ્વર, પ્રશ્નાદિક પુસ્તકો રચવાને ગુમાવેલો તે કાળ, તે સમો, તેનાં ઉદ્યમ અને દ્રઢતા તથા સુખના તરફ વિચાર કરી પછી તેનાં પુરષાર્થને હશો તો તમોને તે જો હયાત હોય તો હું ધારૂછું કે, તેના જવાબથી નીચું જોવું પડે. અને પોતાના વિચારનુ તમોને ભાન કરી તમોજ તેનાં શિષ્ય થઇ માફી માગો. પછવાડી બબડવું એ મોહોટા શત્રુમુર્ખનુ લક્ષણછે. પછી વધારે શું લખું.

---

## ॥ अथ आत्मारांम बोध प्रारंभ. ॥

### ॥ श्री गणेशायनमः श्री गुरु समर्थ. ॥

જેને માંથે જુઠી આળ આવેલીછે, તે માયા (ઔરાં)થી નીકળી તેનું રૂપ કેહેવું છે, તે સાંભળવાને પણ મોહોટો વિચાર પડેછે. અર્થાત્ માયાનું રૂપ પણ કાંઇ કહી શકાતુ નથી. નિર્વિકારી તેના વિકાર પણ કહાડી શકાતા નથી તેને નમસ્કારછે. ભાવે હું તેને નમન કરૂછું. જેનું વિવેચન શાસ્ત્રપુરાણે કર્યુંછે, તેમજ તેને વિષે નિરૂપણ કરેલુછે. જેને વડે આખા વિશ્વને સુખ મળ્યુંછે. શ્રદ્ધાથી આ જાણવામાં આવેછે. અને શ્રદ્ધા વગર એનો પાર જાણવામાં આવતો નથી. માયા શબ્દથી પણ કળી શકાતિ નથી. તેવી રીતે તે બનેલી નથી. જેવું માયાનું સ્વરૂપછે. તેવુંજ સર્વ ઠેકાણે વ્યાપેલુછે. જે તર્ક થકી અનુમાની જાયછે. તેનં રૂપ જોવાની ઇચ્છા હોયતો આપણું પોતાનંજ

રૂપ જુઓ. એટલે માલમ પડશે. તે માયામા પદને હું નમન કરૂછું. માયા વાગદેવી, એટલે વાણીરૂપ દેવીછે. એવી જે શારદા, જે શારદા તેને અને પ્રવૃત્તિ એનો સંસારમાં વાદ થઓ છે, એવુ મુની લેકો તથા અનુભવીનું કેહેવુંછે.હવે હું સદ્ગુરૂને વંદન કેરૂછું. જે ઠેકાણે માહારૂ રેહેવુ હતું, તે ધામ કેહેવું હતું, કે ત્યાં હમો પાંચ જણા રેહેતા હતા. તે ઠેકાણુ નિજપદછે. અને આનંદ વૃત્તિછે એવું પદ મળેલુછે. તે મળવાનું કારણ ગુરૂની કૃપાછે.સરોવરરૂપી જગતમાં ભરેલો પ્રપંચ તેને તરીને હવે હું ઊરચ્ય પદ્ધિ વ. બળને પામ્યો. એનો અનુભવ ઉદાર લેકો કરી શકેછે. વ. અનુભવ લેવો એ ઉદારતાછે. વ. એવા ઉદાર ગુરૂની કૃપાથી એ પદને પામ્યોછું. હે ગુરૂ તાહરા કૃપારૂપી જળે કરી આવુ બળ મારામાં આવ્યુંછે. અને જે બળે કરીને હું પોતે સ્વઆનંદ જળને મળવા લાગોછો. હવે શ્રી રામચંદ્રને નમસ્કારછે. જે યોગી લેકોનું પોતાનું નિજધામ છે. વિશ્રાંતી લઇ તે ઠેકાણે વિશ્રામ પામે છે. તે રામ કેહેવાયછે. કે જે નામ અને રૂપથી વેગળાછે. અને જે માયાથી નીરાળાછે. જે ઠેકાણે જાણવા પણાની બધી કળા રેહેલીછે. અને તે જાણવાપણું નિશ્ચયપણાથી રેહેછે. જ્યારે તર્ક ઉત્પન્ન થયો કે તરતજ તેની સાથે પાંગળો વિવેક આવ્યો. વિવેક આવ્યો કે તે ઉપર શબ્દરૂપી કૌતક ઉભુ થયું છેજ. જે વડે યોગી લેકો ઉદાસ થઇ વનમાં ફરી તપાશ કરેછે. ( જાહેરમાં વનમાં યોગી લેકો ફરેછે તે.) પરંતુ સૂક્ષ્મ દેહને વાંશે જે બ્રહ્માંડની રચનાછે તે મધે જે આપણા આત્મા રામછે તે ક્યાંછે તે ખોળવાને જેમ એક ચીજ આપણી ચોરાઈ ગઇછે; અથવા ભુલમાં કોઇ જગો ઉપર મુકાઈ ગઇછે; અને અંધારે વ. સૂર્ય વ. દિપકને તેજે ખોળ કરવાને જઇએ છીએ; અને તે જડતા સુધી આપણને ઉદાશી થાયછે; તેજ પ્રમાણે આ કાયારૂપી વનમાં આપણે શોધ કરવાને ભટકીએ છીએ. એવી જેની શ્રદ્ધાછે; તે યોગી કહેવાયછે. તે શોધવાને નાનાવિધીનાં સાધનો કરેછે. એવા જે સર્વનાં આત્મારૂપી શ્રીરામ તે સગુણ અને નીરગુણ કામનાં અધિષ્ટાતાછે, તેને ઉપમામાં તે કેહેવા રૂપનાછે તેટલા રૂપનું નિરૂપણ થઇ શકતુ નથી. હવે સંતપુરૂષો જે શ્રોતાછે

તેને વંદન કરીએ છીએ. જે કૃપાળુ એવા ભગવંત તેના ભાવનાં પ્રાકૃત કરનારછે, તેને હું મારી પ્રાકૃત વાણીમાં મારા વચન સંભળાવુંછું. તેનું સ્વરૂપ કેહેવુંછે. તે ભાઇઓ વેદ પણ કહી શક્યા વ. ળી શક્યા નથી. તે સ્વયંમ પ્રકાશીછે. હવે શીષ્ય સાવધાન થાઓ. હું એક ગુહ્યજ્ઞાન આપ લોકોને કહુંછું. તે સાંભળો. જેણે કરી તમોને સમાધાન અધીક થશે. તમોએ આશંકાતો નથી લીધી, પરંતુ તે શુંછે? એ જાણવાની ચીંતા તો લાગીછે ખરી. કેમકે તારી ભ્રાંતી કાંઇ હજુ મટી નથી. દાસબોધ સમાગમે કરીને આ શંકા મટી એટલે વૃત્તિ સ્વસ્થ થઇ. તેનું પલટવું મટ્યું. મને કહો એવું ન કેહેતા કોઈ આપણને કાંઇ કેહે તે શ્રવણ મન રાખી કર એટલે મનની ધારણા એકાગ્રતાની કર. જે પ્રમાણે ચાતકપક્ષિ ઊંચો મુખ કરીને વરસાદની રાહા જોતો રહેછે; અને વરસાદ આવે કે તરતજ પાણી ઝડપથી પીવા પોતાની ચાંચ મહીં બોળેછે, એવી એકાગ્રતા કર. શ્રવણ કરી પછી તેનું પૂર્ણ મનન કરવું જોઇએ. લાગવેગ એવું જે શબ્દરૂપછે; તેને જોવું કાંથી આવેછે; અને કાંહાં જાયછે? હેવે જે મનનો વેગ તે તપાસવો એટલે મનને નીકળવાનો માર્ગ અને વિશ્રામ પામવાનો માર્ગ તે જોવો બાદ ગર્ભાધાનને વીશે વિચાર કરવો. હવે જો તું વિચાર કર તુ કોણ, કોહોનો, કાંહાંથી આવ્યો, શી રીતે આવ્યો; તે વિવેક બુદ્ધિએ પૂર્વ જન્માંતરનો વિચાર કર. હવે આ જન્મને વીશે હું જે આવ્યોછું તે શું નિશ્ચયમાંનાને આવ્યોછું. તેને વિશે વિચાર કર. અહીંયાં તારૂ કોઇ નથી. ભુલથી તું આવેલોછું. જે તું માહારૂ માહારૂ કરેછે તે તાંહાંનું તાંજ રેહેવાનુંછે. તું સમર્થનો દીકરો છે. પણ અભિમાને કરીને તે આ સંસાર પોતાનોછે એમ માની લીધો છે. અભિમાન છોડી દઇ જો ભાઈ તું ઇશ્વર પાસેથી આવ્યોછું. પરંતુ અભિમાને કરીને ચુક લાગવાથી તું આ દુઃખ ભોગવેછે અભિમાનને ત્યાગ કરવો એજ ઉત્કૃષ્ટછે. ત્યાગીને સઘળો વૈભવ વાહાલોછે. એટલે વૈભવ પ્રીતિ કરેછે. પરંતુ ત્યાગી અંગીકાર કરતા નથી. (ઇચ્છા વૈભવની પેહેલ કરેછે.) હવે વિશ્વાશ રાખે તો હું મારા બોલ તને શ્રવણ કરાવું. સઘળુછે તે જ્યાંનું ત્યાં છે. તારૂ નાશે ગયે

તને માયાએ દિવાનો કરી મુક્યોછે. તે તારૂ અચળ વ. ઉચ્ચપદ તને પાછું મળે તો તું મને શું આપીશ ? તારી પાસેથી કાંઇજ લેવાનું નથી. તેમ તે કાંઈ નાશી પણ જવાનું નથી. પરંતુ જેટલી અ-શાશ્વત વસ્તુછે તે મને આપશે તારે હું તને જ્યાં હતો ,ત્યાં પાછો પોહોચાડી દઇશ. મારે તારૂં શું કરવુંછે. પરંતુ તે બોજ મારે તારી પાસેથી નખાવી દેવી છે. તે તું જ્યારે નાંખી દેશે ત્યારે તારો સમાગમ હું કરીશ. ભિક્ષાનું ભુષણ છે તે તું નાખી (ભિક્ષા એટલે ભીખ માગવી એ નથી પરંતુ આખુ સંસાર ભિક્ષુક છે તેનું વર્ણન કરવા કરતાં જ્ઞાની સેહેજ સમજશે.) દેશે એટલે તું અમરપદ થયો એમાં તાહારૂ શું ગયું ? તે તો મને કેહે વારૂ બાઇ ? નાશવંત દેહને તું છોડશે તારે તને નીશ્ચયપદ મ-ળશે. તે મધે લાલચ કરશે તો તને પોતાનું હિત મળવાનું નથી. તે ઉપરથી શિષ્ય બોલ્યો કે આપે ફરમાવ્યું તે પ્રમાણે તે બોજો છોડી દીધો. ત્યારે સ્વામીજી બોલ્યા કે, બેટા, તને તે પદ મળ્યું. ત્યારે હવે તું કાંઈ પોતાનું માનતો નહી હો બાપ. એટલે સ્વામી બોલવા જાયછે-તેટલામાં શિષ્ય વિનંતી કરેછે કે, સ્વામી મારામાં અજ્ઞાન છે તે નીકળી ગયું. હવે તેથી ઉભયતાને સંવાદ થાયછે, જેથી બંને જણાને આનંદરૂપી લહેરોની છોળે ભરપુર કરી મુકેછે. ઇતિ શ્રી આત્મા-રામ રામ દાશી પૂર્ણકામ સાવધાન રેહેથી એક ધર્મ કહ્યો છે. પ્રથ-મ અધ્યાય સમાપ્ત શ્રી સચ્ચિદાનંદાયનમઃ—જય જય સચ્ચિદાનંદા જય જય આનંદકંદા જય જય નીજ બોધને ધર્મપૂર્ણને. અનંત બ્રહ્માંડ એવી ટેકરીઓ તમારી કૃપાથી તે સ્વઆનંદનાં તળાવમાં ઓગળી જાયછે, તે માયાથી પૂર્ણ રીતે વિશાળ રીતેને રચાયછે. તે તમારી કૃપાનાં બળે કરીને થયુંછે. તેનો અગ્રભાગ તમેજછો વ. તેમાં તમારો આનંદ રહેલોછે. વ. તે બનીછે. એ તમારા પોતાના સ્વઆ-નંદજ થએલુછે જે સ્વામીએ ઇચ્છ્યું હતે હવે અંગીકાર કરવું જોઇયે. હું તમારે શરણાંગતછું. સમર્થ મને છોડતા નહીં. નાશવંત શું છે? અને છોડવું શું તે સ્વામીએ માગી લેવાને વારૂ સમજી શીષ્યે અરજ કરી કે હે ગુરૂદેવ મારૂ સાંભળોને ? સ્વામી કહે: સાવધ થા સાવધ

થઇને આનંદપદ ભોગવ. શિષ્ય બહુ મન ધ્યાલી શ્રવણ કરેછે. હવે બાશ કળતા (વધારે બોલવું) રહેલી તે ઠેકાણે વૃત્તિ ચંચળ કરી તો તરત બુડશે. સંદેહરૂપી સાગર મધે જેમ આગ સાથે લોહોડું ટપેરવામાં આવેછે. તે પ્રમાણે ટપેરતાથી માયાપદ તુટેછે. પછી પારશ સાથે લગાવતાં તેનું લોખંડ પાશું જાયછે.તેજ પ્રમાણે માયાનો મેલ જેનો ગયો નથી તેને અભ્યંતર રૂપે પ્રકાશ આવે નહી. ત્યારે તે મૃતિકા સ્વભાવિક પલટવાની નથી.

સાંભળ, નાશવંતતો લોક, તેટલો મેલછે. તે અમંગળ છે. તે છોડી દે તે મેલી ગયો એટલે તું છે તેનો તેજ છે. તથા નાશવંત તારી માયા છે. જે માયા છે તે પ્રાણરૂપ છે. તેને વિશે હું તને કહુંછું તે સાંભળ અહ, ભૂ, એવું એક સ્ફુર્ણ છે. તે માયાનું લક્ષણ છે. તેના ત્રણ ગુણ થયા છે. તે ગુણથી ભૂત પેદા થયા છે. તે કયા કે પૃથ્વિ, જળ, તેજ, વાયુ, અને આકાશ, તેની સાઅવકાશથી સૃષ્ટિ રચાઇ છે. તે મધે દ્રશ્ય અને અદ્રશ્ય એ સઘળી માયાછે. માયા એક છે. તેના બે વિભાગ છે. તેમાં એક પ્રકૃતિ, અને બીજા પુરૂષ. જેવી બે દીવસની બોલી, તે બેની એક પાંખ છે. માયા ગ્નાતા, ગ્નેય, અને ગ્નાન. માયા ધાતા, ધ્યે, અને ધ્યાન. માયાનું સમાધાન યોગી લોકો જાણેછે. માયા સચ્ચિદાનંદ છે. માયા આનંદનો કંદછે. માયા વડે બોધ અને સદ્રુપ જોવામાં આવેછે. આત્મા, બ્રહ્મ અને સ્વરૂપ છે.એજ માયાનું રૂપ છે. રૂપ અને અરૂપ એ સઘળી માયા છે. જીવ, શીવ, અને ઇશ્વર, એજ માયાનો વિસ્તાર છે. વિશ્વનું રૂપ તે વિશ્વંભર છે. તેનું બળ માયા છે. માયાથી મનનું ચાલણ થાય છે. બુદ્ધિમાં માયા વ્યાપક છે. માયા અનેક હોઇને એક છે. એવું બોલાય છે. માયા દેહને ચલાવે છે. માયા બોલાવે છે. માયા આંખેથી દેખડાવે છે. આંખમાં આવીને માયા દેખાડે છે. માયાથી માયા ચાલે છે. માયાથી માયા બોલે છે. માયાથીજ માયા હાલેછે. વાયુ રૂપે હાલેછે. ત્યારે શિષ્ય કહેછેકે બહુ સારૂ તાત. માયા પોતાના સ્વરૂપ સત્તાથી ચાલેછે. અને સત્તા તેનું તત્ત્વ છે. તે માયા જાણ. તારે માયા સ્વઇચ્છાથી ચાલેછે. અને જાયછે.મનમાં

આવે તેવું કરેછે. એ થી રીતે બનેછે. તે યોગરદમ ધુમે છે. તે જુઠી મર્યાદાથી મચી રહીછે. ગર્ભસ્થાનને વીશે તે જણાય છે. આ વાત અઘટિત છે. તેવી માયા જોડાયલી છે. સ્વરૂપ સત્તાથી તે ચાલેલી છે, તે તું ગર્ભાધાને જોઈશ એટલે આ વાત સમજવામાં આવી. તે સર્વથા થયેલું નથી, તો પછી નીર્ગુણની શું સત્તા. એવું જ્ઞાતાપણાનું બોલવું છે. તને લાજ નથી. સઘળી માયા એમ બોલે છે. અને માયા છેજ નહી એવું કહેછે. ત્યારે સ્વામી હવે મારે શું કરવું તે મને કહો. અરે મનથી જે અનુભવેલું છે. તે માયાથી બંધાએલું છે, તે તું કાહાડી નાંખ. અનુભવ લે સઘળી માયા એક બીજા સાથે જોડાએલી છે. તે પોતાના સ્વરૂપમાં રહેલી નથી. બોલવું એ એકજ માયા છે એમ નથી. એક કહુંછું તે સાંભળ. માઇક માયાને ત્યાગવી જોઇએ. હવે મનન કરવું જોઇએ. સાવધ થાઓ. માયાથી માયા દીશે, માયાથી માયા નાશે, માયાથી લાભ થાય, પરમાર્થ સ્વરૂપનું માયા ભવસિંધુનું ઝાઝ છે. તે માયા પાર ઉતારે છે. માયા વગર પ્રાણી માત્રને ઉદ્ધાર નથી, માયાથી દેવ ભક્ત થયા. માયાએ કરી વિરક્ત થયા. માયાથી જીવન મુકત અનુભવે થયા. માયાને સારૂજ વેદ શૃતિ. માયાએ કરીને નાના પ્રકારની વિપત્તિ, માયાએ કરીનેજ મુઢ હતા તે વિવેકી થયા છે. માયા પરમાર્થનું અંજન છે. માયાએ કરીને મહા દ્રવ્ય મળે. માયાએ કરીને સાવધ મન રાખેછે. સાધક સ્વરૂપ વિષયી છે. માયાએ કરીને પોતાનું હિત કરેછે. માયાથીજ ભ્રાંતી જાયછે. માયાએ કરીનેજ પ્રપંચ કરેછે. માયા વના જ્ઞાન શાંનું! માયા જીવન સકળ જીવોનું છે. સાધકનું કાર્ય માયા વના ચાલતું નથી. માયા વના પરમાર્થ થતું નથી. એવું જે છે તે ન બને, "એસેહેકે બીનપડે, માયા બીણ સહજ્ઞાન તુંડે" ગુંજ યોગી લોકોની છે. માયા યોગીનીમાંછે. તે જહાંની તહાં મુકી, કૃપાળુપણે તેને બાંધેલી છે. આપણે બધા માયાનું રૂપ છીએ. તેમાં તારૂ સ્વરૂપ પણ આવ્યું. એ હેતુએ કરી આપણે આપણું એમ માનેલું છે. હવે હું તારી ગુંજ તને કહુંછું. તે જે નાશવંત છે, તેમને તેં અર્પણ કર્યું છે.

હવે તું એ ઉપર શંકા લેશે તો માહારો શબ્દ નથી. આ, હું, જેટલો સંગ છે તે નાશવંત છે. સંગ વગરનો શબ્દ તે અશાશ્વત છે. સંગત છે, તે છોડી નિઃસંગ થાઓ અને રસ્તો પકડો.હવે એનું નિરૂપણ કરીએ છીએ, તે મન કરી સાંભળ. સંગને ત્યાગવી એ ખુણ જુઓ, તે હું પછી કહું છું. ધતીઓ આત્મારામ રાંમદાસ વિશ્રામ ધામ. યોગી લોકો વિશ્રામ જે ઠેકાણે પાંમે છે. શ્રી ગુરૂ સમર્થ. સંગ તેટલો નાશવંત છે. તેને છોડી એક પણાને ચાહી તેનો અંત પકડો એટલે સમાધાન થશે. હું બ્રહ્મ છું, એવું જે નાશવંત છે તેને નાંખી દેવું ઉન્મની અવસ્થાનો અંત જે આવવું તે તારૂ સ્વરૂપ છે. એવું જેને અનુભવ થયું તો એ નાશવંત મધ્યે આવ્યા. અને અનુભવ વેગળો રહ્યો છે. તે તું આત્મા એવું બોલવું છે. હવે પોહોરો કેટલા આપવા છે. વેદ, શાસ્ત્ર,પુરાણ, એ સઘળા નાશવંત છે. જે જે ગ્રંથમાં જેટલું કહેલું છે; તેથી આત્મા વેગળો છે. તેને માયાનો સ્પર્શ જરાએ લાગેલો નથી. સ્વરૂપ છે, તે નીરાળુને નીરાળુજ છે. બહાર ભરપુરછે. જ્યાં ત્યાં સ્વચ્છ છે. અને સન્મુખ છે. જે બહુ દુર રહીને પાસેછે. દુર છે, અને અંદર.તેને માયાનું સંધઃષ્ટન નથી. જે સઘળા કરતા મોટો છે. જ્યાં સઘળુ વીટળાઈ રહ્યું છે. અકસ્માત્ એ માયાનું મુળ તુટે છે. એ સઘળા કરતાં મૃદુ અને કોમળ છે. જે વધારેથી પણ વધારે છે. સઘળામાં ભરેલ છે. અને વળી નીરાળુ છે. જેમાં લિપ્તપણું નથી જે હાલે નહીં અને ચાલે નહીં. તે બહુ પડે નહી એવુંછે.આપણા અવયવમાં વાસો છે. અને એકલાએક ચિત્તમાં છે. જે આકાશને વિશે ભ્રમ ભરેલો છે, અને જ્યાં આકાશ નથી; આકાશથી જ્યાં ખસ્યું ત્યાં એકજ જનસ આ ભ્રણ રહી છે. એકજણસ રહી તે જે ચળે નહીં અને ટળે નહીં જે, અગ્નિમાં પણ બળે નહીં. જે ચળે પણ નહીં અને વળી બળે પણ નહી જળ મધ્યે બુડે નહીં. જે કોઈ પણ લઈ જાય નહીં;ચોરવાથી ચોરાય પણ નહીં; કલપાંતથી પણ મળે નહીં; અણુંમાત્ર છે; જ્ઞાન ચક્ષુનાં લક્ષમાં પણ આવે નહીં; જે ઠેકાણે આકારનું ભસ્મ થયુંછે; જે કેહેવાય છે તે સાકાર છે. તેથી કરી કેહેવું કે હા, અને ના, એવું જ્યારે ન બોલીએ ત્યારે મારે શું કરવું ન

બોલું તો તને શું સમજાય. બોલવું એ વ્યર્થ જાય છે. પણ બોલવાથી અનુંભવ આવે છે. જે આપણે આપણને છોડીએછીએ, તે આપણુજ છીએ. તેનું મુળ માયારૂપજ છે. શોધીએ નહીં તો સમાધાન શી રીતે થાય? આ કારણથી મને સુખનો લાભ થયો. અને એથી મુળ તુટે. હું બ્રહ્મછું એમ હવે બોલીશું. એથીજ દેહ અને બુદ્ધિનું માંચું આવ્યું. દેહ, બુદ્ધિ, ને પરમાર્થ, કાનની નજીક છે. દેહ બુદ્ધિ છોડી દેવી, એ માયાની ઉઠાવણી છે. માટેજ અંગીકાર કરેલી છે. અંગીકાર કરવી નહીં. માયાથીજ બ્રહ્મ જ્ઞાન, માયાથી સમાધાન, માયાથી છુટવું, અને બંધાવવું, તોડવું, તે પણ માયા. માયાએ આપણે આપણને જોવું, અને તેનેથીજ તેને છોડવું. પ્રાણીમાત્ર દુઃખવતીજ જીવે છે. તે અભિમાને કરીને જે શરિરરૂપી પટ રમે છે. તે એક શરિરમાંથી બીજામાં આણે છે, એલવા બેસે છે. તે રસ્તેથી આપણને કાહાડે છે. ન છતાં અભિમાન માથે લઇને જીયે. સોકટી મારતાં પર્ણ વ્યથા થાયછે. દાવ આવે એટલે સુખથાયછે. બંને આવી પડે, ત્યારે પાસા એને દેહ કેહે છે. એક રડીને ખાય છે. ક્રોધે કરીને તેનું ફરવું થાય છે. એકમેકનો જીવ, જે પ્રમાણે કન્યા, પુત્ર, અને નારી, તેઓ ત્રણે રસ્તે નીકળ્યા, તે અભિમાન ધરેછે. દેહ પ્રપંચનો બનેલો છે. તે માયાની સાથે અધીક સંબંધ રાખે છે. કાને એટલું તે ધરેછે. ધરેલું તે તોડેલું તુટતું નથી. તેનો વર્મ કળવાથી જણાયછે. જેવું બુરેચનામાં ચક્રનું આવવું બાહાર આવે અને અંદર જાયછે. અભ્યંતરે અકસ્માત્ એ પ્રમાણે થાયછે. કાપવાનો જેવા કુવાડો તેની કડી જે પ્રમાણે જોડાયેલી છે, તેજ પ્રમાણે માયાછે. તે એક બીજા સાથે જોડાએલી છે. માયાની ઝાડી શીરીતે છોડવી? તે કહેવી રીતે મુકવી, અને નાખી દેવી, તે તો એક બીજા સાથે નથાયછે. બહુ નાટક એ માયાછે. જ્યાં હું પાણું છુટે. વિવેકે જ્યારે જોઇએ છીએ ત્યારે દેહ આપણો નથી. બ્રહ્મએની માયા એ માઇકછે. તેનો વિવેકે વિચાર કરવો વિવેક કરવાથી અનેકનો એકમાં સમાસ થાયછે. તે ઉપરી તેના સંગથી વિરક્તછે. તે રૂપ તારછે. તારૂ સ્વરૂપ તને કળાતું નથી. તેજ આ સાધને તેને

જોવામાં આવે. તે સાધન અધ્યાત્મજ્ઞાન તને મળશે ત્યારે તું સ્વ-આનંદ ભોગવીશ. ઇતી શ્રીઆત્મારામ કહેછે. હવે સાધનકર્મ કહુછૌં જેથી ભિંનત્વભ્રમ તુટી જાય. ત્રીજો અધ્યાય સમાપ્ત.

શ્રી ગુરૂ સમર્થ—જે સઘળા સાધનોનો સારછે. જેણે કરીને પેલેપાર નીકળિએ છૈએ. સાધન અપાર યવાર્થી સાધક તે સિદ્ધ થયા છે. તે જાણવાને અધ્યાત્મ નિરૂપણ શ્રવણ કરવું. તેનું મનન કરીને સમાધાન કરવું. નિજધ્યાસ કરવાથી મળેછે. સંત લોકો અને સજ્જન લોકો જે માહા અનુભવીછે. પર્માર્થ ચરચા કરતા જવી. તેમાં હઇ ગઇ સહસા ન કરવી. એ જ્ઞાતાપણું છે. પર્માર્થ વાર્તા કરવી તેમાં લાભ છેજ. દીવસે દીવસે સિદ્ધતા થાય. સુવૃત્તિ હમેશ નવી નવી થાય છે. શ્રવણ અને મનન એ સાધન એના વગર નથી. તેથીજ કહુછું કે તે નિત્ય નવીન છે. ગ્રંથી જે પ્રમાણે બોલે તેમ કરવુ જોઇએ. તેજ પ્રમાણે સ્વતાઃથવું જોઇએ. આ ઠેકાણે ક્રિયાનું માંથુ આવ્યું. નિશ્ચયપણા થી જે ગ્રંથીનો વિચારછે. તેમાં વૃત્તિ તદાકાર થાય તેનુ નિરૂપણ કરવાનો સાર કહો. ભક્તિ, જ્ઞાન, અને વૈરાગ્ય, ત્યારે શિષ્ય કહેછે કે સ્વામી! શિગ્રહ સત્ય પ્રતિજ્ઞા તે શી રીતે પુરી કરવી? નાશવંત સાધના લેવી નહીં તે માંથે આવી પડેછે. અને કરાવેછે. અરે શિષ્ય ચિત રાખ નાશવંત તેને ઓળખ. શુન્ય. તેને સારૂ સાધન કરવાની જરૂર નથી. એજ પ્રતિજ્ઞા છે. એવી પ્રતિજ્ઞા પ્રમાણ કરી. એવું બોલતાં સાંભળી નાશવંત મને અર્પણ કર. તે મુખે તું આવ્યોછે. તું કહીશ કે મં આપ્યું તે આપ-વાથી કોણ ઉગર્યુંછે? તેં જે આપ્યું તે તારી પાસેજ છે. તે નાશવંત મધે તું આવ્યોછે. આપણાથી કોણ ઉગર્યુછે! નાશવંત આપતા અરે ફટ ફટ મુખા! શિષ્ય વિચારીને બોલ. સ્વામી કાંઇ નથી ગયું. અરે બોલ નહીં. એજ આવ્યું પાછું. નાશવંત મધે હાહા કેહેવાથી શું મળ્યું? ના કેહેવાથી શું ગયું? નહીં કેહેવાથી શું ઉપજ્યું? કે ત્યાં શુન્યનો નીરાશ થયો? આત્મા સદોદિત્ર ભળવાંનછે. તે સાધકને મળેછે. તને ખબર નથી જે આત્મજ્ઞાતા છે એવા જ્ઞાતાને તે માન્યછે. સાધક સાધે તેને ધન્યછે. પ્રાણીને વેગળાપણે જવાથી વૃત્તિ શુન્ય થાયછે. વેગળા પણાથી જોવા જતાં મોક્ષ મળતું નથી. આત્માજ્ઞાને પ્રાપ્ત

થાયછે. તેથી પ્રાણીને લોમવિલમપણું ભાશેછે. આપણે જે આડો લાભ જોઇએછેએ તે પંચભૂત મધે આવેછે.એવુ જાણુવાને સારૂ દઢ કર્યું તે પ્રકારથી જે પાંચ ભૂતના સેવક તેનો માયાની અંદર વાસછે. તે સાવકાશે ભોગવાએ છે. અને ફરી તેની પુંનરાવૃત્તિ થાયછે. એટલે તેનાં તેજ આવેછે. ત્યારે શિષ્યે વિનંતી કરી કે વળી એક શંકા ઉભી થઈછે. પંચભૂતની શેવા બહુ એકે કરેલીછે. સઘળી સૃષ્ટિ મધે જો કે શાધુસંત અને સજ્જન લોકો ભૂતોનું ભજન કરેછે. તે એવી રીતે કે ૧ ધાતુ, ૨ પાષાણ, અને ૩ મટોડી, જેણે કરીને નિત્યમુક્ત થયા એમ પણછે. તેજ ધાતુનું પુજન કર્યું તેથી તેને પુનરાવૃત્તિ થઈ તેથીજ કે ને વારૂ? એવું શિષ્યના મનમાં આવ્યું છે એમ જાણી ગુરૂ સિધ્ધહ અનુભવ તને મળે એવુ કહું? ત્યારે હમોને કૃપાદૃષ્ટીથી કહોને? અને શિષ્યને ફરીથી સુચવોને? તે વખતે સ્વામી બોલતા થયા. પ્રાણી દેહ છોડીને જાયછે, તે ફરી વાંઉસનાત્મક શરિર ધરેછે. તેવીજ રીતે પુન- રાવૃત્તિ થાય છે. વાંઉસનાં બીજી મુખ્ય છે, તે છોડવી. દેહથી લીંગદેહ વાંઉસનાંત્મકનું છે.જ્યાંસુધી રેહવું થાય ત્યાંસુધી આસુંછે? ગ્નાન થજો કેમકે દેહ અસાશ્વત છે. હું આત્માછું એમ જાણે તેનું નાંમ માહાકારણ તે બોલીમાંજ છે. તેથી મનની ગાંઠ છુટી. એમ થયું એટલે પુનરાવૃત્તિ પાશથી એટલે પ્રાણી ભવસંસાર થકી છુટ્યો. અને ચરીતાર્થથી મોકળો થયો એ જાણવું. એ ભક્તિનું રૂપછે.નિશ્ચય કરીને જોવાથી સંસારનું ફળ તુટેછે. નિસંગ અને નિર્મળ છે. જે આપણે સંગાતિત અને શંગથી વિરક્ત એનુજ નાંમ મોક્ષ છે. તે તરફ લક્ષ અને અલક્ષ શીરીતે જોવો? આ દેહ સાધ્ય નથી. આત્માને જુવો. એજ માત્ર જોવાની મીઠાસ રેહેલી છે. મોક્ષ નેરા- ખી એ વીશે આટલી બાબત નિવૃત્તિનું ઉઠાઉઠ થવું થએલું છે. આ- ત્માને વંદન કરવું. તેથી અદ્વૈત ગ્નાન લાભ.થશે. અભિમાનપણું જે વિગ્નાન (એટલે ગ્નાન રહિત) તેને જાણ કે આત્મ નિવેદન વાળોછે. તે ઠેકાણે તું અને હું નહીં. એવી સ્થિતી જે પુર્ણની છે. તેને પુનરા વૃત્તિ નથી. આટલી દાસની ભક્તી છે. તે વિશેશ કરી જાણો. પૂર્વે

હતો તેનો દાસ કર્યો. અને તેનાથી સ્વામિત્વ પ્રાપ્ત થયું. અને તેથી મહત્વપણું જોવામાં આવ્યું. તો હવે તે ઉપકારે હોજો એમ બોલવાનું થયું છે. નાશવંતનો વિચાર કરો. અને મારા તરફથી કહ્યું એનો અનુભવ આપને છે. હવે એ વિશે એનો સામસ શીષ્યને જે અનુભવમાં આવ્યો અને આ નિયમનાર્ગવિચાર દૃઢ કરો. ઇતિ શ્રી આત્મારામ રામદાસ પૂર્ણ કામ સાવધાને સાંભળો. આત્માને નિવેદન કરાવો. ચોથો અધ્યાય સમાપ્ત. શ્રીગુરૂ સમર્થ. જય જય. સઘળા વિશ્વનાપતિ જય જય હમોદીન. આત્માની ઓળખ કરવામાં. હમે પશ્ચાત તે, તમારી કૃપાકટાક્ષથી પામ્યા. માયાની સંગતથી ફરી ફરી જન્મ લીધો. માઇક ભ્રાંતીમાંથી નીચે પડતો હતો જે હુ માણસ કીકર તે એકદમ ઓચીંનો વિશ્વંભર થઓ જેથી મારો મોહોટો સંદેહ તુટેછે. તેથી હું સંસારમાંથી છુટો, અને પેલપાર હું ગયોછું. એજ એણે સઘળા ભૂતોનો વિચાર દર્શાવ્યો છે. હું, એ પડતો મુકો, એટલે શુન્ય, અને ભર શુન્ય, રહીત રેહેશે. મારી અંદર હું એ પણાની કાંઇજ વાત નથી. એવું જે માહારૂં પોતાનું મુખ્ય બીજ તે સત્વ તે શુધીની પાર છે. જે સ્વામીના હૃદયમાં હતું તે શિષ્યને ઓચીંતુ કહ્યું. જે પ્રમાણે સમર્થને શાંતતા થઇ. લોહોડાને અગ્ની સાથે રાખ્યો તે પ્રમાણે સ્વામીનો પરીચય લાગવાથી શિષ્ય શુદ્ધ તત્વનો જાણકારક થયો. ગુરૂ શિષ્યની એકતા થઇ. પિતાના જાતિ અનુભવે કરીને સ્વામીના હૃદયના હૃસ્ય શિષ્યને મળ્યો. જે યોગી લોકોનું મૂળ બીજ છે. ઘણા જન્મની છેવટ સ્વરૂપની મુલાકાત થઈ. અને એક વાતથી પરબ્રહ્મનું મળવું થયું. દશ શાસ્ત્રના ભાવનો મૂળ તાત્પર્ય જુઓ. તો, નિર્ગુણ પરમાત્મા સ્વયંભુ છે. તેનો એક લાભ તે સદ્ભાવે પ્રાપ્ત થયો. એ બ્રહ્માદિક રૂપી દ્રવ્ય હાથ ઉપર આવવાથી અનંત સુખનો ભંડાર મળેછે. જેણે કરીને આ વિકટ સંસાર સુખ રૂપ થઇ પડેછે. એવી રીતે જેને પ્રાપ્ત થઇ છે. તેજ બંધનથી મુક્ત થઓ કેહેવાય. એ જો જાણવા પણામાં નહીં તો તેથી પકી રીતે અવિવેક થાયછે. અને હૃદયનો બંધન થાય છે. સંદેહ રહીત થઓ કે જ્ઞાન થાય અને સંદેહ રહીત થયો કે

સમાધાન પોતાની મેળે થયું. પ્રાણીની માયા છુટતી નથી. અભિ-માનની ત્રિપુટી તુટતી નથી. વૃત્તિનું સ્વરૂપ ફુટતું નથી. સ્તુતિ રૂપે કરીને જે માયાની જાળમાં પડ્યો તે ઇશ્વરથી ચુક્યો છે. અને તે પ્રાણને વાડસના બંધનમાં અફળાવવું પડે છે. જેનું પ્રારબ્ધ ઉદય પામ્યું તેને જ્ઞાન પ્રાપ્ત થાયછે. તેને બંધન તુટેછે. નિઃશંઉશય પણાથી સર્વ વાતનો સાક્ષી તુરીયા અવસ્થા છે. તેને તું જાણતો છે એવું તેને કેહેવાથી સેહેજ તેને જણાયું. હમારાથી તું જાણીશ પછી તું, નહી થાય. તું, પણું તેથી માતસ્વરૂપ થયુ. એ જાણતા વસ્તુ બે એ માન્યું. ઉર્ધરી, તું, પણાથી માતું સહજ જોવાય. હવે હશો; એ શબ્દ જોવો કેમકે નાશવંત સઘળુ તારૂ જન્મ મૂળ તુટ્યું. કેમકે તું, મને અર્પણ કર. જે જે નાંખી દીધું તે તે નાશવંત રહ્યુંછે. તારૂ તનેજ પ્રાપ્ત થયું છે. અક્ષઈ પદ એવું શિષ્ય મોક્ષ વાણી બોલ્યા. એ કયા શિષ્યે લેવું. નિઃસંદેહ સ્વરૂપ માન્યું એ બેનું ઐક્યતા થયું. એવો કૃપાળુ સ્વામી રાવ આદી પુરૂષ દેવના દેવ શિષ્યને મૂળ પદે મુક્યા. ઐક્ય રૂપે કરી દીધા. અને શિષ્ય સ્વામિને શરણે ગયા. તેણે જન્મનું સાર્થક કર્યું. અને સંદેહ વેગળો થયો. અને દેવને દુલભ થયું. ગ્રંથ જોતાં સ્તુતિ ઉતરે છે. બોલે તેનો અપવાદ. એનું કારણ પરીચય અર્થ લેવાને વાસ્તે ઉતારો નથી. ઇતિ શ્રી આત્મારામ રાંમદાસ પૂર્ણ કામ સાધકે જોવાથી ભ્રમ જાય છે. પાંચમો અધ્યાય સમાપ્ત. શ્રી રામ.

---

# धर्म मोक्षनुं विवेचन.

## ॐ तत्सत्परमात्मने नमः

## इश्वरस्तुति.

## मंगलाचरण.

नध्यातोसि न कीर्तितोसि नमना आरा धितोसि प्रभू ॥
नो जन्मांतर गोचरे तव पदाम् भोजेच भक्ति कृता ॥

तेनांहं बहु दुःख भाजन तया प्राप्तो दशामी दृशीम. ॥
त्वंकारुण्य निधे विधेहि करुणां श्रीकृष्ण दीनेमई. ॥१॥

અર્થ.—હે પ્રભુ, આ દેહે જન્માંતરમાં તારૂ ધ્યાન પણ નથી કરેલું. તેમ થોડું આરાધન પણ નથી થયું. તેમજ કીર્તન પણ નથી કર્યું. તેમજ તારા ચર્ણકમળની સેવા પણ નથી થઈ. એ સબબથી આપણે આ સંસારમાં બહુ દુખ્ખ પામી આવી દશાએ આવેલા છીએ. તેથી અમારા ઉપર એ કરૂણારૂપી ઇશ્વરે હમોને દયા કરી હમારૂ રક્ષણ કર.

## शार्दुलविक्रिडित छंद.

स्तावकास्तव चतुर्मुखादयो भावकाश्च भगवन् भवादया ॥
सेवका सतमखादयाः सुरा वासुदेव यदते कृपावया. ॥१॥

અર્થ—ચાર મુખ્ખ જેને હેવા બ્રહ્મા, તે તારી સ્તુતિ કર્યા કરે છે. શંકર જે છે તે તારી ભક્તિ કર્યા કરેછે. સો યજ્ઞ કરવાવાળો જે ઇંદ્ર તે તારી શેવા કરે છે. એવા જે વાસુદેવ. તેની આવા આવા દેવ, ભક્તિ, સેવા, અને સ્તુતી કરે છે. તો આપણ અલ્પજીવ, તે શું કરી શકીશું. તોપણ કરૂણાસાગર હમારા ઉપર કૃપા કરો.

## आर्या.

तृष्णा न क्वचि कष्टं कष्टं प्रस्यं चिराय देवेश ॥
करूणार्द्र चित्तवृत्ते गजेंद्र मोक्षा समुद्दरा प्रित्या ॥१॥
तृष्णानि दाध तप्तं शुष्यत् कंठं निराश्रयं दीनं ॥
करूणा कटाक्ष छायां मंछाम् विधायमां पाही. ॥२॥

અર્થ—હે દેવેશ ત્રષ્ણા રૂપી મગરે હમોને ઘણા દીવશથી એચી રાખેલાછે તેથી હમો મગ્રાજ કષ્ટમાં છીએ. વાસ્તે હે કરૂણા રૂપી ઇશ્વર જેમ ગજેંદ્રને એચી ઉદ્ધાર કીનો તેમ પ્રિતીથી હમારો ઉદ્ધાર કર. તૃષ્ણા રૂપી જે જેઠ વૈશાખનો તડકો તેથી તપ્ત અને

જે થુકાઇ ગએલો હમારો કંઠ; નિરાશ્રિત અને દીન જે હમારા લોકો તેને તું કરૂણા કટાક્ષરૂપી જે સ્વછ છાઆ તે તું હમારા ઉપર ફેંકી હમોને જો અને રક્ષણ કર. ઇશ્વરના કાલાવાલા પુરા કરી હવે નીચે મુજબ દર્શાવુંછું.

---

## ईश्वर.

જેણે આ જડ જગત વ. તેવુજ ચેતન અને અચેતન પદાર્થ આપણી ઇચ્છાએ કરીને ઉત્પન્ન કર્યું. વ. જેણે આપણી મંગળ મય અપરી વર્તનીય (ન બદલાય એવા) નીયમથી સર્વનુ રક્ષણ કરતો વ. ન બદલાય તેવું જેનું રૂપછે. તેને ઇશ્વર, પરમેશ્વર, મહેશ્વર, જગદિશ્વર, પરમાત્મા, પર્મપીતા, નારાયણ, રામચંદ્ર, વિષ્ણુ, શીવ, માહાદેવ, ઈત્યાદિક નામો આપવામાં આવેલછે. તે ઇશ્વર નિરાકાર નીર્વિકાર, આત્મસ્વરૂપ, તેમજ ચૈતંન્યનો આધાર, મંગળ મય, સર્વ શક્તિમાંન, સર્વજ્ઞ, સર્વવ્યાપી, સર્વેશ્વર, સર્વ અંતરયામી, વ. પૂર્ણછે. તેનાથી કોઇ મોહોટો વ. તેના બરાબર કોઇ નથી. તેથી તેના સરખી કોઇને પૂર્ણ ઉપમા આપી શકાતી નથી. જ્યારે હમો તેને જોઈ શકતા નથી. ત્યારે હમો તેની સ્તુતિ તથા આરાધના કરીએ છીએ. તે સર્વજ્ઞ શક્ષળુ બેઠો બેઠો જુએછે. તથા સાંભળેછે. ઇશ્વર, જેનામાં સર્વત્ર રીતનું પૂર્ણ બળ રેહ્યુંછે અને તેટલી શક્તિને આપણ અધુરા હોવાથી જેમ વાઘનાં મોહમાં ભક્ષણ કરતી વખતે જેમ આપણા સર્વ અવયવ તલ્લિન થઈ તેના બળથી આપણા મનમાં જેવો ભય વ. કંપારી છુટેછે. તેટલાજ જોરમાં અથવા તેટલાજ વેગે તલ્લિન પણું ઇશ્વરની દયા મેળવવાને માણસે હમેશ દેહશત રાખી તેનાં બળની સ્તુતિ કરવી. એથી ઇશ્વર કેહેવોછે તેનું ભાંન થશેજ. કેહેવત છે કે "जिन्ने पाया ईने छुपाया". મતલબ આ પ્રમાણે ઇશ્વર ઓળખવાને જે માણસ પ્રયાસ કરશે. તે બાબતનું ભાંન તેનેજ થઈ તે આનંદ પામશે તેનો આનંદ માત્ર તેની બુદ્ધિને થશે. દેહને થવાનો નથી એવું સારા વિદ્વાન અને ગ્રંથકારના મત્તછે. જુઓ ગીતા.

આ સંસારમાં માણસે બળ મેળવવાને સારૂં મોહોટું બળ ઇશ્વરની પ્રિતી મેળવવી એજછે. જે કે અમર અને અચળ છે. માટે આ વિશય સ્તુતીપાત્ર જ્ઞાની અને ડાહ્યા પુરૂષે ગણેલો છે.

---

## જીવઆત્માં.

ઇશ્વરે હમોને નિયમ પૂર્વક ઉત્પન્ન કરા છે. હમો જ્ઞાનમય આત્મા છીએ. ચિત્ત,બુદ્ધિ,વાંઉસનાં, ભાવ, કરતુત્વ, અને ભોગ, એ આત્માના ગુણ છે. ચિત્તને સ્મર્ણ, વિચાર, વ. કલ્પના કરવી. એ આત્માની વૃત્તિ, ચીત, એ નામ દેવાય છે. અનુભવ વ. નિશ્ચય કરનાર વૃત્તિને બુદ્ધિ વ. કામનાવૃત્તિ, એમ કેહેવાય છે. કાંમ, ક્રોધ, મોહ, પવિત્રતા, શાંતી, વિવેક, ઇત્યાદી પાપ પુન્યરૂપ આત્માના ભાવ છે. ઇંદ્રીજન્ય વેપાર, યત્ન વ. કલ્પના, એ આત્માનાં કરતુત્વ છે. સુખ, દુઃખ, વ. આનંદ એ આત્માનુ ભોગાયતન થઇને લાભ, હાંની, શરીરના સંબંધને થાય છે. અને આનંદ માત્ર ચિત્તને થાય છે. જે વખતે આત્મા માતાના ગર્ભમાં હોય છે, તે વેળા તેનાં ત્રણ સ્થુલ અવાસ હોય છે. પેહેલુ તેનું શરિર, બીજુ માતાનું શરીર, અને ત્રીજુ આ જગત. જન્મ થયા પછી તેનાં બે સ્થાન રેહેછે. માતાનું શરીર અને તેનો અવાસ રહેતો નથી. પરંતુ મરતા સુધી આ જગતમાત્ર તેનો અવાસ રેહે છે. આત્માની આ લોકમાં ત્રણ અવસ્થા રેહે છે. જાગ્રત, સ્વપ્ન, અને સુશુપ્તિ એમ કહેવાયછે. જાગ્રત અવસ્થામાં ચીત્ત ઇત્યાદિકની વૃત્તિની સ્ફુર્તિ રહીને બુદ્ધિનો સર્વ ઉપર અધિકાર રહેછે. સ્વપ્ન અવસ્થામાં વૃત્તિની સ્ફુર્તિ રહેછે. પરંતુ અધિકાર ચિત્તનો સરવે ઉપર રહે છે. અને સુશુપ્તિ અવસ્થામાં સર્વ વૃત્તિ લીન થાયછે. ડોળા, કાંન, નાક, જીભ, ત્વચા, એ પાંચ જ્ઞાન ઇંદ્રય છે. પગ, હાથ, મુખ, મળમુત્રનું સ્થાન, એ પાંચ કર્મેંદ્રિય છે. શબ્દ સ્પર્શ, રૂપ, રસ, વ. ગંધ, એ જ્ઞાનેંદ્રિયો છે. આ બધાનો ગ્રહણ કરનાર આત્મા છે. તેવા જીવ આત્માને વિશઇ એમ કહેછે. અને જે જીવ આત્મા ગ્રહણ કરતો નથી તેને ત્યાગી કહેછે.

# ધર્મ.

ધર્મ એટલે શું? ધર્મ એટલે ફરજ. આ દુનીઆમાં સઘળા આપણા ભાંડુ છે. તેઓ ને આપણામાં તફાવત કાંઈ નથી. એમ સમજી નિર્વૈરથી જે જે યોજનાઓ પરમાર્થ કરવી ઘટે તે કરવાને ઉલટ રાખવી. એ ધર્મનું મુખ્ય મૂળ છે. તેને સારૂ આ પ્રમાણે યોજનાં કરવી જોઇએ. જીવ આત્માનો ઇશ્વર સાથે નિકટ સંબંધ થયો કે ધર્મની ઉત્પતિ થાય છે. ભક્તિ, પ્રિતી, અને ઉપાસના, આ દ્વારાએ જીવ આત્માને ઇશ્વરનો વીશેષ નિકટ સંબંધ થાય છે. ધર્મ છે તે આત્માનો વાસ છે. અને કાંમ, ક્રોધ, વ. મોહ, અને કુટિલભાવ, તથા વિશયઆશક્ત તેનાથી મોકળો થનાર અને પવિત્રતા, શાંતી, વ. વીવેક, ઇત્યાદિકની સદા વૃદ્ધી થવાથી; અને પ્રીતી, દયા, એના યોગે કરી તેની વાંઉસના પૂર્ણ થવાથી, તેને પર્મ આનંદ થાયછે. આ પ્રમાણે ધર્મની બે લક્ષણા છે. ઇશ્વરની પ્રિતી મેળવવી, એ એક, અને તેના પ્રિયપણાને સારૂ કાર્યસાધન અથવા ઇશ્વરની ભક્તિ વ. પ્રાણીમાત્ર ઉપર દયા, અને પ્રિતી, એ બીજી. ઇશ્વરની ભક્તિ થઇ કે લાગલીજ તેને ઉપાસના વિશયની રૂચી ઉત્પન્ન થાયછે. જીવમાત્ર ઉપર પ્રિતી અને દયા ઉત્પન્ન થઈ કે તેને પર્મ આત્માની કૃપા મેળવવાની તજવીજ કરી, એમ કહેવાને કાંઈ પણ બાધ દિસતો નથી. આનેજ ધર્મ સમજવો. અર્થાત શુન્ય ક્રિયા કરીને અથવા બહારનો ડોળ રાખીને કીંવા શુષ્ક (પોકળ) જ્ઞાને કરીને ધર્મ પ્રાપ્ત થતો નથી. ધર્મની શ્રદ્ધા, વ. રૂચી, ઉપજાવવાને સારૂ સતસંગ, સદ્ગ્રંથ પઠન, સદાલોચનાં, વ. સત્કર્મ કરવા જોઇએ. તેમજ પાપ થકી દૂર રેહેવું જોઇએ. કાળનો ખર્ચ, આળસ મધે, અથવા ગપ્પા મારવા, કિંવા વૃથા કર્મની અંદર નાંખવો નહીજ જોઇએ. ઉપાસના દરેક એકાંતમાં વ. નિયમિત્ વખતે સાધુભક્ત બરાબર થઇને કરતાં જવી. ઉપાસનાના પ્રધાન અંગ બેછે. નિવેદન એ એક, અને બીજુ સમાધાન. નિવેદનના ચાર પ્રકારછે. તે આ ૧ સ્તુતી, ૨ ઉપકાર સ્મર્ણ, ૩ અપરાધ ક્ષમાપાન, અને ૪ પ્રાર્થના. ચિત્ત સ્થીર કરવાથી

ભાગલીજ ઇશ્વર સંબધી સમાધાની પ્રાપ્ત થાય છે. ઇશ્વરના ગુણના વાદને સ્તુતિ એમ કહે છે. તેની પૂર્ણ કૃપા અને પ્રેમ જોઇને તેના ઉપકારનું સ્મર્ણ થાય છે. પાપ થકી જ્યારે માણસ થાકે છે. ત્યારે તે પાપ દૂર કરવાને સારૂ અને તેના ઉદ્ધારને સારૂ ઇશ્વરની તે પ્રાણી યાચના કરેછે. તેનું નાંમ અપરાધ ક્ષમાંપાન. પાપ થકી દુર રેહેવાને ધર્મનું બળ માગવું અથવા ઇશ્વરની કૃપા મેળવવાને જે તજવીજ નિતિમાર્ગે કરવી તેનું નાંમ પ્રાર્થના એમ કહેછે. ધર્મના ગ્રંથોનો પાઠ, ધર્મના ઉપદેશનું શ્રવણ, ધાર્મીક વૃત્તિના લોકોનો સંગ, ભજન, ઇત્યાદીક ઉપાસનાના ઉપાંગ છે. આપણે આપણા વખતનો ત્રણ રસ્તે ઉપયોગ કરવો જોઇએ. એટલે આપણા ઉપિયોગને સારૂ, કુટુંબના હિતને સારૂ, બીજા મનુષ્યને સારૂ, અર્થાત જીવ અને જનલોકોના અર્થને સારૂ પાપનું ચીતવંન, વ. પાપની ઇચ્છાનો પરિત્યાગ કરવો. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ. વ. મત્સર એટલાનું દમન કરવું. અસત્ય, કટુભાષણ, અને પરનિંદા એથી દૂર રેહેવું, કુદૃષ્ટીથી સ્ત્રી પુરૂષે (પરાયા) એક બીજાને જોવુ નહીં. પારકી ચીજનું હરણ અન્યાયથી ધનનું ઉપાર્જન, બીજાને નઠારૂ અથવા પારકાને પીડા કરવી નહીં. નમૃતા પૂર્વક એકબીજા સાથે વર્તવું. કોઇએ આપેલુ દુઃખ ક્લેશ વગર સહન કરવું. જેણે અપકાર કરેલો હોય તેને ઉપકાર કરી દ-ર્શાવવો. ઇત્યાદિ ધર્મનાં કાર્ય છે. ઇશ્વરની આજ્ઞા માનવી. એટલે તેના નિયમ પાળવા. એજ સંક્ષેપ રીતે ધર્મનાં લક્ષણ છે. ઇશ્વરના વ. પરલોક (જેમાં બ્રહ્માનંદનો વૈભવ છે.) જેનાં તરફ પોતાનો દૃઢ વીશ્વાસ છે, એજ ધર્મની રાજધાની સમજવી.

## अधर्म.

ઇશ્વરથી પોતાનું ચિત્ત દુર રાખવાથી, તેની ભક્તિ વ. ઉપાસના ન કરવાથી, આપણા બરોબરનાં પ્રાણીઓ ઉપર પ્રિતી ન રાખવાથી, કોઇ પણ જીવને દુઃખ દેવાથી, જનોને અપકાર કરવાથી, અને કોઇએ આપણા ઉપર કરેલા ઉપકારનું પાલણ ન કરવાથી, અધર્મ થાયછે. કામ, ક્રોધ, અને અસત્ય વાચા કરવી,

વિશયની વાંઉસના ત્રબળ કરવ,-ને વિશય સુખની વાજબી મરિયાદા તેને ઉલંઘન કરવી, કામને વૃથા ગુમાવવો, એ અધર્મનુ લક્ષણ છે. નઠારી ચિંતા, દ્વેશ, અપવિત્ર દૃષ્ટિ, મિથ્યા કથન, નિંદા, કટુભાષણ પ્રતારણા (ઠગબાજી) પારકાનું દ્રવ્ય હરણ કરવું, પારકાની સ્ત્રી સાથે ગમન,બીજાને દુઃખ આપવું, અન્યાયની વર્તણુક,ઇત્યાદિ અધર્મનું કાર્યછે. ઇશ્વરની આજ્ઞા ન માનવી, અર્થાત તેના નિયમનો ભંગ કરવો, એજ સંક્ષપ્ત રીતે અધર્મનુ લક્ષણ છે.

---

## पाप पुन्य अने तेनुं फळ.

ધર્મ આચરણ કરવાથી પુન્ય થાયછે. અને અધમ આચરણથી પાપ થાયછે જીવ આત્માનું ઉંચાપણું, વ. પવિત્રતા, પ્રાપ્ત થાય, ત્યારે તે શીળ થાયછે. અને તેની મલીનતા વ. દુર્ગતી પ્રાપ્ત થઇ,એટલે તેને પાપ એવી સંજ્ઞા આપીછે. ઇશ્વર પાસે નિકટ સંબંધ રાખવાથી આત્માની ચઢતી થાયછે. વ. તે છોડવાથી અથવા વિશય તરફ લક્ષ લગાડવાથી દુર્ગતી પ્રાપ્ત થાય છે. આત્મા ઉન્તિ (આત્માની ચડતી)નાં મૂળથી જ્ઞાન પવિત્રતા,પ્રિતી, વ. આનંદ,એની વૃધિ થાયછે, અને તેની અધોગતિથી મોહ,મલિનતા,દ્વેશ,વ.દુઃખ, એની વૃધિ થાયછે.એમ થવાથી પુન્યને લીધે સ્વર્ગ, અથવા મુક્તિ, મળેછે. અને પાપ થકી નર્ક અથવા યાતનાં (સૃષ્ટી ફેરો) એ કરવું પડેછે.

## प्रायःश्चित्त.

પાપ થકી પ્રાપ્ત થનારી, જે નર્કની યાતના,તે થાય નહિ તે સારૂ ઇશ્વરની કૃપા સંપાદન કરવાને સારૂ જે પોતાની મનની પશ્ચાતાપ વૃત્તિ સાથે શરણ જવું, વ. પાપ થકી દુર રહેવાને સારૂ જે પ્રયત્ન કરવું; તેજ પાપનું પ્રાયઃશ્ચિત્ત કેહેવાય છે.

## परलोक.

આત્મા અમરછે. શરીર અને તેનો વીયોગ એજ મૃત્યુ, કેહેવાય

છે. મરવા પછી આત્મા બીજી જગોએ વ. લોકમાં પોતાનો સઘળા સાથે વાસ કરેછે. તેનેજ પરલોક એમ કહેછે. આ ચર્મ ચક્ષુથી વ. સ્થુળ દૃષ્ટિથી પરલોક કોઈ જોઈ શકતું નથી. પરલોક બાબત જે પોકળ પણું આપણને અનુમાને લાગતું હોય. તો આત્માનું અમરપણું તે વિચારથી નીસિદ્ધ થાયછે. જો આત્મા અમર નથી એમ કહીએ, તો, તેના ઉત્પન્ન કરનારનો વિચાર પાર પડે નહીં. અને તેથી કરી પાપ પુન્યનું પરિણામ પૂર્ણ થઈ શકતું નથી. એમ થવાથી ઈશ્વરનું સર્વજ્ઞ પણું, પવિત્રતા, ન્યાયપણું, ઇત્યાદિ જે ગુણ તેની શુદ્ધિનો અંત જણાય નહી. એ સઘળા ગુણ તથા ઇશ્વરજ નથી. ત્યારે આ અદ્‌ભૂત સૃષ્ટિ, જે આપણે જોઈએ છીએ તે ઉત્પન્ન થાત નહી.

## स्वर्ग.

પરલોકમાં જ્યાં પુન્યવાન, નિતીવાન, ધર્માત્મા, દયાળું, વિવેકી સમાન દૃષ્ટિવાળા, અને તે પૂર્ણ પવિત્ર, અવસ્થામાં રહેછે, અથવા બ્રહ્માનંદનો બરોબર વૈભવ ભોગવેછે, તેને સ્વર્ગ એમ ગણવામાં આવેલછે. આનંદ અને પવિત્રતાનું જે પૂર્ણ સુખ અને વૈભવ પ્રાપ્ત થાયછે, અથવા સર્વ જગો ઉપર એક સરખી નિર્વૈર દૃષ્ટિ હોવાથી પોતે ગમન માનપૂર્વક કરી શકેછે. એવી જગામાં જે સુખ મળેછે અને વાસો કરેછે, તેને સ્વર્ગ એમ ગણવામાં આવેલછે.

## नर्क.

આ લોકોમાં જે ઠેકાણે તંટો, મલિનતા, અને પાપજીવ સાથે જેનો વાસ હરનાસ રહેછે, તેને નર્ક એમ કહેછે. નર્કનો જીવ સર્વકાળ દુખ્ખ શહન કરી શકતો નથી. તેથી પોતાના છુટકારાને સારૂ પ્રાર્થના કરવાની તેને અવશ્યકતા થાયછે. તેથી કરી પર્મકૃપાળુ ઇશ્વર તે પશ્ચાતાપને જોઇને નર્કની યાતનાના બંધનમાંથી છુટકો કરેછે. ચિત્ત્ થકી પોતાનાં સંચીત પાપનો જે પ્રમાણે પશ્ચાતાપ કરીને ઉદ્ધાર કરવાને આયશ રાખેછે, તેજ પ્રમાણે તેને નર્કનાં બંધનમાંથી છુટા પણું મળતું જાયછે. એનેજ ઇશ્વરની કૃપા મેળવી એમ કહેવાયછે.

મતલબ અતિ સુખને અંતે દુઃખ અને દુઃખને અંતે સુખ એ કારણથી કેહેતી ચાલીછે કે કોઈ માણસ સર્વ કાળ રોગ સહન કરી શકતું નથી. પરંતું આરોગ્યતા સહન કરી શકેછે તેજ પ્રમાણે સર્વકાળ નર્કમાં રહી શકતા નથી. પરંતું સ્વર્ગમાં રહી શકેછે.

## मुक्ति.

મુક્તિ મેળવવાની હમેશ જીવ આત્માની ખવાયશ રેહેછે. પાપ અને તેનું ભોગાયતન તે બેથી મોકળાપણું અને ઇશ્વરની કૃપા મેળવવી તથા આનંદમાં રેહેવુ, એનુજ નામ મુક્તિ. અને ધર્મનું રૂપ એજ છે. એ કારણથી જીવન ધારણ કરવાને સારૂ અવશ્યક છે. ઇશ્વરનું અક્ષયદાન મળવાથી અમર આત્માનું ઉપજીવન છે.

## ग्रहस्थोने विनंति.

આ મુજબ અલ્પમતિ, અને ગતિ પ્રમાણે, સંક્ષિપ્ત રીતે ભૂચર મનુષ્યને સમજવાને સારૂ, મારા ટુંક વીચારો દર્શાવિ મંડળીની રિતી પૂર્વક સભ્યતાની સાથે આર્જવ કરી માગી લઉછું કે, આ વિષય ઘણોજ અઘાટ છે. તેથી તેમાં ગુણદોષ રેહેલા હોય તો તે ઉપર કૃપા કરી ધ્યાન ન આપતાં કરતાના હેતુને મનન કરશો. આપ પ્રેમીજનોને સાંભળવાને સારૂ જે તસ્દી આપીછે, તે કૃપા કરી માફ કરશો. એજ મજ રંકની વિનંતીછે. વિષય સમાપ્ત કરતાં હાલમાં માણસોની તેમાં વિશેશ કરી વિદ્યા સંપાદન કરેલ વ. અનુભવિ મિત્રોની રૂચી માનસિક ભક્તિ તરફ લાગેલી હું જોઉછું. માટે તે વીશે એક અભંગ દર્શાવિ સભા વિસર્જન થવાને ઉમેદવારી બતલાવુંછું.

---

# मानसिक पुजा.

## अभंग.

(आत्मा) ॥ देह देव न्हापा कासया संपुष्ट ॥
मधे कृष्ण पीठ वैसलेंते ॥

( पाणी ) ॥ प्रेमाचे तें पाणी प्रक्षाळि ले तुज ॥
आत्मानिज सुख सेवा पांडु रंग ॥
(गंध,अक्षत) ॥ भाव केला गंध भक्तिचा अक्षता ॥
*लावोंगा अचुतानि ढ्व्यासी ॥
(पुष्प तुळसी) ॥ मन केला मोगरा चित केले सेवंती ॥
सत्वाचा तुळसी अरपीएलया ॥
( धुपदीप ) ॥ जाळु क्रोध धूप उजळु ज्ञान दिप ॥
ओवाळु स्वरूप अवीनासी ॥

॥ स्वरूप त्रिगुणात्मक ॥

त्रिगुण पक्वान्ने केली ब्रह्मार्पण ॥ इच्छेचे भोजन देउ निया ॥
तुकाह्मणे पुजा केली भावे ऐक ॥ पंचप्राण सख्या पांडु रंगा ॥ १ ॥

---

# निवृत्ति प्रवृत्ति विशे.

તારીખ ૨૫-૬-૭૯ મુ. નવસારી.

**નવસારી પ્રાર્થના સમાજમાં આપેલું ભાષણ.**

સર્વ સભાસદોને સારી પેઠે જાણવામાંજ છે કે, આ દુનિઆ ઉપર જ્યારથી કેળવણીનો વધારે ફેલાવો થવા માંડ્યો; ત્યારથી કોઈ પણ વિષય ઉપર ચરચા થઈ તે વાત પ્રસિદ્ધ થઈ છપાયેલી નહી હોય એમ તો નથીજ. તોપણ હવે તેને ગદ્યમાં હોય તો પદ્યમાં દર્શાવવું. વ. એક ભાષામાંથી બીજી ભાષામાં કરી વ. કરાવી લોકોના શેવા બજાવવાને સર્વ કોઇના હાથમા રહેલું છે. તો તે પ્રમાણે શેવા બજાવવાની આજે મેં તક હાથ ઉપર લીધીછે. તે દરે ગુજર કરવા મારી નમૃતા પૂર્વક સભાને વિનંતી છે.

આજનો દીવસ આનંદી છે કે સારા સારા ગ્રહસ્થોનું અત્રે બીરાજવું થયુંછે. અને આ મારો વિષય અગર જો દેખાવમાં ઘણોજ નાહાનો છે.તોપણ સમજ ઘણીજ બારીક રહેલીછે. તે ઉપર

---

* સુચના વિવેક વણજારાની કવિતા ઉપરથી આ સાર એઓ કાહાડેલો છે (કાવ્યદોહન અંક ૨ જુઓ.)

પોત પોતાની શક્તિ પૂર્વક વિચાર થવાને મારી આપ સજ્જનોને ખાસ વિનંતી છે.

હું પ્રેમ પૂર્વક સદ્ગુરૂને નમન કરીને મારી વાણીથી તમો સાહેબને વાંચી સંભળાવવાની પરવાનગી લઉછું. તેમાં કાંઈ રચનામાં ગુણદોષ માલમ પડે તો તેની ક્ષમા આપતાં માત્ર સાર ઉપર વિચાર થવો.

આ કાયારૂપી નગ્રને વિશે, સુંદર શોભા જોવામાં આવવા ઉપરથી, તે ઠેકાણે વસવાને મને મનમાં ઉમંગ થઓ. ત્યાં હું સોળ વર્શ સુધી વશ્યો. ભણી ગણી એજ નગ્રમાં રહી ઘણોજ વિદ્વાંન બન્યો. મારા માતપિતાએ મને ઉપવિત ધારણ કરાવ્યુ. અને તેઓ મને બાલ્યાવસ્થામાં છોડીને સધામ પહોંચ્યા. જેથી હું સ્વતંત્ર થઓ. જ્યારે પુખ્ત ઉમરે પોચ્યો ત્યારે મારી કામ ઇંદ્રીઓએ જોર કર્યું. તેથી જીવમાં વિચાર થઓ કે આપણે હવે પાણી ગ્રહણ કરવુ જોઇએ. હું પોતે એકલોજ તેથી મારી ફીકર મારા વગર બીજા કોઇનેજ નહી.તોપણ મારી ઉપર ઇશ્વરીકૃપા હોવાથી અને પિતાનો હું એકનો એક પુત્ર,તેથી,તેમજ,તે,જાતે ધનવંત હોવાથી દોલતનો કેટલો એક ખજાનો મારે સારૂ મુકી તેઓ સધામ ગએલા. તે પૈસાનો ઉપયોગ કરવાને મારા હાથમાંજ હવે રહ્યું. તેથી બહુજ વિચાર અને સોચમાં જીવ પેઠો. તોપણ હાજત આગળ ઉપાય નહી મારા બરોબરીઆને છોકરા છૈઆં જોયા અને હું તો કુવારો એટલે પછી પુત્ર તો હોયજ શાના? તે ઉપરથી મને મનમાં વિચાર થઓ કે આપણે દોલતનો ભાગ બધો પર્ણવામાંજ ખર્ચવો. હું જાતે ખુબ સુરત, ઉમરે પણ જુવાન, પૈસાદારનો દીકરો, તેમજ ન્યાતમાં કુળવાળો કેહેવાઉ, એટલે મને કન્યા મળવાને વાર લાગેજ શાની! પણ મારા મનમાં તરત પ્રણેવાનું નહી તેથી મેં કોઈ આગળ એ વાત કાહાડેલી નહી. એમને એમ રહેલું. જ્યારે મેં નાતના શેઠ આગળ એ વાત કાહાડી એટલે મારા વિવાહની વાત બધે જણાઇ જવાથી કન્યાઓના બાપો એક પછી એક મારે ત્યાં માગું કરવા આવ્યા. મારેથી કોઈને ના કહેવાય નહી કેમકે પરણવું તો છેજ.

તેમજ સર્વ કન્યાઓ શરખીજ એટલે તરછોડવી કોહોને. એ બાબત વિચાર કરતાં દિલમાં નિશ્ચે કર્યો કે જેટલી કન્યા કુવારી હોય તેટલી પરણવી અને ખર્ચ થઈ પુંજી પુરી થશે તો ફિકર નહી. પછી આપણે રળીશું અને મોટા પાછા થઇશું. બાપ કમાઇ કરતાં આપ કમાઈ સારી, એમ નિશ્ચે કરીને ન્યાતમાં ચોવીશ કન્યા કુમારીઓ હતી તે બધાંના ચાંલા કરાવી પછી મેં પ્રણાવવાને મુહુર્ત જોશી પાસે જોવડાવ્યું. કે ઇશ્વરકૃપાથી મુહૂર્ત એકે દીવશે આવ્યું. એકજ ચોરીમાં હું એક તરફ એકલો, અને સામી બાજુએ ચોવીશ કન્યાઓ મારી સાથે હાથેવાળો મેળવવાને બેઠી. તેઓના માતપિતા અને જાનડીઓ બેઠી છે; ગીતો ગવાયછે; વાજીંત્ર વાગેછે; બ્રાહ્મણો વેદના ઉચ્ચાર કાહાડી રહ્યાછે; જોશીઓ ઘડી માંડી બેઠાછે; માગણ લોકોની ઠઠ જામીછે; ગુરૂ આવીને સાંનિધ્ય બેઠાછે. તેનું અર્ચન પુજન થયા કરેછે. મારી તરફ મારા સગામાં અને આસનાવાસના કરવામાં માત્ર ચાકર, નફર, અને મુનિમ ગુમાસ્તા, પરણાવવામાં જાતના લોકો અને માતપિતામાં ગુરૂ, તથા મારા ગોર, અને ગોરાણી, આ પ્રમાણે મંડપ રચાએલો છે. વાજતે ગાજતે આવેલો હવે ઘડીના યોગે પરણાવવાનું શરૂ થતાં હસ્તમેળાપ થયો. તેમાં ઘડીઓ રાખી હતી. તે ક્રમે હસ્તમિલાપ કરવાનું શરૂ થયું. પેહેલો હસ્તમિલાપ નવ કન્યાઓ સાથે કરાવ્યો. તેનાં નામ નાડીઓ હતી. તે નવ નાડીઓ મારી સ્ત્રી થઈ. બીજા હસ્તમેળાપમાં દશ સ્ત્રીઓ પરણ્યો. તેનાં નામ દશ ઈંદ્રિઓ રાખી. પછી ચાર વૃત્તિઓ સાથે હસ્તમિલાપ થઓ. તે વખતે પરોડીયું થવા આવેલું. આંખમાં ઊંઘતો આવવા માંડેછે. પણ જે વખતે તેના હાથનો સ્પર્શ મારા હાથને લાગ્યો, તે વખતે મારી ઊંઘ સૌ ઉડી જઈ તેના સામુજ હું જોવા મંડી પડ્યો. અને જાણે પુનેમનો ચંદ્રમા કેમ કળા કરતો હોય તેવી તે સ્ત્રીઓ જણાઈ. તેને હું પરણ્યો એથી મને આનંદ બહુ પેદા થયો. તેનાં નામ ૧ નિવૃત્તિ. ૨ પ્રવૃત્તિ. ૩ રાજસી. ૪ તામસી. અને ૫ સાત્વિકી. આ પ્રમાણે ૨૪ ની સાથે લગ્ન કરી, હમો હમારે ઘેર વહુવર સાથે વદાએ થયા. સારી રીતે પેરામણી સાસરેથી મળી. બ્રાહ્મણોને દક્ષણા પણ સારી

રીતે મળી. હમોએ પોતાને ત્યાં બેઠક કરાવી દોસ્ત આશનાને તેડુલા-ખુબ ધામધુમ મચી રહી હતી. ન્યાત જમાડી લાંહાણાં વેચ્યાં. અને વાહ વા નગ્રમાં થઈ ગઇ. કોઇપણ માણસ ચોવીશ કન્યા રેયતના કુળમાં પરણેલો નહી, તેથી માહારા સામર્થ્ય અને સંમૃદ્ધી વિશે લોકોના મનમાં હજાર તરેહના હજાર વિચાર ઉઠ્યા. શોભા સારી મેળવી ઘરના ચાકર નફર તથા મુનિમ વિગરેને સારી રીતે પોશાક આપ્યા. સઘળા ખુશીખા ખુશી થઈ જઈ, માબાપ કરતાં હું સારો ઉઠ્યો એવી વાહ વા આપી.

થોડા વર્ષ ગયા પછી મારી ઓરતો મોટી થઈ. એટલે ટપોટપ મારે ઘેર આવવાને તેઓના માતપિતાએ આગ્રહ કર્યો. તેઓને સારૂં રહેવાને સારા ઓરડાઓ મકાનમાં જુદા કહાડ્યા. અને જેવી જેની યોગ્યતા તેવા તેવા ઓરડામાં રાચરચીલો ગોઠવી, શોભા ઓરડાઓની દીપાવી મુકી. મુહૂર્ત જોઈ તેઓની સાથે વારાફરતી ભોગવિલાસ કરવાની તક મેં હાથ ઉપર લીધી. અને તેથી મારા જીવને મે આનંદ આપ્યો.

આ ક્રીડા કરવામાં ગુંથાયાથી હું મારો ધંધો રોજગાર તદ્દન ચુક્યો. એટલુંજ નહીં પણ શ્રી જગદીશ્વરને પણ સ્મરવાનું ભુલી ગયો. ઉપલી જે સ્ત્રિઓ હું પરણેલો તે મધ્યે મેં બે સ્ત્રીને પસંત કરી પટ્ટરાણી કરી. તેમાં એકનું નામ **નિવૃત્તિ,** અને બીજીનું નામ **પ્રવૃત્તિ,** આ બંનેની પ્રકૃતી જુદી જુદી હતી. નિવૃત્તિની હમેશ વૃત્તિ ઇશ્વરભક્તિ તરફ, અને પ્રવૃત્તિનિ વૃત્તિ ભોગવિલાસ તરફ.વારાફરતી બંનેને સંસારસુખ આપતાં તેઓને બંનેને મારા પેટથી ફરજંદો પેદા થયા, તે આ પ્રમાણે.

પ્રવૃત્તિને પેટે પાંચ પુત્રી અને સાત પુત્ર થયા.

પુત્રિનાં નામો.

૧ આશા. ૨ તૃષ્ણા. ૩ હીંસા. ૪ ભ્રાંતી. ૫ ઇર્ષા.

પુત્રોનાં નામો.

૧ લોભ. ૨ ક્રોધ. ૩ મદ. ૪ ગર્વ. ૫ મચ્છર. ૬ મોહ. ૭ કામ.

નિવૃત્તિને પેટે ચાર પુત્રી ચતુર; તથા ગુણવાન પાંચ પુત્ર થયા.

પુત્રિનાં નામ.

૧ શાન્તિ. ૨ ભક્તિ. ૩ દયા. ૪ મૈત્રી.

પુત્રનાં નામો.

૧ સંતોષ. ૨ ધર્મ. ૩ વૈરાગ્ય. ૪ વિવેક. ૫ વિચાર.

આ પ્રમાણે એકવિસ ફરજંદો પેદા થયાં. તે જોઈ મને ઘણોજ સંતોષ તથા આનંદ થયો.

બાકી રહેલી સ્ત્રીઓને પેટે ફરજંદ કાંઈજ થયા નહી. તેથી તેઓને જરા શરમિંદી પેદા થતાં રખેને છોકરાઓ નથી, તેથી તરછોડી મુકશે, એવા વિચારથી શર્મિંદી થતી. મારી તેનાતમાં હમેશ હાજરા હજુર ઉભી રહેતી. મારા તરફથી તેઓની યોગ્યતા પ્રમાણે કામ સુપરત કરવામાં આવતું. અને કોઈ પણ રીતે તેઓના મનમાં ઓછું આવે નહીં એવી આગતા સ્વાગતા હું કરતો હતો.

હવે મારી નિવૃત્તિ રૂપી સ્ત્રી મને બોધ આપવાને મંડી. તે કહેવા લાગી કે, તમો ઘણાજ ભાગ્યશાળી થયા છો, કે આટલાબધા ઘેર પુત્ર, તથા પુત્રિઓ, તથા પૈસાટકા, તેમજ ચાકર નફરથી સુખી છો. તો હવે પરમેશ્વરનું ધ્યાન કરો. અને આનંદથી જે ઇશ્વરે શેર બાજરી આપી છે તે ખાઇને નિરાંતે બેસો. છોકરાઓ તથા છોકરી જ્યારે લાયક ઉમરનાં થાય, તે, વખતે તેઓને આપણી યોગ્યતા પ્રમાણે સારૂ ઠેકાણું જોઇને પરણાવવા એટલે થયું. અને તેઓના નશીબ તેઓની સાથેછે. આ પ્રમાણે સદુપદેશ આપવાનો શરૂ કર્યો. આથી મારા મનમાં પણ તેમ કરવાનું ઠર્યું. વળી તેણીએ એવો ઉપદેશ આપ્યો કે, પ્રવૃત્તિ જે તમારી પ્રેમદા અને મારી શોક્ય છે, તે આ વાત સાંભળશે તો તેને રૂચવાની પણ નથી. અને તે તમોને સેજ વાતમાં તમારૂ મન બમાવી દેશે. માટે મારા કહેવા ઉપર ખુબ વિચાર કરવાને હું આપને નમ્રતા પૂર્વક વિનંતી કરૂંછું, તો તે ઉપર ઊંડો સોચ કરો એજ મારી છેલી વિનંતી છે. આ ઉપરથી દીલમાં નિશ્ચે કર્યો કે નિવૃત્તિનો બોધ યથાર્થ છે. માટે તેના વિચાર પ્રમાણે

આબવું એજ ઉત્તમપક્ષ છે. થોડી મુદત તેવા આચરણ ચાલ્યા નહીં એટલામાં આ બોધની ખબર મારી બીજી પ્રેમદા પ્રવૃત્તિને થઈ. એટલે લાગલીજ તેણીએ યુક્તિ રચવી શરૂ કરી. પોતાને ઓરડે મારે સારૂ ભાતભાતની રસોઈ બનાવી. સારી રીતની મેડીએ શોભની કરી. અને જાણે કાંઈ લગ્ન શાદીનો દીવસ નહી હોય તેવી રચના એક ઘડીભરમાં બનાવી દીધી. સંધ્યા વખત થયો એટલે પોતે સોળશણુ-ગાર સજીને ઉત્તમ પ્રકારનો પોશાક પહેરીને મને પોતાના દૂતો પાસે નમ્રતા પૂર્વક તેડવાને મોકલ્યો. દૂતો ચતુર તથા વિચારવાળા હોવાથી પોતાની અક્કલ અને વળી પ્રવૃત્તિરાણીનો બોધ, પછી યુક્તિમાં પુછવું શું? તે દૂતોનાં નામ. ૧ શબ્દ. ૨ સ્પર્શ. ૩ રૂપ. ૪ રસ. ૫ ગંધ. તેઓ રાત્રે આઠ એકને સુમારે મારી પાશે આવ્યા. આવેથી તેઓને આવતા જોઈ હું વિચારમાં પડ્યો, કે, આજ કેમ આ પાંચે જણાઓ એકઠા થઈ આવ્યાછે. તેઓ ડરતા ડરતા મારી પાસે આવી ઉભા રહ્યા. અને દીનવાણીથી બોલ્યા કે, આપને બાઈ સાહેબ મેહેલે યાદ કરેછે. અને આજે જમવાનું પણ ત્યાંજછે. તેઓની યુક્તિથી ભોળવાઈને મારે છેવટ ત્યાં જવાની જરૂર પડી. જે વખતે હું મેહેલ ગઓ, તે વખતે મેહેલની શોભા અને મારી સ્ત્રી પ્રવૃત્તિની તૈઆરી અને ચપળતા જોઈ મને ઘણોજ આનંદ થતાં મ-નમાં જરા હર્ષ પેદા થયો. જમાડીને તૃપ્ત કરો. અને પછી તે મારી પાસે બેશીને મને બોધ આપવાને શરૂ કરો તે બધો બોધ એવા પ્રકારનો હતો કે જેમાં સંસારનો સઘળો પ્રકાર આવી જાય. સમજણ વિચાર પૂર્વક અને સ્વાર્થથી ભરપુર હતી. તેથી કોઈપણ માણસનું મન ભુલ ખાય એમાં નવાઈ જેવું નોહોતું. અને વળી પોતાની સ્ત્રીનો બોધ જેમાં કાંઈપણ તેના કહેવા ઉપર ભરોશો અને વજન રાખ્યા વગર છુટકોજ નહી. તેણીએ એમ પણ કહ્યું કે આપણી પુંજી કાંઈ એટલી બધી નથી કે તે ઘણી મુદત્ ટકશે. હજુ આપણે જુવાન છેએ. આ વાર પછી કેટલો પરિવાર થશે તેના કાંઈ ખબર નથી. માટે વેપાર રોજગાર આદરો, અને સાધુ સંતો, તથા બ્રાહ્મણ વિગેરે યાચક લોકોને જે આપે આપવાનું શરૂ કરેલુંછે, તેથી કાંઈ પુન્ય નથી.

તે લોકો આળસુ અને મિથ્યા સ્તુતિ ખોરછે. તેને આપવાથી જો પરમેશ્વર રાજી હોય તો તે જાતેજ કેમ આવા દુઃખી ફરે. તેમજ તે ઇશ્વર તુલ્ય હોય તો તેને કાંઈ વૈભવનું કમતીપણું હોય? હોયજ નહી. માટે હેવા આળસુ લોકોને આપી. દ્રવ્યનો ભાગ વિનાકારણ ખર્ચી નાંખોજો એ તો વાત મને પસંત નથી. *છોકરીઓને પરણાવી તેને સાસરે વદાએ કરી દો. છોકરાઓને પરણાવીને જે આપણી સાથે રાખવા યોગ્ય હોય તેને મુશાફરીમાં સાથે રાખો. અને વેપાર નામ પ્રમાણે કરો, એ ઉત્તમ માર્ગછે. પછી આપ કમાઈ કરીને નામ મોહોટુ મેળવિને આપને ઇશ્વર નામ લેવું હોય તો લેજો. એ બધુ કરવાનું ઘડપણેછે. હાલ તો ઉદ્યમ કરવો. દ્રવ્ય સંગ્રહ કરવો. કિર્તિ મેળવવી. કુવા, તળાવ, વિદ્યાશાળા, અને એ શિવાએ નાત જાતમાં બાહાણા વિગરે કરીને ખુબ નામ કાહાડવું એછે. આ વાત સ્વભાવિક રૂપે એવી જણાઈ અને તેથી નિવૃત્તિનો બોધ તદન એક બાજુ ઉપર રાખી પ્રવૃત્તિ રાણીના વચન પ્રમાણે ચાલવાનું શરૂ કરેચું. જે પુંજી થોડી બાપદાદાની રેહેલી તે ગોઠવણ કરવામાં ખર્ચ કરી. અને શુભ મુહૂર્ત જોઈ પોતાના વતનનું કામકાજ વાણોતરને સુપરત કરીને મુશાફરી આદરી. સંકલ્પ અને વિકલ્પને સાથે રાખ્યા. અને કર્મરૂપી પોઠ ચલાવી. લોભ, ગર્વ, મચ્છર, કામ, ક્રોધ, એઓને સાથે રાખ્યા. દશ માહારી બીજી સ્ત્રિઓ પણ સાથે આવી. નિવૃત્તિનો જે ધર્મરૂપિ પુત્ર તેની સાથે મારે જરા બોલવું થયાથી, તેના ઉપરનો લોભ તદંન ઉતારી નાંખ્યો. મનરૂપિ ઘોડો તૈયાર કરવાને સારથીને હુકમ આપ્યો. ઘોડો તૈયાર થયો એટલે હું બેર્શાને આશાને હાથ લગામ આપી. ઘોડો ચલાવ્યો. એક સારૂ નગ્ર આવ્યું, ત્યાં રાત પડી, એટલે મુકામ કર્યો. જમી ખાઈ સુતાં સવારે વેપાર કરવાને સારૂ તજવિજ કરવાને મારા વાણોતરોને મે પાસે બોલાવ્યા. જેની જેવી યોગ્યતા તેવું કામ તેઓને સુપરત કરવામાં આવ્યું. હું બજારમાં ગયો. બજારની એક દુકાને બેઠીને તે દુકાનદારને હમારો વછિયાત ઠેરવ્યો. પછી મમતાને ચીજો હોરવાને મોકલી. અહંકારને હાથે ઠોકવાને તેની સાથે મોકલ્યો. છળભેદ વેહેવાર કર્યો. પ્રપંચ રૂપિ વાણોતર રા-

ધ્યા. કૂડકપટ કાટલાંઓ રાખ્યાં. માયારૂપી દાંડીથી બધો વેપાર ચલાવવા માંડ્યો. એ નગ્રમાં તો ખોટ ગઈ. તેથી બીજે દેશ ગયા. એમ ફરતાં ફરતાં લક્ષચોરાશી ગામો ફરતાં છેવટ એક નગ્ર આવ્યું. ત્યાં થાકી વેપાર આદર્યો.

લોભ રૂપી પુત્રને પાસે રાખી, માલ ખરીદ્યો તે આ પ્રમાણે.

૧ કપટ રૂપી કલાઈ હોરી. ૨ લાલચ રૂપી લોહોડું સંગર્યું.
૩ હિંસા રૂપી હીંગ લીધી. ૪ તુરંગ રૂપી મિત્ર કરેલા.
૫ મમતા રૂપી મીઠું ખરીદ્યું. ૬ માયા રૂપી મીણ ખરિદ કર્યું.
૭ કુસંપ રૂપી સોમલ ખરિદ્યો. ૮ વિષય રૂપી અફીણ ખરીદ્યું.
૯ અનાચારરૂપી એળિયો ખરિદ્યો. ૧૦ આળસરૂપી ટંકણખાર ખરિદ્યો.
૧૧ ભ્રાંતી રૂપી ભાંગ ખરીદ કરી. ૧૨ વછનાગ રૂપી વ્યભિચાર ખરીદ કર્યો.
૧૩ આમલીરૂપી ઇર્ષા ખરીદ કરી. ૧૪ કુલક્ષણરૂપી લાખ ખરીદ કરી.
૧૫ કપટ રૂપી કાપડ ખરીદ્યું. ૧૬ છળ રૂપી છાએલ લીધાં. (બૈરાંને પેરવાનાં.)
૧૭ નીંદા રૂપી ગળી હોરી. ૧૮ અજ્ઞાનરૂપી મદ્યમાંસ ખરિદ્યાં.
૧૯ ચાડીરૂપી તાડી ખરીદી. ૨૦ ખુનસરૂપી ખડી ખરીદ કરી.

આ પ્રમાણે સામાન ખરીદ કરી પોતાને દેશ લઈ જવાને અવગુણ રૂપી ટાટથી સિવિને પોઠોને વદાય કરવાનું મનમાં આદરયું. પોઠોને હું, અભિમાન રૂપી ઊંટ ઉપર ચઢીને રાત બેરાત ન જોતાં સંકલ્પ, વિકલ્પની સાથે આડે માર્ગે પોઠો ચલાવી. એમ સમજીને કે સંસારને ખબર પડે નહીં. પણ સંસાર સઘળું જુએ છેજ. આવી રીતે કરવાથી હું સુખી થયો. અને પ્રવૃત્તિરાણીને મે તે ઉપરથી ઘણું માન આપ્યું. આ ઉપરથી હમો સુખી થઈને પ્રવૃત્તિરાણીને સર્વ રીતનાં આભુષણ વિગરે આપીને જાણે એક રાજાની રાણી બરાબર આભુષણે તેને શણગારી. નિવૃત્તિને માત્ર આભુષણમાં વસ્ત્ર અને વસ્ત્રમાં સાન શિવાએ બાકીનું ઈશ્વરનું નામ. પ્રવૃત્તિ મારી સાથે રંગક્રીડા કરે. અને નિવૃત્તિ તથા તેના પુત્ર જાણે અનાથ

જેવા મારી પછવાડે રખડતા હોય એમ જણાયા. તેઓ મારે ખાસ તંબુએ ન આવે એટલા સારૂ તંબુ ઉપર પાંચ સેવકોને પેરો ભરવા ઉભા રાખેલા. પ્રવૃત્તિરાણી મને ઘડી ઘડીએ નિવૃત્તિનાં દુષણો કહે. અને બતલાવે કે જુઓને નિવૃત્તિ કેવી હીણ ભાગ્યશાળી છે. એનું રૂપ જુઓ, ને એ દરિદ્રિતિજ મંદભાગ્યશાળી છે. અને જેનું મન તે જ્ઞાન, અને વૈરાગ્ય છે. એનાથી બીજુ શું થઈ શકવાનું છે? એના વેશ સર્વ રીતે વિધવા જેવા છે. આવા વચન આવભાવ અને કટાક્ષનાં રૂપમાં મને દર્શાવતાંજ મારા મન ઉપર વિશેષ અસર થઈ. મે તેને પોતાની સર્વથી વહાલી પ્રેમદા ગણવાને વચન આપ્યું. અને એથી પ્રવૃત્તિનો ગર્વ વધ્યો. સર્વ દેશ ફરી, વેપાર કરી, પેહેલ વેહેલો લાભ જોવામાં ઘણોજ આવ્યો. અને પછી ખોટ આવી. કાળ રૂપી દાંણીઓ આવી પોચ્યા. સઘળી પોઠોને રોકી. દાંણ માગ્યું. દાણના પૈસા મળે નહી. વસ્તુ વેચતાં પણ દાંણ પુરૂ થયું નહી. અને હીસાબમાં લાખ દોડ લાખની ખોટ આવી. પછી યમરાજના દૂતોએ (પોલીસ અમલદારે) મને બાંધ્યો. તે જોતાનેજ સઘળો પરિવાર નાશી ગયો. અને મને પાણી પાવામાં પણ કોઈ પાસે મળે નહીં. મારી પ્યારી સ્ત્રી પ્રવૃત્તિ પણ પાસે મળે નહી. અને જ્યારે મને બાંધીને લાવ્યા, ત્યારે મે યમરાજને મારા ખાતા જોવાને અરજ કરી. તેમાં કેટલાએક ખાતાં ખોટા નીકળ્યાં. અને તે ઉપરથી મને બાંધી ખુબ માર માર્યો. અને કોટડીમાં પુરી, બોધ આપ્યો કે, તને રાજાની ડર રહી નહીં, તને મનમાં લોકોનાં ખોટાં કરતાં શરમ આવી નહીં, માટે તું આ દુઃખ ભોગવ. આ માહાભારત દુઃખમાંથી ઈશ્વર વગર કોણ છોડાવે, નિરાંત અને નિરાશ થઈ બેઠોછું. ઇશ્વર દિનદયાળ છે. તેની ઇચ્છાથી ગણો કે પછી નશીબ ગણો. પણ મારી નિવૃત્તિ રૂપિ સ્ત્રી જેના ઉપર મારો બીલકુલજ પ્યાર નહોતો. તે દયામણે ચેરેથી શુદ્દબુદ્ધિ રૂપી સાડી પેહેરીને લજવાતિ, લજવાતિ, મારી પાસે આવી. તેને જોતાંજ મારી આંખમાંથી દડદડ આંસુ વેહેવા લાગ્યાં. અને હંમેરો કું શરમિંદો પડી ગયો. તે સમે સાત્વિક

સ્ત્રી એટલું બોલી કે આપની પ્રવૃત્તિ સ્ત્રી, અને તેનો પરિવાર ક્યાં ગયો, કે જે આ વખતે આપને સાહ્ય કરવાને આવ્યા નથી? તે સાંભળી મને ઘણોજ ખેદ થયો. તો પણ તેઓ હાજર નહી એટલે શું જવાબ આપું. આ વખતે મને કોઈ પાણી પાનાર સરખું નથી. તો પછી તું તેને વિશે શું પુછે છે? તે રંડાની શીખામણે તો આટલુ દુઃખ હું ભોગવુછું. અને ફરીથી તું મને તેને વિશે શું પુછે છે? માટે એ દુઃખમાંથી હવે મુકાવનાર તું, અને ઇશ્વર વગર બીજું કોઈ હું દેખતો નથી. આવી રીતનાં વચન સાંભળી નિવૃત્તિને મનમાં દયા આવી. અને ગમે તેવો પણ પોતાનો સ્વામી એટલે તેને સ્વભાવિક સ્નેહ આવે એમાં નવાઈ શી ? પછી તેણીએ કોલકરારે કરી લઈ કહ્યું કે મારી સલાહ પ્રમાણે આપે ચાલવું જોઇએ. તે વાત કબુલ કરી. પછી મારી નિવૃત્તિ રૂપી સ્ત્રીએ મને પાછો તારવાને પોતાની પુંજી યમરાજને ભરીને મને તે રૂણમાંથી મુક્ત કર્યો. મારા ધર્મ રૂપી પુત્રને બોલાવ્યો. તેની સાથે કોલકરાર કર્યા. પછી વેપાર આદર્યો. મુડીમાં કોડી મળે નહીં. વેહેવારમાં આંમળા જેટલું મીઠું. તેથી ધર્મ પેહેલવેલો વેહેવાર બાંધ્યો. અને ધર્મજ લેહેણું કર્યું. સંસારરૂપી સાગરમાં પાછા ફરવા માંડ્યું. પ્રથમ એક સદ્ગુરૂ કરાવ્યો. તેને વેપારનો સઘળો સોદો ખરીદ કરવાને દલાલ રૂપ કર્યો. રામનામ એક ચીજ હોરી, તે જોઈ મને પ્રથમ સાનંદાશ્ચર્ય લાગ્યું. પછી તેની ક્રિયા કરતાં પછાડીથી મને તેમાં મોટો લાભ તથા આનંદ પેદા થયો. વિવેકને વાણોતર રાખ્યા. પંચતત્વ રૂપી ત્રાજવાં રાખ્યાં. ધર્મ કર્મ બે છાબ કરી. અને દાંડી ક્ષમાને હાથ રાખી. નિવૃત્તિના કહ્યા પ્રમાણે ચીજો ખરીદ કરતો જાઉં, તે આ પ્રમાણે.

૧ નિર્ગુણ રૂપી ગોળના ઘડા ખરીદ કરયા.

૨ સત્ય રૂપી ગુણ ખરીદ કરી. ૩ સાકરરૂપી સદ્વિદ્યા ખરીદ કરી.

૪ જાયફળ રૂપી જોગાભ્યાસ ખરીદ કર્યો.　　૫ શ્રીફળમાં શ્રીરામનું નામ ખરીદ કર્યું.

૬ હરીના દાસને ગાંધી કર્યો.　　૭ બ્રહ્મવિદ્યા રૂપી ખાંડ હોરી.

૮ શુભલક્ષણ રૂપી લવીંગ હોર્યાં.　　૯ ચતુરાઈરૂપી ચંદન ખરીદ કર્યું.

૧૦ કરૂણારૂપી કેસર ખરીદ કર્યું. ૧૧ ગ્નાનરૂપ ખીનાખડા ખરીદકર્યાં.
૧૨ નિર્દોષરૂપી દહીં ખરીદ કર્યું. ૧૩ પ્રિતીરૂપ-પટોળા ખરીદ કર્યાં.
૧૪ સુખઅને સંતોષરૂપી સાળુ હેર્યાં ૧૫ વિશ્રામરૂપીપિતાંબર ખરીદ્યાં.
૧૬ દયારૂપી દરીઆઈ ચીજ ખરીદ કરી. ૧૭ નવધા ભક્તિ રૂપી
૧૮ શ્રીહરીનો હીરો હાથે જડ્યો. મણી હેર્યાં.

ઉપર પ્રમાણે સામાન ખરીદ કરીને તેનું નામુંઠામું લખવાને ચોપડામાં ચિત્ત રાખ્યું. લખાણ કરવાને શુદ્ધિ રૂપી લેખણ અને બુદ્ધિ રૂપી રૂશનાઈ રાખી. આ પ્રમાણે થવાથી મારૂ ઘર ઝાકઝ-માલ થઈ રહ્યું. સદ્ગુણે ગુણો ભરીને રેવાને કરતાં જગતમાં મારી કીર્તિ વધી. અને લોકો વખાણ કરવા લાગ્યા. મોહ રૂપી દાણીઓને વશ કરી ચાલતાં કોઈ પણ દાણ માગે નહીં. નાદ રૂપી બે બળદી-આને સાથે રાખી નગારૂ ઓંકારનું વાગવા લાગ્યું. ગ્નાનને ઘોડે ચડી સર્વ સંસારને જીતતો ચાલવા માંડ્યું. યમરાજ પાસે ફરી સ-લામ કરવા ગયો. તેઓએ પ્રસન્ન થઈ મને પોતાનાં આસન પાસે બેસાડ્યો. અને મે નામું જોવાને કેતાં તેઓ બોલ્યા કે તમો મારા મિત્રછો. અને હવે કાંઈ લેણું પણ નથી. ઓર તમારાથી હું શર-મિંદો થયોછું. અને આગળ જે સાશન કરેલું તેની દિલગીરી બતાવી. પછી મારે ભટકવું મટી જતાં સંસારમાંથી હું છુટ્યો. એમ સર્વ આચરો એજ વિનંતી.—શાન્તિ, શાન્તિ, શાન્તિ.

## મન શુદ્ધિ.

સઘળી ઇંદ્રિઓ મધ્યે સર્વથી શ્રેષ્ટ, અદ્રશ્ય, અને અગોચર, એ મન છે. જેને આપણે ચિત્ત, અંતઃકર્ણ, લક્ષ, એ વિગરે નામો આપીએછીએ. એ મનની શક્તિ, અતિશય અગમ્ય છે. મનુશ્યની ઉત્પત્તિ, સ્થિતી, અને લય એનું કારણ ગણીએ તો મનજ છે. સુખ અને દુઃખ એનું ભાગાયતન મનજ કરે છે. ઇંદ્રિઓ પોતાની મેળે પોતાનું કાર્ય સરળ રીતે કર્યા કરે, તેને કરવા દેનાર મનજ છે. માણસને સારે વ. નઠારે માર્ગે ચઢાવનાર પણ મનજ છે. અને

સત્ય વ. અસત્ય માર્ગની પ્રવૃત્તિ કરનાર પણ મનજ છે. અને તેનો સત્ય વ. અસત્ય માર્ગ તેનો બરોબર ન્યાયાધિશ પણ મનજ છે. મન રૂપી ન્યાયાધિશને ઇન્સાફ છણતી વખતે પુરાવા જોવાની કાંઈ જરૂર રહેતીજ નથી. તે તરતજ સાહુકારને સાહુકાર કેહેવાનો, અને ચોરને ચોર કહેવાનો. જો મન સાધ્ય હોય તો તેના સરખો બીજો મિત્ર, તેના જેવા પ્રધાન, વ. તેના જેવા ગુરૂ, બીજો કોઈજ મળવાનો નહીં. અને જો મન સ્વાધીન નહી હોય તો મનુષ્ય પ્રાણીને તે કેહેવા પ્રકારથી નચાવે છે, તેનો વિચાર કરીએ તો એ ખતમજ થાય છે. મન એ ઘણુંજ ચંચળ છે. એનુ સરખાપણું કરવું ઘણુંજ કઠીણ છે. એક કવિએ આ ઉપરથી કહ્યું છે કે.—

આકાશની ઘડી કરી શકાય છે. માહામેરૂની પાળ બાંધી શકાય છે. શુન્યની કોરો મરોડી શકાય છે. પણ મનનું કાંઇજ થઈ શકતું નથી.

સઘળી ઇંદ્રિઓ મનને સ્વાધીન છે. અને જો મન સાનકૂળ નહી હોય તો ઇંદ્રિઓનો સઘળો વેપાર મિથ્યા થાય છે. મન અનુકૂળ નહી હોય તો નજરનું જોએલું પણ વ્યર્થ જાય છે. કાંને સાંભળેલું તે નહી સાંભળ્યા જેવું ગણાય છે. મોહોડેથી વાંચેલું તે નહી વાંચ્યા જેવુ સમજાય છે. હાથેવતી કરેલું કૃત્ય તે નહો કરેલા જેવું થાયછે. સારાંઉષ એટલોજ છે કે જો મન સ્વાધીન નહી હોયતો હાથ, આંખ, પગ, અને બીજી ઇંદ્રિઓ નકામી જેવી ગણાય છે, જ્યારે કોઈ ક્રિયા કરવા માંડી, અને તેમાં જો મન રાજાની કૃપા હોય તો કાર્ય સાંગો પાંગ ઉકેલી તેમાંથી ફળ પ્રાપ્ત કરે છે. મન જે છે તેને કોઈ પણ ઇંદ્રિની પોતાનો વેહેવાર ચલાવવાને શાહેતા જોઇતી નથી. પણ જો એથી ઉલટ રીતે મનની સાહેતા બીજી ઇંદ્રિઓને પોતાનો વેપાર ચલાવતા નહીં હોય તો કોઈ પણ રીતે તેનાં કાર્યની ફળશ્રુતી થતી નથી. એ ઉપર એક દ્રષ્ટાંત છે તે સાંભળો.

જનકવિદેહી પાસે સુખદેવજી જ્ઞાન લેવાને આવ્યા. અને ઘણી દીનવાણીથી કહ્યું કે મને જ્ઞાન ઉપદેશ આપો. તેઓ બોલ્યા કે, જ્ઞાન મળવું એ શિરસટાની વાત છે. તે વાત તે યોગી પુરૂષે

કબુલ કરી. જનક પોતે રાજા હતા. તેથી પોતાના ચાર સારા સીપાઇઓને બોલાવ્યા. અને કહ્યું કે આ માણસની સાથે એ જ્યાં જાય ત્યાં તમારે જવું. અને એના હાથમાં એક પ્યાલો આપ્યો છે. તેમાંનું પાણી જરા પણ ઢળે તો તમોએ તરવારથી એનું શીર છેદન કરવું. આવો બેધડક રીતે હુકમ આપ્યો. રાજાએ નગ્રમાં ઠામ, ઠામ, અને ગલીએ, ગલીએ હેવો તો વિચિત્ર અને તરેહવાર ઠાઠ જમાવી દીધેલો કે, જે કોઈ મુસ્તકીન વૃત્તિવાળો પુરૂષ હોય તોપણ તેનું મન તે જોવાને સારૂ ઘડીભર લલચાય, એમાં તાજુબી નોહોતી. ઠામ ઠામ ચિત્ર વિચિત્ર બેઠકો અને તરેહ તરેહનાં ઘરો શણગારેલાં. કોઈ જગો ઉપર નાચ, તો કોઈ જગો ઉપર નાટક, કોઈ જગો ઉપર કથા, તો કોઈ જગો ઉપર લગ્ન સંબંધી ધામધુમ મચી રહેલી છે. અર્થાત્ જેટલી દુનિઆમાં માયાની ચમત્કૃતિ ભરેલી આનંદદાયક ખુબી તે આખા નગ્રમાં તે ક્ષણે ભરપુર કરી મુકેલી. તેનો મુખ્ય સબબ ઉપલા ગ્રહસ્થની જ્ઞાન મેળવવાની રૂચી એજ હતું. અને રાજાના હુકમને રૈયત સદ્પ્રેમિત અંતઃકર્ણથી ઉલંઘન નહી કરતાં માથે ચડાવતા હતા. તેથી જે કૃત્ય બનતું તે ઇદચ્છાહ પૂર્વક અને આનંદમય ધ્વનીથી થતું. તેથી પછી જુઓ નગ્રની શોભામાં શું મણા? આમ થયા બાદ સુખદેવજીને નગ્રમાં ફરવાને વાસ્તે સીપાઇઓની નાગી તરવાર સાથે હુકમ થયો. હાથમાં પ્યાલી ઉદકની ભરેલી રહેલી છે. તે રૂપાનું પાત્ર હતું. સ્વચ્છ જળ હતું. તે લઈ પ્રેમિત અંતઃકરણથી તે નગ્રચરચા જોવા ચાલ્યો. રાજાએ હુકમ આપેલો કે આપે તમામ નગ્ર જોઈ તેમાં શું શું શોભા બનેલી છે, તે મને આવીને કેહેવી. માટે તે ઉપર પકકુ લક્ષ રાખજો. અને આ પ્યાલી જે આપેલી છે, તેમાંનું પાણી સાચવજો. જો એમાંથી જરા પણ જળ ઢળ્યું તો આ જોડે દૂતો આપની સાથેજ મોકલ્યા છે. તે નાગી તરવારેથી તમારૂ મસ્તક છેદન કરશે, માટે એ ઉપર પણ લક્ષ આપજો. (સાનમાં દૂતોને મસ્તક છેદવાને મના કરેલી હતી.) આ વાત સાંભળી તે ઉપર સાર અસારનો વિચાર કરી તે યોગીરાજ નગ્ર તરફ ચાલ્યાં. નગ્રચરચા તમામ થઈ રહેલી છે. આ

યોગીરાજને આવતા જોઈ વધારે વધારે લોકો પોતાના પ્રપંચ આરંભીને કરવા લાગ્યા છે. મતલબ એટલીજ કે આ આવતા ગ્રહસ્થની મનોવૃત્તિ તે તરફ ખેચાય. પણ યોગીરાજને મન સાથે વિચાર ઉઠ્યો કે, આ બે વાત રાજાએ કહીછે. તેમાં મુખ્ય સાર શું છે. તે ઉપરથી મનસાથે સિદ્ધ કર્યું કે માથુ જાય એજ વધારે પ્રિયકર ગણવું જોઇએ. માટે જીવ, આ ઉદકને સાચવી રાખી ચાલવું. ઘણાજ દ્દઢ મનથી વિચાર પૂર્વક પાણી સામી નજર કરી પોતાએ ઉન્મની દશા ગ્રહણ કરી. આખુ નગ્ર પોતાના પ્યાલામાં સમાવી ચાલ્યા. અને નગ્રમાં સું બનેછે તેના ઉપર જરા પણ લક્ષ આપુ નહી છેવટ જે, જે, ઠેકાણે ફરવાનો હુકમ ત્યાંત્યાં ફરી પાછા રાજશભામાં બીરાજા ત્યાં જનક રાજા જે વખતે આ યોગીજ્ઞાન લેવાને આવેલા તે વખતે સ્ત્રી સાથે ક્રીડા કરતા બેઠેલા હતા અને પાછા આવ્યા તે વખતે એક હાથ સ્ત્રીનાં સ્થન ઉપર. અને એક હાથ વન્હીમાં મુકેલો જોએો. તે જોતા વારનેજ તેને પ્રથમતઃ ભાન થયું કે મે પેહેલો એવો વિચાર બાંધે લોહતો કે જનક હમેશ સ્ત્રી સાથે ક્રીડાકરનાર એમને ઉપદેશ શું આપશે? પરંતુ તેને સ્ત્રીનાં સ્થન અને વન્હીએ બરાબર જ છે એ જોયુ તેજ વખતે શંકા મટીને અનીરમળ અંતઃકરણ થયું. એટલે તરતજ સુખદેવજીને આવતા જોઈ રાજા પુછેછે. કે કેમ સુખદેવજી નગ્ર ચરચા જોઇ ? તેમાં કેહેવી રીતની ચમત્કૃતિ હતી અને સુ સુ બન્યું!ફલાણી ગલીએ શું હતું!તે કહો? કેમકે તમો ફરી આવ્યાછો સુખદેવજી બોલ્યા આપજો ખરૂં પુછોછો તો હું એટલુંજ કહુ છો કે તે ઉપર મેજરાપણ લક્ષ આપુ નથી. આખા નગ્રમાં હું ફર્યો પણ બધે સુનકાર હતું. નગ્રમાં હું અને મારા હાથમાંનો પ્યાલો એ શીવાય બીજું કાંઈજ જોવામાં મારા આવ્યું નથી. અને જેવી રીતે આપે ફરમાવેલું તેમજ પ્યાલો ભરેલો આ લો. એ જોઈ રાજા જરા દેખાવમાં ગુસ્સે થયા. અને મનમાં તોલ કીધો કે આ માણસ જ્ઞાન આપવાને પાત્ર છે. માટે એને જ્ઞાન આપવું. પછી બહુ પ્રસન્ન થઈ તેઓની આગતા સ્વાગતા કરી. અર્થાત્ મન પોરવેલું પ્યાલા સાથે તેથી પ્યાલો અને પોતેજ જણાયા. બીજું

કાંઈજ તેઓના દીઠામાં આવ્યું નહીં. તેમ જો મન સાવધ હોય તો જ્ઞાન મળવું અશક્ય નથી. એ ખચિત છેજ. આ વિશે વધારે દ્રષ્ટાંત આપવા કરતાં આટલા ઉપરથીજ સાર ગ્રહણ કરવો એ વાસ્તવિક છે. કેવળ મનને સાધ્ય રાખ્યું તો, માથુ જવાનો વારો આવ્યો નહીં. અમે મન પરિક્ષાથી તે જ્ઞાન મેળવવાને ગુરૂ પાસે પાત્ર ગણાયો. આ કાંઈ થોડી વાત થઈ નથી. એ ઉપર એક શ્લોક છે કે.

**मन एव मनुष्याणां कारणं बंध मोक्षयोः ॥**

મન એજ માણસમાં કારણ રૂપ છે. અને તેજ બંધ વ. મોક્ષનો આપનાર છે. તેથી વિદેહિ પાસે શુકદેવજીયે જ્ઞાન લેતી વખતે મનપૂર્વક યાચના કરી, અને ફરમાવેલા કામમાં મન રાખ્યુંતો મનની પરિક્ષા થતાં તે સેજ જ્ઞાનને પાત્ર થયા. અને બંધનમાંથી છુટી મોક્ષ પામવાને તાકાતવાળા થઈ તે દશાને અંતે પામ્યા.

આ ઉપર વળી બીજું દ્રષ્ટાંત. આપણે બારી ઉપર બેઠેલા છૈએ, અને કેટલાએક માણસો આપણી દ્રષ્ટી સામા જાયછે, આવે છે, તે આંખેવતી જોઇએ છૈએ, તેઓના ઉચ્ચાર કાનેવતી સાંભળીએ છૈએ, અને તેજ માણસને વિશે રસ્તેથી કોઈ માણસ ખોળ કરવાને તેને આવ્યું, ત્યારે આપણને બારીએ બેઠેલા જોઈ તે પુછે છે કે, ફલાણાભાઈ આ રસ્તેથી ક્યારે ગયા? અને તે તમોએ દીઠા હતા? ત્યારે તેણે જવાબ આપ્યો કે, ના, ભાઈ મારો કાંઈ લક્ષ હતો નહીં. હવે જુઓજો મન તે કામમાં પરોવેલું નહી તેથી બેઠા બેઠા જોએલું તે નહીં જોવા સરખું થયું. આ પ્રમાણે દરેક કામ કરવામાં જો મન તેમાં પરોવેલું નહીં હોય તો કાંઈ પણ કાર્ય થતુ નથી. મનને અનુકુળ કરવું, અથવા તેને સાવધ કરવું, એ કામ ઘણુંજ કઠીણ છે. મન ચંચળ કરવાથી માણસના ઉપર ઘણા પ્રકારની સંકષ્ટતા આવેછે. જો ચિત્ત શાંત થયું તો તે દુનિયાંનાં સઘળાં કાર્ય કરી શકતાં સુખી ગણાય છે., પણ મનની એકાગ્રતા કરવી એજ ઘણું કઠીણ કામ છે. અરજુન સરખા વિર પુરૂષે પણ મનને વિષે એક પ્રસંગે કહેલું છે કે;

चंचलंहिमनःकृष्णप्रमाथिबलवदृढम् ॥
तस्याहंनिग्रहंमन्येवायूरिवसुदुष्करं. ॥

ખરેખર મનને વાયુની ઉપમા પણ આપી શકાતી નથી. વાયુનું ચંચળપણું મનનાથી ઘણુંજ કમી છે. અરજુન સરખા પ્રેમી અને દૃઢનિશ્ચયી ભગવતના ચર્ણકમળને પોચવાને તેના મનથી અઘવડ જણાઈ, તો પછી આપણું શું ગજું? જે પ્રમાણે ભરસમુદ્રમાં વાહાણ પડેલું છે. અને રસ્તો ભુલવાથી વ. વાયુના સપાટાથી જેમ તેમ ભટકવા લાગી જાયછે. તેજ મુજબ મનરૂપિ વાહાણ દુનિયા રૂપ સમુદ્રમાં નૌકાની માફક ચકડોળે ચઢી, દુઃખરૂપિ ખડકમાં, અથડાય છે. અરજુને કૃષ્ણ પરમાત્માની આગળ મનના ચંચળપણા વિશે કરેલું વર્ણન આ પ્રમાણે છે.

असंशयंमहाबाहोमनोदुर्निग्रहंचलं ॥
अभ्यासेनतुकौंतेयवैराग्येणचगृह्यते. ॥

મનના ચંચળપણા વિશે ભગવતે જ્યારે સાક્ષી આપેલ છે, તોપણ તેને સાધ્ય કરવાને માર્ગ બતાવ્યો છે. વૈરાગ્ય માર્ગના રસ્તાએ કરીને મન સાંનકુળ થાયછે. મન સાધ્ય કરેવા વગર પરમાર્થ કે સ્વાર્થ એ બેમાંથી કાંઈ પણ કાર્ય થઈ શકતું નથી. અને કોઈ પણ પ્રકારનું સુખ મળતું નથી. હું ઉપર બતાવિજ ગયો છો કે, મન સાધ્ય કર્યા વગર બીજી ઈંદ્રિઓના કરેલા વેપાર ફોગટ જાયછે. અને જ્યારે તેમ થયું, ત્યારે તેમાં ફળ શું નિશ્પન્ન થાય? કાંઈજ નહીં. જે માણસને આપણે ગાંડો વ. દિવાનો કહીએ છૈએ, તો, શાણા માણસ અને ગાંડા માણસ તેની ઈંદ્રિઓના વેપારમાં કાંઈ કમી જાસ્તીપણું છે કે શું? ના નહીં. હે, ગાંડો માણસ શાણાની માફક ખાયછે, પીએછે, બોલેછે, ઉંઘેછે, દરેક રીતનો વેપાર કરેછે, તો પણ તેને આપણે ગાંડો કહીએ છૈએ. તેનું કારણ શું? તો માત્ર એટલુંજ છે કે, તે જે જે ક્રિયા કરેછે, તે વેહેવાર દૃષ્ટી વ. સારા સાર વિચાર તેને જાણવામાં આવતા નથી. તેથી કરી તે એકાદ મંડળી વ. સભામાં વ. સમાજમાં બેઠેલો હોય તો, ત્યાં ખાવાજ મંડી પડે,

આવાજ મંડી પડે, અથવા પ્રસંગ વગર કાંઈજ લવારો વ. બડબડ કરવા મંડી પડે. અર્થાત્ તેને સદસત્ વિચાર હોતો નથી. તેમજ તેને લોકોની મરિયાદા પ્રસંગોપાત રાખવી જોઇએ, તેટલી રાખતાં આવડતી નથી, એજ મુખ્ય હેતુ છે. તેથી કેહેતી ચાલેલી છે કે, "શું ગાંડાના કાંઈ હાથ તાંટિયા ગાંડા છે? ના નહીં. પરંતુ ચરિત્ર ગાંડાં છે." તેનું મુખ્ય કારણ એટલુંજ કે, તેના ચિત્તની શુદ્ધિ નહીં. વ. ગણાતો મન ઠેકાણે નહીં, તેથી મન સ્વાધીન ન હોવાથી તે પોતે સ્વછંદી રીતે રખડે છે. એવો માણસ કદાચ કાંઈ મંગળ સમારંભમાં બેઠેલો હોય, અને તે પોતે મંગળ સમારંભ જુએછે; પરંતુ તે વખતે જો તેનું મન ભટકતું હોય તો, તે એકાદ મુડદુ બળતું હોય, અથવા કોઈ બીજી ભયંકર વસ્તુ જોતા ગુંઠાય છે. અને આવો ભાસ થવાથી તે સભામાંજ તરેહ તરેહવાર રીતે બોલવા મંડી પડેછે. હવે જેને આપણે વિચારી ડાંવા સુજ્ઞ કહિયે છૈયે, તેની બુદ્ધિ બિલકુલ તેના સ્વાધીનજ હોયછે, એમ નથી. પરંતુ તે ગાંડા માણસની માફક કેવળ સ્વછંદિ હોતી નથી. ઇંદ્રિની કૃતિ અને મનના વેપારે એનીજ અંદર કેટલોએક સ્વભાવિક ફેરફાર આપણા સમજવામાં ડાહ્યા અને ગાંડા માણસના વિચારમાં શું ફરક છે; તે જોવાને અને પારખવાને વિવેક બુદ્ધિ આપેલ છે. તેથી સેજ જણાય છે. જુઓ કે, આપણે રસ્તામાં ચાલ્યા જઇએ છૈએ, અને કોઈ બીજા માણસની રસ્તામાંજ મુલાકાત થઈ, અને તેની સાથે વાતે વળગ્યા, અને તેની સાથે વાત કરતાં કરતાં ચાલવા માંડ્યું, તે વાતમાં આપણને વધારે રસ પડવાથી, તેમાં આપણું મન તલ્લીન થયું તો, આપણે જે રસ્તે જવાનું તે ભુલી જઈ, તેનીજ સાથે ગમે તે જગા ઉપર આપણે ચાલ્યા જઇએ છીએ. અને બીજી ઇંદ્રિઓ આ દેહની બાર ખેંચનાર તે તેનું કાસદ્ કરેછે. એનો મુખ્ય સબબ મન સાધ્ય નહીં. અભ્યાસથી સર્વે વસ્તુ સંપન્ન થાયછે. અને અભ્યાસી લોકોજ વિદ્યાર્થિ ગણાય છે. જ્યાં સુધી તે નિશાળમાં જાય છે, ત્યાં સુધી તે વિદ્યાર્થિ ગણાય છે. પછી તે પરણી છોકરાં છૈયાં થયાં, અને કાંઈક નોકરી મળી, અને રળતો ખપતો થયો, એટલે

તે વિદ્યાર્થિ મટેછે. એમ લોકોનો વેહેવાર સમજવાનો છે. પરંતુ જુઓતો સઘળા આપણે વિદ્યાર્થિ છૈએ. અને જ્યાં સુધી અભ્યાસ વ. જાણકારપણાની ટેવ રહેલી છે. ત્યાં સુધી તે બાળક રૂપજ છે. એમ કેહેવાને જરા પણ બાધ નથી. કેમકે આપણે દુનિયાઈ માઈક પદાર્થની રીતભાત સમજવાને કેવળ અજાણ્યા છૈએ. તે જાણવાપણું મેળવવાને જે અભ્યાસ વ. સમાગમ કરવો એજ બાળબુદ્ધિનુ લક્ષણ છે. માટે મારૂ બોલવું બાળક રૂપ છે. એમ હું જે હમેશ કહુ છૌ તે બરોબર છે. અને સર્વ શક્તિમાનના આપણે બચ્ચાં છૈએ, એમ પણ નિઃસંશય જાણવામાં છેજ. માટે આ ઉપર ખ્યાલ કરવા મારી નમ્રતા પૂર્વક વિનંતી છે. અને આમ કરવાનું કારણ માત્ર મનને ઠેકાણે રાખવાનું છેજ. એમાં બીજું કાંઈજ નથી. કેટલાએકના મનમાં એમ આવતું હશે કે ભાષણ કરવું, એ કામ સેહેલું છે. તો તેપણ અભ્યાસે થાયછે. જે જેની ધારણા જેમ ચાલે છે તે બધી ખરી છે. પણ તેમાં મેહેનત અને મન ઘાલવું જોઇએ. તોજ તે બોલેલું ખરૂં થાય છે. મેં જે ભાષણ આપવા સંબંધી મારા મનમાં ઉમળકો રાખેલો છે, તે કાંઈ વિદ્વાન ગણાવવાના હેતુથી, વ. વડાઈ લેવાના હેતુથી, વ. કાંઈ દ્રવ્ય સંગ્રહ કરવાના હેતુથી, વ. કાંઈ પિછાન મેળવવાના હેતુથી, વ. કાંઈ સ્વાર્થ સાધવાના હેતુથી, વ. બીજાની પરિક્ષાના હેતુ સારૂ, આવું મહાન પગલુ ભરેલું નથી. પરંતુ ટુંકાણમાં એટલુજછે કે, ઉમદા વિષયો ઉપર જો આપણી કલમ ચાલે તો, તેથી એક વિષય લખાઈ લોકોની પવિત્ર સેવા બજાવાય. અને એ ક્રિયાથી મન બીજી જગોએ નહી ભટકતાં પોતાનાં શાન્ત પદને રેહે. અર્થાત્ લખવામાં, અને વાંચવામાં, અને શ્રવણ કરવામાં, મન ઘણું કરી વશ રાખવુંજ પડે છે. માટે મન સાધ્યને સારૂ વ. તેને રંજન કરવાને આવી રીત મેં પ્રીય ગણી છે. તે સમજ માહારી ઉલટ હોય તો વિદ્વજ્જનો કૃપાવંત થઈ સુધારશોજ. હવે માણસના મનની જે બાચરી સ્થિતિ થાય છે, તેનું કારણ શું? તો કે મનની ઉર્મિ ( એટલે ઇચ્છા ) તે ઉર્મિએ કરી પોતાને જે મરજીમાં આવે તે જોઇએ, અને મરજીમાં આવે તે ન જોઇએ, અને હમેશ વધારે

વધારે ગ્રહણ કરવાની તેની મનોવૃત્તિ થઈ. તેજ તેને પ્રાપ્ત થવાની કોશીસ અને નિજ ધ્યાસ લાગે છે. અને આમ જ્યારે થયું ત્યારે તે ન્યાય, નિતિ, ધર્મ, પરોપકાર, દયા, વિગેરે કાંઈજ તેના સમજવામાં આવતું નથી, અને માત્ર પોતાનો સ્વાર્થ સાધવાને તે અનેક પ્રકારની ખટપટમાં મંડી પડે છે. અને અનેક પ્રકારનો કલેશ મનમાં લાવેછે. મનની હરેક પ્રકારની સારી વ. માઠી ઈચ્છા તેનું આગાયતનપણું દેહનેજ છે. દાખલો ચોરી કરવી એ ખોટું, અને નીંદા પાત્ર કામછે, તોપણ એ કૃત્ય મનથી ઉઠેછે. અને મન સર્વ ઈંદ્રિઓનો રાજા હોવાને લીધે, તે હાથ પગ ઈત્યાદિ સર્વ ઈંદ્રિઓ પાસે તે કામ છેવટ કરાવે છે. હવે જો ખરી વાત વિચારીએતો મુખ્ય ચોર મન છે. પરંતુ તે અસાધ્ય અને અગોચર હોવાથી તેને શાશન કરવાને અસમર્થ હોવાને લીધે તેનાં સાક્ષિભૂત જે ઈંદ્રિઓ તેને કેદ વ. દંડની શિક્ષા રાજ્ય દરબારથી થાયછે. હવે આનું મુખ્ય તાત્પર્ય એટલુંજ છે કે, સર્વ વસ્તુ કરાવનાર મુખ્ય મનજ છે. મન જો અનુકુળ હોય તો માણસ સર્વ વેહેવાર સુખથી કરી શકેછે. નહિંતર કાંઈ પણ થતું નથી. જે પ્રમાણે માહાસમુદ્રના જળમાં વારંવાર તરેહ,તરેહના, ચિત્ર, વિચિત્ર, ખુશનુમા, અને દુઃખદાયક પરપોટા ઉત્પન્ન થાયછે. અને ઘડી પછી લય થાયછે. તેજ પ્રમાણે મનરૂપી સમુદ્રને એવા પ્રકારની લેહેરો આવેછે. અને સમાયછે. જે મને એક વસ્તુને સાચી માની, જેણે એક વખતે પોતાનો મિત્ર માન્યો, એક વખતે પોતાની પ્રિય ગણેલી, એવી રીતે જે ગણવામાં આવેલ, તે કોઈ કાળે મનને અમિત્ર વ. શત્રુ સમજાઈ જાયછે. મનની સ્થિરતા સ્વાભાવિક રીતે નથીજ. અને તેથી કરીને આત્માનું ભાન થવું ઘણુંજ મુસ્કેલ છે. આ જગતને વિશે જે જે વેહેવાર દૃષ્ટિત પડેછે, તે સઘળા ક્ષણભંગુર છે. એ વાત ખરી સમજવાને મનજ કારણભૂત છે. અને માણસમાં મનજ સર્વેથી બળવાન છે. તે વિશે એક અંગ્રેજીમાં કેહેવત છે કે,

On earth there is nothing great but man.
In man there is nothing great but mind.

આ ભુમંડળ ઉપર કોઇપણ મોહોટું નથી. પણ માણસ મોટો છે. અને માણસમાં મોટી ચીજ મન છે.

આ વિશે સંસ્કૃત અને પ્રાકૃતમાં ઘણી તરેહનાં દ્રષ્ટાંતો આપેલા છે. અને કદીએ પણ મનની મનુષ્યને કેટલી તાબેદારી ઉઠાવવી પડેછે, અને તેને સાવધ રાખવાને આપણી બિલકૂલ કાળજી ટેવ, વ. અભ્યાસ નથી, તેનું કારણ શું? એ વિશે પૃથક પૃથક દ્રષ્ટાંતોથી સમાધાન કરેલું છે. તો પછી તે ફકરાઓ મારે દાખલ કરી દર્શાવવા તેનાં કરતાં ટુંકામાં એટલુંજ બતાવું છો કે મન સાધ્ય રાખવાને મનને કોઇપણ ધંધામાં નાંખવું. એ બાબત એક વખતે ફરતા ફરતા મારે એક સારા મૂઘઢ, અને યોગસંપન્ન, યોગીરાજ પરમહંસ દિક્ષાથી મને જોવામાં આવ્યા. તેની સાથે જ્ઞાન સંબંધી ચરચા કરવામાં આવતાં મને તેઓની વિદ્વતા વિશે ઉત્તમ મત્ત ધરાયો. પરંતુ જે વખતે હું તેઓનાં આશ્રમ ઉપર ગયો. ત્યારે પોતે, એક સ્વચ્છ જગા કરેલી, અને ત્યાં જોઇએ છૈએ તો એક ઉત્તમ સાથીઓ પોતે પુરેલો છે. અને નાગપાશ કરેલો મારા જોવામાં આવ્યો. તે બાપત મેં તેમને પ્રશ્ન પુછ્યો કે, આ બધરા લોકો સાથીઓ પુરેછે તેવું માઇક કૃત્ય આપે હાથ ઉપર લીધેલું છે કે શુ! અને એ કરવાથી લાભ શું છે! તે કૃપાવંત થઇ મને કહો. તે ઉપર ઘણી ચરચા થતાં તેઓ એટલું બોલ્યા કે મનને સાધ્ય રાખવાને, અને માયાનાં ઝપાટામાં રહેલું મન, તેને માઇક આનંદ આપવાને, તથા દેહને સુસ્તી ઉડાવવાને, તથા સમુદ્રની છોળની માફક જે મન ઉછાળા મારેછે, તેને સ્થિરપદ આપવાને, આ ક્રીયા કરવાની જરૂર પડી છે. પરંતુ આ દેહ મધેનો વૈશ્વાનર તેને સ્વાધીન નથી, તેમજ મન શિવાયની બીજી ઇંદ્રિઓ એ વેહેવારમાં ગુંથેલી નથી. પરંતુ મનનું જે સ્વામિત્વ, અને સરદારિયત, બધી ઇંદ્રિઓ ઉપર છે. તેનાંથી વિખુટું કરવાને આ ધંધો હાથ ઉપર લીધોછે. અને આ નાગપાશની ક્રિયા પૂર્ણ બતાવેલી હકીકત મુજબ, જે વખતે, શ્રી કૃષ્ણ જમનાજીમાં કાળીનાગને નાથવાને પડેલા. તે વખતે તેઓએ જે કૃત્ય કરેલું તેનો એક ચિતાર છે. અને

કાષાનમરીની શોધને સાર જ્ઞાનદષ્ટીથી આ સંસારના સારરૂપ બો-રીંમ ઉપર નવનીધી છે. તેને શી રીતે માયાના પાશે બાંધિલીછે. તેની લક્ષણાપદને સમજવાને, આ કૃત્ય મેં હાથ ઉપર લીધુંછે. અને કાળનું ચલણ થાય, તેની અંદરે હર્ષ વ. શોક સ્વભાવિક ઉત્પન્ન ન થાય, એટલા સારૂ, તેમજ દેહ આળસનાં બીછાના ઉપર ન પડી રેહે. તેજ હેતુથી આશક્ત રહિત આ રમુજ દાખલ ક્રિયા કરીછે. અને મુખ્ય તો મનને રોકાણ સારૂજછે. આ જ્યારે હરેક રીતે મારા મનને યુક્તિ, અને બોધરૂપે ઠસાવ્યું, ત્યારે મને ઘણોજ આનંદ થતાં તેઓની વિદ્વતા, જ્ઞાન, એને વિશે ઘણાજ મોટાઈના વિચાર આવ્યા. જે બતાવવાને હું હાલ કેવળ શબ્દ વ. વાક્યથી અશક્ત છો. માટે મારે દરેક મનુષ્ય ભાંડુઓને વિનંતી કરવાની જરૂર થાયછે કે, મન સાધ્ય કરવાને કોશીસ કરો. અને તે કોશીસ, અભ્યાસ, અને સદસત્ વિચારથી થશે.

માણસ માત્ર કેવળ વૈભવનાં દુઃખી છે. તે વૈભવ મેળવવાને હજાર રીતથી હજાર પ્રયત્ન કરેછે. અને તે વૈભવ ક્ષણભંગુર છે. એમ પુખ્ત વિચારથી જોવામાં આવેછે. એથીજ એમ કેહતી ચાલી છે. કે "ઓ દીનબી જાયગા" અર્થાત્ સુખ આવ્યું. કે પછી દુઃખની વારી આવીજ. તડકો હોય, તો, છાંયડો આવેછેજ. તેજ મુજબ આ દુનિયામાં રેટમાળ ફર્યા કરેછે. તે ઉપરથી ગીતામાં વાક્ય છે કે, પં-ડિત મુવાનો કીંવા જીવવાનો હર્ષ વ. શોક કરતાજ નથી. એકી વખતે સર્વ રીતથી સંપન્ન સુખ કોઇને મળતુંજ નથી. શરિર સુખ, દ્રવ્ય સુખ, સ્ત્રી સુખ, વિદ્યા સુખ, પુત્ર સુખ, વાહન સુખ, ઘર સુખ, પૃથ્વિ સુખ, રાજ્ય સુખ, ધાન્ય સુખ, મિત્ર સુખ, હુન્નર સુખ, બળ, સુખ, કુટુંબ સુખ, આયુષ્ય સુખ, ઈશ્વર સુખ. આ બધા સુખોથી પૂર્ણ કોઈપણ નથીજ. અને આ સુખ જ્યારે નથી, ત્યારે આનંદ સુખ ક્યાંથી હોય? આનંદજ સર્વ સુખની ટોચ છે. એક કઠિયારો લાકડા કાપવાને ગએલો. તે કાપી તેનાં પૈશાથી પોતાનો ગુજારો કરતો હતો. એક વખતે તેણે એક જગા ઉપર વિદ્વાન ટોળી ઝામેલી છે. અને એક નીપૂણ બ્રા-

ઘણુ સારા શિંહાસન ઉપર બેશી બધાને કથા વારતા કહેછે. અને પછી તેને સારૂ સારી સારી સામગ્રી આવેછે. તે જોઈ પેલા કઠીઆરાને વિચાર થયો કે, આપણને ઇશ્વરે શરિરથી આરોગ્ય રાખેલા છે. પરંતુ બુદ્ધિ તથા જ્ઞાન આપ્યું નથી. તેમજ વર્ણ પણ સારો નથી. માટે ઈશ્વરની યાચના કરી એ સુખ મેળવવું. આ દૃઢ નિશ્ચે થવાથી તેણે તે યોજના કામે લગાડી. પરમેશ્વર દીનદયાળ છે. તેની તે ઇચ્છા કેટલાએક કાળે પૂર્ણ થઈ. શુકલજીને ઘેર અવતાર લીધો. ભણી મોટો વિદ્વાન થયો. ખાનપાન મળેછે, પુસ્તકોનો ભંડાર ભરેલો છે. પરંતુ દ્રવ્ય અને સુશીલ સ્ત્રી નહીં એટલીજ માત્ર કસર. એક વખતે કોઈ ધનાઢ્યને ત્યાં કથા વાંચવા ગયો. ત્યારે તે ઠેકાણે નાનાં વિધીની લક્ષ્મી, સુંદર સ્ત્રી, અને સર્વ રીતનું સુખ જોઈ, મન સાથે વિચાર કર્યો કે, ઈશ્વરે આપણને ઉત્તમ દેહ આપ્યો, ઉત્તમ વિદ્યા બક્ષી, પરંતુ સુંદર સ્ત્રી, અને લક્ષ્મીરૂપિ વૈભવ આપ્યો નહીં. એથી તે માણસ તે તદબીરમાં પડ્યો. કાળાંતરે તે ઉત્તમ શાહુકારને ત્યાં જન્મ્યો. સુંદર સ્ત્રી મળી. લક્ષ્મી પ્રાપ્ત થઈ. અને છેવટ સુખ ભોગવતાં એક અંતરગળનો રોગ દેહમાં થયો. તેથી અંતરસ્થાન મોટું દેગડા જેવું થએલ છે. અને શરીરને કોઈ પણ પ્રકારનું ચેન પડતું નથી. સંસ્કારી હોવાથી તેને પૂર્વાશ્રમનું ભાન રહેલું હતુંજ. તેની રંભા સરખી સ્ત્રી આવીને જે વખતે પાસે બેસે ત્યારે તેને જોઇ તેને પોતાનાં મન સાથે અત્યંત ખેદ થાય. જે ખેદ જેને અનુભવ હોશે તે શેજ જાણી લેશેજ. જ્યારે સ્ત્રી ખાવાની બાબત રૂચી પુછે, તે વખતે બતાવે કે આપને સારૂ શીરો, પુરી, કાંઈ કરૂં? પક્વાન બનાવું? ત્યારે પેલા ભાઈ જવાબ આપે કે, તે બધાને નાંખ ચુલામાં. મને કાંઈ ભાવતું નથી. મારે સારૂં તો એક નાહાની સરખી મેથીની ભાજીની રોટલી બનાવ. અને મીઠા વનાનું શાક કર. જુઓ વૈભવનું ભોગાયતન. છેવટ ઈશ્વર પાસે તેણે અરજ કરી કે, આપે મને જે જે, વખતે, જે જે, માગ્યું, તે આપ્યું. તે પ્રમાણે મને મળ્યું. પરંતુ હજાર રીતથી હજાર તજવીજ આપે રચે-

લી છે, તેથી હવે મારૂં માગવું બીજું કાંઈ નથી. પણ તારી નજ-રમાં આવે તેમ કર. હું આરી આશા અને તૃષ્ણા કાંઈજ રાખતો નથી. તારી કળાને તુંજ માહેર છે. એમ કહી એક પરમેશ્વરની નીરંજનાકારે સ્તુતિ કરી. છેવટ કાળાંતરે રૂણ બંધનમાંથી છુટો કૈવલ્ય પદને પામ્યો. તેમ મનનાં લોમ વિલોમપણાથી આવા પ્રકારનો સંસ્કાર થાય છે. સત્ય અને શાંતિ રાખવાથી માણસને અક્ષય સુખ મળેછે. એવો પક્કો લક્ષ રાખી ચાલવું. એ ઉપર એક શ્લોક,

**श्लोक.**

मार्गेमार्गेनिर्मलंसाधुवृंदं वृंदेवृंदेतत्वचित्तानुवादः

वादेवादेजायतेतत्त्वबोधो बोधेबोधेसच्चिदानंदभासः

અર્થ-જો મન સાધ્ય રાખી ઇશ્વર સંબંધી માર્ગ, જે શ્રુતી, સ્મૃતીએ બતાવેલો છે. તે માર્ગ પકડી ચાલવાથી નિર્મળ સાધુ લોકોનો સમા-ગમ કરવાની ઇચ્છા થાયછે. અને એવા સમાગમે કરી તત્વ શું છે ? તેનો તેની ચિંતા ઉત્પન્ન થવાથી વૈખરીરૂપે. વાદાર્થ કરવાની દીલમાં ધ્વની પેદા થાયછે, તે વાદ વિવાદ કરીને તત્વ શું છે. તેનો બોધ મળેછે. અને બોધ હમેશ મળવાથી કાળાંતરે સચ્ચિદાનંદનું ભાસ થાયછે. અને જે ભાસ્ય થાય તે અતિ ઉત્તમ કૈવલ્ય સુખનું ધામ છે. આ જ્ઞાન લક્ષણ મળવાને શ્રી ગીતાજીના બોધ ઉપર વિચાર થાયછે. તો તે મન અને બુદ્ધિ એ બે યોગે પ્રાપ્ત થાયછે. બુદ્ધિ વિષે મેં મારા બીજા વિષયમાં દર્શાવેલું છે. તોતે વિષે આ ઠેકાણે બતા-વવું વિશેષ ઉપયોગી હું ધારતો નથી. મન વિષે એક આર્યામાં એ પ્રમાણે બોધ આપ્યો છે કે,

**आर्या.**

पतितःपशुरपिकूपे निःसर्तुंचरणचालनंकुरुते ॥

धिक्त्वांचित्तभवाब्धे रिच्छामपिनोबिभर्षिनिःसरतु ॥

અર્થ—કુવાની અંદર પડેલો પશુ ઉપર આવવાને સારૂ પોતાનાં હાથ પગ હલાવેછે. પરંતુ હે મન, તને ધિક્કાર હજો, કેમકે તું ભવ

સમુદ્ર મધે બુડવાની તૈયારીમાં છતાં, તેમાંથી તરી પાર ઉતરવાને ઈચ્છા સરખી પણ તું કરતો નથી.

આ રીતે મનને કહેલુંછે. આ બધા ઉપરથી આપણે શ્રોતાઓને સાર, અને બોધ, લેવાનો એટલોજ છે કે, આખા ભૂમંડળ ઉપર જગાએ, જગાએ, ઈશ્વર સંબંધી જ્ઞાન મળી શકેછે. અને તેને નિત્ય જોઇએ છૈએ. તથાપિ આપણ તે ઉપર માત્ર મન પરોવતા નથી. તેથીજ નજીક રહેલો પરમાત્મા દુર જોવામાં આવેછે. માટે બાઇઓ આપ પોતે પોતાનું સ્વરૂપ પીછાની મનને સાધ્ય રાખી વર્તો એજ મારો આ ભાષણરૂપે ઉપદેશ આપવાનો હેતુ છે. અને તે પ્રમાણે થવા તમોને જગત કરતા સાનુકૂળ થઈ પ્રેરણા કરો. એ મારી આપ સર્વને સારૂ તેઓ આગળ સ્તુતિ છે.

ચિત્ત, એ, જે પ્રમાણે અંગ્રેજ સરકારે ખજાનો ભરી રાખવાને જેવી સેફ પેટી, લોડાની કાહાડેલી છે. તેવું છે. અને તેનું અબનું તાળુ બુદ્ધિ છે. અને કુંચી વૃત્તિ પાસે છે. જો મન ચંચળ હોય, બુદ્ધિ મુસલાગ્ર હોય, અને કુંચી વૃત્તિ પાસે જાય તો, આ ત્રણે મળી તે ભવસાગરનાં રેંટમાળમાં અકળાયછે. અત્યંત દુઃખ પામે છે. અને તેથી પોની સંબંધે જે અવતરવું પડેછે. તેનો પશ્ચાત્તાપ આટલી વસ્તુનાં કુયોગે થાયછે. માટે મનને સાવધ રાખી, કુશાગ્ર બુદ્ધિ કરી, નિવૃત્તિ રાખશો તો આ મોટા ફેરામાંથી ટળવાનો દિવસ નજીક આવશે. પારશમણીને પકડવાનો મુકી કથિર તરફ જે વલણ થાયછે. એ ભુલ આપણી કેવડી મહોટી છે? તે બાબત મને સંપૂર્ણ ખેદ થાયછે. પણ શું કહું? ઘણા દુર દેશનો મામલો હોવાથી મારાથી તેને મળી સલાહ આપવાને બનતું નથી. તે ખાતે મારૂં મન આકુળ વ્યાકુળ થતાં દિવ્યચક્ષુ મળ્યાં નથી. એથીજ શરમિંદી થાય છે. પણ અભ્યાસ જારી રાખી, આપ બાઇઓનાં આશિર્વાદોથી તે દિવસ નજીક આવે એવું ઇચ્છું. સમૃદ્ધિ અને સુખનું મુખ્ય સાધન મનજ છે. એ સિદ્ધાંત જ્ઞાની તથા વિચાર શીળ, તથા તત્વજ્ઞાનીથી થએલું છે. તે ઉપર આશંકા લેવા, આ કલમને બિલકુલ તાકાતજ નથી.

હવે મારૂં ભાષણ સમાપ્ત કરી સર્વને અભિવંદન પૂર્વક શિર સાષ્ટાંગ દંડવત્ પ્રણામ સેચ્ચન ક્રિયાવડે કરૂંછૌં તે માનપૂર્વક ખરા રૂપકે સ્વિકારી લઈ, બાળક ઉપર રોષની માફી બક્ષશો.

દુહો.

જે સુખ નિત્ય પ્રકાશ વિભુ, નામ રૂપ આધાર;
મતિ જાણે જાણે ન મતિ, તે હું શુદ્ધ અપાર. ૧
અબ્ધિ અપાર સ્વરૂપ મમ, લહરો વિષ્ણુ મહેશ;
વિધિ, રવિ, ચંદ્ર, વરૂણ, યમ, શક્તિ, ધનેશ, ગણેશ. ૨
જે કૃપાળુ સર્વજ્ઞનું, હ્રદય ધરે મુનિ ધ્યાન;
તેનું થાય ઉપાધિથી, મુજમાં મિથ્યા ભાન. ૩
જે જાણ્યા વિણ જગત છે, જેમ રજ્જુમાં સાપ;
મુળ જાણે જગ આહી નહી, સોહં આપો આપ. ૪
આહી બોધ જેનો સુકૃતિ, ભજે રામ નિશ કામ;
તે મારો છે આતમા, તેને કરૂં પ્રણામ. ૫

વિચારસાગર.

આ મંગળાચરણના દુહામાં બહુ ગંભીર વિચાર અને અર્થ છે, તે બાબત જેને વેદાંત અને શ્રુતિ, સ્મૃતિ, સંપૂર્ણ વાંચેલું હશે તેને જણાશે. તોપણ શબ્દાર્થ માત્ર દર્શાવું છૌ.

જે (બ્રહ્મ) છે, તે આનંદ રૂપ છે. નિત્ય છે. પ્રકાશી છે. વિભુ એટલે વ્યાપક છે. નામરૂપનાં આધાર એટલે અધિષ્ટાતા છે. વળી જેને સામાન્યબુદ્ધિ જાણી શક્તિ નથી, પણ તે બુદ્ધિને જાણે છે. અથવા જેને બુદ્ધિ પ્રકાશ આપી શક્તિ નથી, જે બુદ્ધિને પ્રકાશ આપેછે. એટલે સ્વયંમપ્રકાશી છે. એવું જે શુદ્ધ અને અપાર બ્રહ્મ, તે બ્રહ્મ હું છૌ. મારૂં પ્રત્યેક આત્મસ્વરૂપ અપાર સાગર જેવું છે. તે પ્રત્યેક આત્મસ્વરૂપિ, સમુદ્રની, વિષ્ણુ, શિવ, બ્રહ્મા, સૂર્ય, ચંદ્ર, વરૂણ, યમ, શક્તિ, કુબેર અને ગણપતી, એ સર્વ લહેરીઓ (મોજાં) છે.

જે કૃપાળુ ઈશ્વરનું યોગીલોકો મનમાં ધ્યાન ધરેછે. તે ઈશ્વરનું માયાઉપાધિથી, મારા શુદ્ધ, પ્રત્યેક, તત્વસ્વરૂપ, વિશે મિથ્યા ભાન થાય છે. અર્થાત્ આ મંગળાચરણ જેવું ઉપરથી જણાય છે. પરંતુ તે ઈશ્વરનાં મંગળાચરણ રૂપ છે.

જે બોધની ઇચ્છા કરેછે. અને નિશ્કામ થઇને શ્રી રામને ભજે છે. તે શ્રી રામ મારો આત્મા છે. એટલે હવે હું બીજા કોને પ્રણામ કરૂ? અર્થાત્ મારો આત્મા, રામચંદ્ર, વ. પરબ્રહ્મ છે. એટલે તેથી ભિંન્ન કાંઈ મને નથી. સર્વ એકજ છે. તોપણ લોકને બોધ સારૂ વૈખરી રચનાં દર્શાવવિ જોઇએ એજ હેતુ છે.

## नरबोध.

તારીખ ૩૦ મી આગષ્ટ સને ૧૮૭૯. મુકામ નવસારી.

આ દેહને મુખની અંદર જીભની અને દાંતની વચેની જગા નીચે, જ્યાં કે, મોહોનું અમિનું પાણી. એકઠુ થવાનું સ્થાન છે. તે ઠેકાણે એક રસોળી જેવા મોહોટો માંઉસ અને રૂધિરનાં જથાનો એક પરપોટો ઉપશી આવેલો. તેની વેદના થવાથી નવસારીના ડાકટર ગીમી પાસે, તેની ક્રિયા કરાવતાં, તેણે નસ્તર મુક્યું. આ મરજ ઉપરયાને આસરે બે ત્રણ માસ થએલા. તેથી, તેના ઉપર આવી ત્રણ વખતે નસ્તર મુકાવવાની ક્રિયા કરાવેલી. બે વખતે ઉપલા મી. ગીમી પાસે, અને એક વખતે કાલીઆવાડીના ડાકટર મી. જમસેદજી પાસે. આ બંને અંગ્રેજ સરકારની ડાક્ટર ખાતાની કેળવણીની કોલેજમાં પસાર થએલા ગ્રહસ્થો છે. તેઓનો ઉપચાર શસ્ત્ર અને ઔષધી હતું. આ દિવસે લોહી અને સફેતિનું ચિકાશવાળું પાણી નીકળી જવાથી જરા વેદના થઇ. આખો દિવસ મોહોમાંથી લાળ અને થુંક ગયું. અને તેની સાથે સળેખમ થયું. આ વેદના જરા જીવને અને મનને પશ્ચાતાપ કરતાં જણાઇ. તે દિવશ ભાધરવા સુદ ૧૪ ને વાર શનેઉ. જેને આનંદ ચૌદશનો દિવસ ગણેલો તે છે. સર્વ કોઇને આનંદનો દિવસ લાગેલો. બેતો મારા કોચ ઉપર સુઈ રહી, દિવસ નિર્ગમ કર્યો. સાંજે સંધ્યા સંધિ વખતે ઉઠી અને મનમાં તુરંગ ઉઠ્યો કે, આવી ગંદી દેહની અંદર હજાર તરેહના હજાર રોગ ઉત્પન્ન થાયછે. અને તે ઉપર આશક્તપણું રાખી આપણે બેસીએ છીએ. અને વેદના વખતે કાંઈ ઇશ્વર પણ યાદ નથી આવતા, અને લૈકિક, પ્રિતિનાં પદાર્થો પણ ઉપયોગ આવતાં

નથી પરંતુ તન, મન, અને ધન, આદિક રોગને અર્પણ થઇ, તેની દ્વૈત ધ્વનિમાં જીવ અને પ્રાણનો પ્રચાર થાયછે. માટે જરા સાવધ થયે વિચાર કરો કે, જીવ, કાંઇ એ વિશે સ્મર્ણાર્થને સારૂ લખ્યું. આ ઉપરથી આ દેહ જેને નર સંજ્ઞા લૌકિકમાં આપી છે. તેને બોધરૂપી એ અક્ષર લખી અદ્વૈતભાવં ઉપર ઇશ્વર રાખે, ત્યાં સુધી તેના વિશે વિચાર બાંધવાને આ દેહે, પંચભુતાત્મક વિષયનો આ ભાવ કરી, બુદ્ધિ પોરવી નીચેનું બ્યાન કરી રાખ્યું છે.

સાધન સાધવાથી સિદ્ધ થાયછે. અને તે થવાને સારૂ પૂર્વના સંચિત્ કર્મ ઉપર વિશેષ આધાર રહેલો છે. અને તેમાં પણ પરંકૃપાળુ ઇશ્વરની ખરેખરી કૃપા જોઇએ. તેમજ કૃપા વગર કોઇ પણ રીતે કાર્ય થતું નથી. દ્દષ્ટાંત, એક આદમી ઘણોજ વિદ્વાન, કામકાજમાં કૃશળ, અવયવથી મજબુત, એવું તેનું સર્વ શરિર અને નિતિનું આચરણ છે. આ તેનું સાધન છે. તોપણ જો કોઇ અમલદારની કૃપા નથી હોતી તો કાર્ય થતું નથી. વળી બીજું દૃષ્ટાંત એ છે કે, જુવારની અંદર કોઇ પણ અંગારો વાવતું નથી. અને વાવે તો તેનું બી અને જમીન બંનેને બાળી નાંખેછે. એ પ્રમાણે કૃપા અને કર્મ એ બેથી ફળ મળેછે. અર્થાત્ માયા એને સાધીને, બ્રહ્મની ઓળખાણ થાય તો, નિર્વિઘ્ને કાર્ય સાંગોપાંગ ઉકલે છે. તેમજ જ્ઞાન મેળવવાને મજબુત ગુરૂ જ્ઞાનમાં હોય તો, તે પોતે જ્ઞાની થઇ કાર્ય ઉકેલી શકેછે. અને પોતે ફળ આપેછે. નહિંતર કાંઇ પણ બનતું નથી. માટે કાંઇ સાધન સાધવું, અને કાંઇ કૃપા સાધવી. કૃપા મેળવવામાં દીનતા, અને સાધન સાધવામાં યુક્તિ વ. સત્પ્રપંચ, આ બે ભેદ સંસારને અને યોગીને, તથા ઇશ્વરના ઘર તરફની ખરો રસ્તો જોવાને, તથા ત્યાં પોચવાને અવશ્યક જરૂરનાંછે. જો સાધન સાધ્યું અને કૃપા નહીં હોય તો, જે પ્રમાણે વાંઝણી સ્ત્રીને પુત્ર વ. પુત્રિની અપેક્ષા કાયમ રેહેછે. અને ફળમાં શુન્ય નિશ્પન્ન થાયછે. એ પ્રમાણે થવાનું એ નિઃસંશય જાણવું. આ પ્રમાણે કાર્ય સાધવાને કાંઇ સાધન કરવું, અને કૃપા સાધવી, અને આ બે પક્ષ જો હાથમાં આવે તો આત્મા કોણ છે, એનું ભાન દેહરૂપી ઘટમાં

ઝુરત માલમ પડેછે. અને તે સાધન અને કૃપાથી પ્રાપ્ત થાયછે. સાધન, એને કર્મ કેહેછે. તેમજ ઈશ્વરને ઓળખવાને સારૂ અસ્તિ (મુર્તિ.) ભાતિ, (ઉપાસનાં.) પ્રિય,(જ્ઞાન.) અને રૂપ,(સ્વરૂપ.) આટલો સંસ્કાર પ્રથમથી કરવો પડેછે. એ જે કરવાપણું. તેને સાધન વ. કર્મ કેહેછે. ત્યારે સાધનમાં અસ્તિ અને ભાતિ, એ બે પ્રાપ્ત થાય છે. અને કૃપામાં પ્રિય અને રૂપ, જોવામાં આવેછે. માટે તે પ્રમાણે જેને નરદેહ ખરો જોવાની જરૂર હોય તેણે કરવું. મારો દિવસ સંધ્યાકાળ પર્યંત જે બિછાના ઉપર ગયો તેમાં તારૂં હે કરૂણાસાગર પ્રભુ ધ્યાન ન થયું, તે બાતે મને અત્યંત દિલગિરી પેદા થઇછે. અને તેં કૃપાવંત થઈ મારી બુદ્ધિને સાંજે આ લખવાનું સુઝાડયું, તે બાતે મને ઘણોજ મનમાં આનંદ પેદા થયોછે. આ દેહ ક્ષણભંગુર છે, એવું મને પૂર્ણ ઓળખાયું છે; તથા મારા મનમાં સ્થિરતા અને સંભાવ લક્ષ, એટલું થાય એટલે હું દુઃખને વિશે અને હર્ષને વિશે વધારે આશક્તપણું નહીં ધરાવું, આ દુનિયાના જન અને જીવોને જોઈ જ્યારે મને જ્ઞાન પ્રાપ્ત થશે, ત્યારે હું સરખા માનિશ અને મને દ્વૈત ભાસે નહીં તે સારૂ હે કરૂણારૂપી ઈશ્વર મારામાં રાગ, દ્વેષ, જે દુષણછે તે કાહાડ. આ મારા જીવને કહી બોધભાવ ઉપર પાછો ઉતરૂં છું.

સઘળા જન અને જીવોને જોઈ, પછી કોઈ દ્વૈત ભાસતું નથી. અને એ પ્રમાણે થયું ત્યારે જાણવું કે, ઉત્તમ જ્ઞાન પ્રગટ થયું. અને જ્યારે સઘળા પ્રપંચ સમી ગયા ત્યારે જાણવું કે, સમજના ઘરમાં આવ્યો. જો આ પ્રમાણે થવામાં ન્યુનતા રેહી તો જાણવું કે, તે શબ્દવાદી થએલો છે. તેનું મન મતે ભરાઈ ગયું છે, અને તેમ થઈ સંસારનાં રેંટમાળના ફેરામાં અફળાયછે. તે આવિ રિતે કે, ચારખાણ તેને જોવાની જરૂર થાયછે. સંસારમાં જ્ઞાન અને મોક્ષ થવાને નરદેહજ મુખ્ય અને છેલ્લો કિનારો છે. તે છુટી જઇ ૧ અંડ,(જઇફુ.) ૨ સ્વેદજ,(પરસેવો.) ૩ ઉદ્ભિજ, (ઝાડ.) ૪ જરાયું, (મૈથુન.) એવી ખાણોના દરિયામાં અફળાય છે. જે માણસ માત્ર મોહોડેવતી અહંબ્રહ્મ, એનું ભાશણ કરેછે, અને અંદરખાને વિશ-

મનો ભરેલો રેહેછે, તે માણસને ઉત્તમ અવતાર પ્રાપ્ત ન થતાં ન. મોક્ષ નહીં મળતાં ક્ષુદ્ર (અધમ) અવતાર ધારણ કરેછે. તે સંસારનાં સઘળાં કાર્ય કરી શકેછે. પરંતુ તે જરા પણ જાતકર્મ કરી શકતો નથી. જાતકર્મ એનેજ સાધન કેહેછે. તે ન થવાથી તે અધમ મતિનો સમજાઈ પૈસા અને વિદ્યાનો ભાર ઉચકનાર થાયછે. તેવા આ યુગમાં હજારો જોવામાં આવેછે. અને તેને જોઈ હું ઘણોજ દિલગીર થાઉ છો. જ્ઞાનને પામેલો તે પછી કોઈ પણ રીતે સંસારનાં કાર્ય કરતો નથી. પરંતુ ઈશ્વરના ચર્ણકમળને સેવવાના ધંધામાં પડે છે. જનકવિદેહિ શિવાએ આ સંસારમાં કોઈ રહી જ્ઞાન રાખવાની મનમાં ફાંકો રાખે તો તે તેની મોટી ચુક છે. એવા કોઈ થયો નથી. અને થવાનો પણ નથી. એવું ઘણા વિદ્વજ્જન અને જ્ઞાનીનું કેહેવું તથા કથન છે. પણ તે દુશણ દુર કરવાને સાવધ થવું એજ આપણું ખાસ કામ છે. સંસારમાં જ્ઞાન સમજવાને પિંડ એજ બ્રહ્માંડ છે. અને એજ પ્રમાણે વેદ, શ્રુતી, અને પુરાણથી પણ નિર્ણય થએલો છે. આ દેહ મનુષ્યને અતિ ઉત્તમ અને દુર્લભ આપેલો છે. તેમાં રહી જે કાયાનગરીનો શોધ કરેછે, તેને અતિ ધન્ય છે. તેમાં રમણ કરનાર કોણ છે, એને જોવા, તેનો વિવેકથી વિચાર કરવો, એથી સઘળા મનના તાપ સમાઈ અદ્ભૂત લીલા રચનારનું ભાન થશે. તેને સારૂ દાખલો કે, જેમ ગુરવાળ પદાર્થ રોજીંદા ખાવાથી અરૂચી કોઈ દિવશ થાય છે. પરંતુ સાદુ ભોજન, (ભાત દાળ) જમવાથી કોઈ દિવશ અરૂચી થતી નથી. તેજ મુજબ તેનું નિત્ય ભજન, અને ભક્તિ કરવાથી, અરૂચી ન થતાં અંતે, દ્વૈત ભાવ સમાય છે, અને પોતાનો દ્વૈતભાવ સમાયો, એટલે સઘળી ભ્રાંતિ ભાગીને આ દેહ એક આશક્ત રહિત ચોળો થશે. તે ઠેકાણે નિવૃત્તિ, કે પ્રવૃત્તિ, તાપ, કે શાંતિ, એનો આઓ લાગનાર નથી. અને એમ થવાથી નહિ જાગ્રૈત, સ્વપ્ન, સુશુપ્તિ, તુર્યા, કે ઉન્મની, આવવાની નહીં. અને સર્વ સમાઇને રેહેશે. જે પ્રમાણે ઝાડ ઉપરથી પાંદડું પડ્યું, અને બીજું ઉગ્યું, તેનો રાગદ્વેષ મુળ ઝાડને નથી,

તેજ પ્રમાણે આ દેહેનું, આશક્તપણું, જે જનને ગયું, એમ પૂર્ણ રીતે સમજાયું, તે માણસ જીવન મુક્ત છે. ઉત્તર ગીતામાં આ વિષેનો શ્લોક યથાર્થ છે.

श्लोक.

यथाखरश्चंदनभारवाहीभारश्यवेत्तानतुचंदनंच ।
तथैवविप्राश्रुतिशास्त्रपूर्णाज्ञानेनहीनाःखरवत्वहन्ति. ॥१॥

અર્થ—ગધેડા ઉપર ચંદનનો ભાર ભરેલો છે. તે માત્ર તે ભારનોજ ઉપાડનાર છે. પણ ચંદનનું જ્ઞાન તેને બિલકુલ નથી. તેવી રીતથી જે વેદ શાસ્ત્ર પુરાણ ભણેલા છે, અને જો તેને તેઓનું જ્ઞાન હોય નહી તો, તેવાને તદ્વત્ જાણવા.

વળી જે માણસને જ્ઞાન હોતું નથી, તે પશુવત્ છે. એ બાબત એજ ગીતામાંથી એક ફકરો નિચે આપું છો. અને મારા કથનને ટેકારૂપ હું સમજુ છો.

श्लोक.

आहारनिद्राभयमैथुनंच सामान्यमेतत्पशुभिर्नराणांम ॥
ज्ञानंनराणाम्मधिकोविशेशोज्ञानेनहीनांपशुभिंसमानः ॥

અર્થ—આહાર, નિદ્રા, મૈથુન, અને ભય, એનું જ્ઞાન ચારે ખાણને છે. તે મનુષ્ય આદિથી તે ઠેઠ પશુ સુધી છે. માણસમાં જ્ઞાન મેળવવું એજ માત્ર વિશેષતઃ રહેલું છે. અને જેને જ્ઞાન નથી. તે ( પુરૂષ વ. સ્ત્રી. ) પશુવત્ છે. એમ જાણવું. તે ઉપર એક દૃષ્ટાંત. હાસ્યવિનોદાર્થે ગણો કે ખરૂં માનો. પરંતુ બોધકરૂપે જાણવા લાયક છે. કે જ્યારે આવો અજ્ઞાની માણસ પશુવર્ગમાં ગયો ત્યારે બધા પશુ વિચારમાં પડી, વિસ્મય થઈ, આપસ આપસમાં વિચાર કરવાને મંડી પડ્યા. કે આપણને ચાર પગ છે. અને આ પ્રાણીને તો માત્ર બેજ પગ છે. તો એનું શી રીતે આપણી સાથે હળશે. માટે એને રાખવો નહીં. ત્યારે વળી બીજો બોલ્યો કે, આપણને તો શીંગડા અને પૂંછ છે. અને એને તો

એ બેમાંનું કાંઇજ નથી. માથે કાંઇ વાળ છે, પણ કાંઇ માંઉસની ભરેલી આપણા જેવી દાંડી નિકળેલી નથી. ત્રિજો ડાહ્યો પશુ હતો તે વળી જાદે એટલું આલ્યો કે, એ બધું તો ઠિકજ છે. પરંતુ આપણા અને એનાં ખોરાકમાં એક મોટો તફાવત છે. આપણે વનસ્પતિ અને વગર રાંધેલ અન્ન વિગેરે ભક્ષણ કરી રહીએ છેએ, અને એને તો રાંધેલું અન્ન જોઇએ. માટે એને આપણા વર્ગમાં ક્યાં રાખવો? જેથી એનો નિર્વાહ થાય. તે શોચમાં પડતાં છેવટ નિશ્ચય કર્યો કે, એ લોકોનાં મન તો ઘણાજ ભમતાં હોયછે. માટે કોઈ વખતે આપણને મરાવશે, વ. દગો કરશે. તો બેહતર છે કે, એને હરણનાં ટોળામાં રાખો. ત્યાં એની મેળે કુટી લેશે. આ પ્રમાણે પશુઓએ તેનો તિરસ્કાર કરવાથી, તે અજ્ઞાનિની આ દશા થઈ, તે ઉપર એક શ્લોક નીચે દરશાવું છો.

શ્લોક.

एशान्नविद्यानतपोनदानं नचापिशीलंनगुणोपिधर्म्मः ॥
तेमृत्युलोकेभुमीभारभूता मनुष्यरूपेणमृगाचरंति ॥

અર્થ—જે નરની વિદ્યા પાસે નથી, તેમજ જેણે તપ કર્યું નથી; તથા જેણે દાન કર્યું નથી, જેનામાં શીળ ગુણ પણ નથી, અર્થાત્ ગુણ રહિત છે, તેમજ કોઈ રીતનો ધર્મ પણ કરતો નથી; તે નરે મૃત્યુલોકને વિશે માત્ર પૃથ્વિને ભારનો આપનાર છે. તેનું રૂપ દેખાવમાં માત્ર મનુષ્યરૂપ છે ખરૂ, પરંતુ તેને હરણ તુલ્ય જાણવો. માટે શ્રોતા અને વક્તા સહિત, ને જ્ઞાન મળે એ બાબત મારી ઈશ્વર પાસે માગણીછે. અને તે મળવાને અભ્યાસ અને સમાગમની જરૂરછે. તેમાં કૃપા અને સાધન બે જોઇએ. તેમ થાઓ તથાસ્તુ.

---

## अहंब्रह्म.

નવસારી પ્રાર્થના સમાજમાં આપેલુ ભાષણ. તા૦ ૬-૧૧-૭૯.

"અહંબ્રહ્મ." આ શબ્દનો અર્થ હું બ્રહ્મ એવો થાયછે. બ્રહ્મ,

એટલે નિરાકાર, નિર્ગુણ, નિરઅહંકાર, અથવા માયાતિત, એવું ઇશ્વર રૂપકનું વાચ્ય છે. તેથી કરી, "અહંબ્રહ્મ" એટલે હુંજ ઇશ્વર એવા ધ્વનિ અર્થ થયો. જ્યારે હું ઇશ્વર એમ બોલાયું, ત્યારે કેહેનાર અને ઇશ્વર એનું અદ્વિતિયત્વ, સ્થાપિત થાયછે. અને આ સિદ્ધાંતે કરીને પ્રત્યેક વ્યક્તિ ઇશ્વરરૂપ છે, એટલે સર્વ સૃષ્ટિ, ઇશ્વરીજ છે, એમ કહેવું પડેછે. હવે બ્રહ્મ એટલે ઇશ્વર, એનું નિર્ગુણ અથવા અગોચર, વ. અકલ્પનિય રૂપ, જ્યારે આપણે માન્યું, ત્યારે આપણા બ્રહ્મા, વિષ્ણુ, માહાદેવ, એનું એનાં મોં આગળ ગજું શું ? સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિત્તિ, અને લય, એવા મોટાં કાર્ય જે દેવને હાથે નિશ્પન્ન થાયછે. તેને ઇશ્વર કહ્યા વગર કેમ ચાલે વારૂ ? જ્યારે હું બ્રહ્મ છો, એવું માન્યું ત્યારે માહાબળવત્ર દેવતાનું અપમાન થયું એમ કેમ ન કેહેવાય ? અને જ્યારે એમ થયું. ત્યારે આપણને પછી સ્વર્ગનું વ. મોક્ષપદનું સુખ શી રીતે મળશે ? ઇત્યાદિક અનેક વિચાર મનમાં આવેછે. આ માયાવે જીવને પોતાના મનમાં હાવિ તરેહનો વિચાર, વ. કલ્પના આવવી એ શેહેજજ છે. કેમકે આ જીવ, માયાની સાથે સંબંધ થયાને લીધે આપણને સગુણ માનતો, ત્યારે સગુણ ઉપાસકની નજર આગળ ઇશ્વરનાં સગુણરૂપ વિશે વિચાર બાંધે, એ સાહજીક છે. શુદ્ધ દ્રષ્ટિને જે રંગનાં ઉપનેત્ર ઘાલીએ, તે રંગની વસ્તુ આપણને જોવામાં આવેછે. પછી તે વસ્તુનો તેવો રંગ છે, એમ જોવામાં આવેછે. પરંતુ તે વસ્તુનો ખરો રંગ તે છે, એમ કેહેવાય વારૂ ? તેજ પ્રમાણે માણસનાં શુદ્ધ વિચારરૂપ નેત્રને, માયાવે અનેક તરેહનાં ઉપનયનો લાગેલા છે. તેથી કરીને બ્રહ્મના અનેક રૂપ તેઓને જોવામાં આવેછે. આથી ઉપાસકની સર્વ ક્રિયામાં ગડબડાટ થઇ, શુદ્ધ પ્રકાશ વસ્તુનું આચ્છાદન થયું. હવે બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ઇશ્વરનું સગુણરૂપ જે કેહેવાયછે, તે માઇક છે. એમ કેહેવાને બાધ નથી. વસ્તુતઃ જુઓ તો સર્વમાં ઇશ્વરી અંશ, જે બ્રહ્મ, તે એકજછે. એને સારૂ એક ઉદાહરણ આ ઠેકાણે આપ સજ્જનોને દર્શાવું છો. કંદિલમાં જે રંગનો કાચ મુકશો તે રંગનો પ્રકાશ આપશે. કાચનાં કારણે કરીને આપણે દીવાને

લાલ, પીળો, લીલો, એવું વિશેષણ આપીએ છીએ. પરંતુ આ સઘળો પ્રકાશ શેનો છે, તેનો વિચાર કરો વારૂ ? કાચરૂપિ રંગની ઉપાધીછે. એમ કેહેવાને કાંઈ હરકત નથી. મુળનાં જોત મધે ભિન્ન રંગછે શું વારૂ ! ના નહિજ. તેજ પ્રમાણે, (વ. તદ્વત્) બ્રહ્મને માયા રૂપિ ઉપાધી લાગવાએ કરીને તે સગુણરૂપે અનેક પ્રકારે જોવા આપણે મંડી પડ્યા છીએ. પરંતુ જે પ્રમાણે અનેક રંગનાં કાચે કરીને અંદર દિપક જેવો નિરાળો છે. વ. તે કાચનાં સંબંધે કરીને મૂળનું શુદ્ધ જ્યોતિ, તેનું સ્વરૂપ તેમાં જેમ ફેરફાર થતો નથી, તેજ મુજબ, જે નિર્ગુણ બ્રહ્મ છે, તે માયા ઉપાધી સગુણ મુર્તિથી નિરાળો છે. ફકત માયાની ઉપાધીએ કરીને માયાવે, ઉપાસકને તે પ્રમાણે ભાષ્યમાન થાયછે. આ પ્રકારે ઉપાસ્ય બાબતનું થયું. હવે ઉપાસક વિશે બોલીએ છીએ. જે પ્રમાણે શુદ્ધ દિપકને જેવા પ્રકારનાં રંગોનાં કાચ જોડિએ, તેવાંજ રંગનો પ્રકાશ દિપકનો દૃષ્ટિગોચર થાય છે. તેજ દિપકને કોઈપણ ઉપાધી નહી કરતાં, જે આપણી સ્વચ્છ આંખો જોવાની છે. તેને વતી જોવાથી વસ્તુતઃ જે સ્વચ્છ, અને ખરીછે, તેજ માત્ર જોવામાં આવેછે. તો આથી આપણે, તાત્પર્ય સમજવાનો એટલોજ છે કે, જે પ્રમાણે દિપ, અને જોનાર એ બેની વચમાં ઉપાધિરૂપ કાચ એ બિલકુલ ઉપયોગનો નથી. તેજને જોવાને તેજનું એકત્રપણું થવું અવસ્યક છે. અને તેમ થયું એટલે સજાતિનો સંબંધ તુરત થઈ શકેછે. તેજ પ્રમાણે જીવને માયાએ કરીને જે અનેક પ્રકારની ઉપાધી પ્રાપ્ત થઈ છે. તે યોગે કરીને બ્રહ્મની યોગ્યતા માલમ નહીં પડતા, વ્યર્થ ભ્રમની અંદર માણસ પડેછે. તેટલિજ માત્ર ઉપાધિ દુર થઈ એટલે તે ભ્રમ રહીત થતાં, ઇશ્વર અને તેની એક્ય રૂપતા તુરત થવાની, આથી શું સમજવું ? આ ઉપરથી આપણે સમજવું એટલુંજ છે કે બ્રહ્મા, વિષ્ણુ, આદિક દેવતા મધે જે બ્રહ્મ તેજછે તેજ સર્વ જીવ મધે છે. પણ જીવ માયાજાળ મધે અત્યંત ગુંથાઈ ગયો છે. તેથી કરીને તેને પોતાનો અનુભવ આવતો નથી. અંધારી કોટડીમાં જે પ્રમાણે

એક માણસને ગોંધિ રાખેલું છે. તેને જેમ સૂર્ય તેજની બિલકુલ માહિતી નથી. તેજ પ્રમાણે માયાવે અંધાર કોટડીમાં પુરાએલો જીવ તેને બ્રહ્મનો અનુભવ આવતો નથી. તેથી કરીને બ્રહ્મજ નથી, એવા નાસ્તિક મત્ત દુરાગ્રહે કરીને માણસ સ્વિકારે, ત્યારે તેને મૂર્ખ કોણ નહિ કેહે વારૂ? આંધળો માણસ જે પ્રમાણે પ્રકાશને જાણતો નથી, બેહેરાને સ્વરેનું માધૂર્ય જાણવામાં આવતું નથી, મુંગાને શબ્દ જ્ઞાન હોતુ નથી, તેજ પ્રમાણે અજ્ઞાને કરીને જે અંધ થએલો પાખંડી જીવ તેને બ્રહ્મનો સાક્ષાત્કાર થવાનોજ નહી. બ્રહ્મ સાક્ષાત થવાને માયાવે અજ્ઞાન પટનો સમુળગો નાશ થવો જોઇએ. જીવ માયાએ કરી બંધનમાં આવેલો છે. તેણે કરી પોતે સ્વતઃ વિદેહી છતાં દેહવાળો છો એમ માનેછે. તેથી કરી આ માઇક વેહેવારમાં ગુંથાઇ, તેને અનેક સુખ દુઃખનો અનુભવ લેવો પડેછે. તેથી દેહી કૃતનો અધિકારી થઇને તેથી થતી ઉપાધીનો તે પિડાવાન થાયછે. કેમકે દેહ માયાએ કરીને ઉત્પન્ન થઇછે. અને એનું શિદ્ધાંત એજ છે કે, જેટલી માયાની બાબત તેટલી સઘળી નાશવંત છે. ત્યારે જ્યારે આ નાશવંત દેહ, જેનું જીવને અહંપણું પ્રાપ્ત થયું. ત્યારે તેથી કરીને જીવાત્માને કલ્યાણ થવાની આશા કરવી. એ જેવું મૃગજળે કરીને તૃષા તૃપ્ત કરવાની જેવી અપેક્ષા તદ્દત્ જાણવું. તો જ્ઞાની જીવને મારો ઉપદેશ એટલોજ છે કે, જે આ દેહ વિષય આશક્ત છે. તેને પોતાનું માની અહંપણું ધરવું, એ જ્ઞાની જીવને યોગ્ય નથી. જીવ બ્રહ્મરૂપ છતાં એક કારણને લીધે અજ્ઞાન ગ્રહણ થઇને, આપણા ખરા સ્વરૂપ અને સ્થિતિને વિસરી જઇએ છેએ. અને સ્વપ્નામધ્યે જોયેલા મનુષ્ય, પથારી ઉપર સુતેલો છતાં મારી પછવાડી વાઘ લાગેલોછે, એમ ધારી બુમ પાડેછે કે મારી વાંશે વાઘછે. ધાવ, ધાવ, એમ બોલેછે. તે પ્રમાણે આ જીવ, આપણને દેહ સમજી તેની ક્રિયામાં અલિપ્ત રેહેવાને બદલે તે લિપ્ત થાયછે. ત્યારે જીવ માત્રે હું બ્રહ્મ છો, એવું માનવું એજ સત્પૂરૂષનો ઉપદેશ છે, તે યથાર્થ છે. હવે હું બ્રહ્મ છો, એવું માન્યું એટલે કેટલીએક મોહોટી અડચણો છે,

એવું શુક્ર દર્શની (એટલે એક આંખે જોનાર) લોકોનાં મનમાં આવે છે. કારણ બ્રહ્મ મધ્યે અને આપણા મધ્યે, કિંચિત માત્ર પણ સામ્યતાં નહીં, એવું આપણને પ્રથમ દર્શણિક લાગેછે. બ્રહ્મ નિર્ગુણ, આપણે શગુણ છૈએ. બ્રહ્મ નિરાકાર છે. આપણને આકારનું પરિમિતપણું છે. બ્રહ્મ અવિનાશી છે. અને આપણ નાશવંત છૈએ. બ્રહ્મ માયાતિત છે. અને આપણે માયા ઉપાધિત છૈએ. આપણે નાશવંત છૈએ. અને બ્રહ્મ સર્વજ્ઞ છે. આપણે એક દેશ વ્યાપિ, અને બ્રહ્મ સ્વયંભૂ છે. આપણે શુક્ર શોણિતાત્મક છૈએ. અને બ્રહ્મ સુખ દુઃખથી અલિપ્ત છે. આપણે સુખ દુઃખનાં ભોગાચેતન કરનાર, આપણે અહંકારયુક્ત, અને બ્રહ્મ અહંકાર રહિત. ત્યારે બ્રહ્મ અને આપણ એની વચમાં જમીન અશ્માનનો તફાવત છે. ત્યારે કિંચિત વ. નાશવંત જે આપણ, તેની જ્યારે બ્રહ્મની બરોબરી કરવી, ત્યારે હું બ્રહ્મ એવું માન્યું ત્યારે કેમ ચાલવાનું વારૂ? એવું જીવ માત્રને પ્રથમ ત્યાંજ શંકા આવેછે. હવે એ શંકા જો ધારો તો બ્રહ્મથી આપણ નિરાળા છૈએ, એવું ગ્રહણ કરીએ તો તે યોગ્ય છેજ. એકાદો બ્રહ્મ, અને હું નિરાળો નથી, એવી જીવની ખાત્રી થઈ, ત્યારે તે મારૂં જે ખોવાઈ ગયુંછે, તે સોધવાને મંડી પડેછે. અને તે સોધવાને મંડી પડ્યો, એટલે તેને આજુબાજુની સઘળી ચીજો ઉપાધી છે, એમ સમજી હું કોણ છોં, તે સમજવાના કામમાં પડેછે. તેટલું સમજાયું. એટલે તેને બ્રહ્મજ્ઞાન થયુંછે, એમ જાણવું. દોરડીનાં ઉપર જેવી સર્પની ભાવનાં રાખી, તે સર્પછે, એમ દૃઢ થયું, એટલે તે કાળો, સફેત, વ. નાગફેણવાળો, એવા અનેક કુતર્ક તે લેછે. અને પછી કેટલાએક તેને મારવાને દોડેછે. તેજ પ્રમાણે આ બ્રહ્મ રજ્જુ ઉપર દેહી સર્પછે, એવી ભાવના ધારણ કરીને તેનું અનેકરૂપ વ. આકૃતિ છે, એવું માની તેને અતિશય ઘોર ઉપાયે કરીને તેને જરજરીત કરવાને ઉદ્યોગ આચરેછે. પરંતુ હાથમાં દીવો લઈને જોવાથી સર્પને બદલે રજ્જુ નજરે જોવામાં આવતાંજ હાથમાંનો દીવો પડી જઈ, જેવી આપણને અજ્ઞાનપ-

ણાની શરમિંદી પેદા થાયછે. તેજ પ્રમાણે જ્ઞાનદીપ અજવાળું દેહને વિષે થયું, તેજ વખતે દેહની ભાવના તદન નષ્ટ થઈ તેને બ્રહ્મજ્ઞાન પેદા થાયછે. તેનેજ ખરૂં બ્રહ્મજ્ઞાન થયું એમ જાણવું. જેને બ્રહ્મ સાક્ષાત્કાર થયો એ આનેજ કહેછે. નહિતર ઘરોઘર અને ગલીએ ગલીએ અને મોહોલે મોહોલે બ્રહ્મજ્ઞાનનો મગજમાં ધુમાડો રાખી, ફક્ત તાલમૃદંગ ઠોકી લોકોને બતાવવાથી, વ. આંખ મિચી, મહારા પ્રિયકર દેવ, એવું પોકારી બોલવાથી, બ્રહ્મ સાક્ષાત્કાર થાય. એવું હોય તો હજારો લોકો જીવનમુક્ત થએલા આપણે તુરત જોતેજ. પણ બ્રહ્મજ્ઞાન કાંઈ સામાન્ય બાબત નથી. કેહેવતછે કે "બ્રહ્મજ્ઞાન કાંઈ છોકરાની વાત નથી." એ પેદા કરવાને તન, મન, ધન, અર્પણ થવું જોઈએ. કેટલાએક વેદાંત જાણવાપણાનું બાહાનું રાખી લોકોને બ્રહ્મજ્ઞાન વિષે પોતાનું અતિશય અભિમાન બતાવેછે. અને બ્રહ્મજ્ઞાન ઉપર પોતાની ઘરાકી તાજી કરવાનો હેતુ રાખી, મઝા મારેછે. હું વેદાંતિ છો. એમ કહી, હજારો લોકોને તે ભજનને નાદે લગાડેછે. અને હજારો પ્રકારના ઢોંગો કરેછે. અને ઉપદેશકપણાથી ગુરૂત્વ ભાગ સ્વિકારી હજારો ગરીબ, અને દુરબળ સ્ત્રિઓને, તે પોતાનાં શિષ્ય કરેછે. આ વાત તો ખરી છે કે બ્રહ્મજ્ઞાન મેળવવાને ગુરૂ તો અવશ્યક જોઈએ. પણ તે ગુરૂ કેવા જોઇયે? નિરચ્છિત, પરોપકારી, જ્ઞાની, જીવનમુક્ત, સ્વતઃબ્રહ્મ સાક્ષાત્કારે, અને સુખ દુઃખથી અલિપ્ત, અને શિષ્યનાં સુખ દુઃખ બદલ માનપૂર્વક કાળજી રાખનાર જોઈએ. એવા ગુરૂને તન, મન, અને ધન, અર્પણ કરવું એ શિષ્યનું કર્તવ્ય છે. હવે તન, મન, ધન, અર્પણ કરવું તે શું ગુરૂની દાળ રોટલી, વખતે વખતે પહોંચાડવી, અથવા ગુરૂનાં પરિવારનાં સમાચાર લેવા, અથવા ગુરૂને દક્ષણા આપી, તેની સ્તુતિ કરી આપણું નામ તેનાં ચોપડામાં નોંધાવવું, અથવા ગુરૂ કદાચિત ગૃહસ્થાશ્રમથી મોકળો થએલો હોય તો, તેની પાશે લડાઈ ટંટાનો એકાદ ખટલો લાવીને છણાવવો એવા વડીલ શબ્દનો લોકો અર્થ સમજેછે. પણ વાસ્તવિક એનો અર્થ તેમ નથી. જે પ્રમાણે પૂર્વે કહી ગયા છૈએ, તેવા નિરીચ્છિત

ગુરૂ હોવો જોઇએ. શિષ્યની તન, મન, અને ધન, અર્પણ કરવાની મનમાં ઇચ્છા છે ખરી, પણ તે કેવી? તન એટલે હું દેહ એવી શરિરની ભાવના રાખી તે અમિત દેહ પોતાનો માની તેથી હજારો પ્રકારનાં. દુઃખ ભોગવે છે. તે ભાવના ત્યાગ કરવી. અને મન એ જે માઇક વેહેવારમાં ગુથાયેલું છે. તે તરફની લોભ તદન બંધ કરીને ગુરૂનાં ઉપદેશ તરફ પક્કો લક્ષ રાખી, તેનાં બોધ ઉપર મન પોરવવું, એટલે તે મન, ગુરૂને અર્પણ થયું, એમ કેહેવાય. આ પ્રમાણે તન અને મન, એ એની ક્રિયાએ કરીને જે ગુરૂને ચરણે આપ્યો, સત્શિષ્ય લીન થયો એટલે તેને ધનની પરવા રેહેતી નથી. ધન એટલે થોડી મુદત ટકનારી સુખની જે નાશવંત વસ્તુ તે. તે ગુરૂનાં ઉપદેશથી તેનાં ઉપરની મમતા ત્યાગ કરવી, વ. તેથી અલિપ્ત રેહેવું, એ તેનો ઉપદેશ. તો જે વસ્તુ ગુરૂએ ઉપદેશ કરી તે શિષ્ય પાશે મુકાવે છે. તે ગુરૂ પોતે અંગિકાર કરવાનો શું વારૂ? અને એમ હોય તો તે ગુરૂ શિષ્યને લુટનાર કેહેવાને કાંઈ પણ હરેકત નથી. અને હાવા ગુરૂ પાસે ઉપદેશ લીધો તો શિષ્યને જ્ઞાન નહી મળતાં તે અત્યંત દુઃખનાં ખાડામાં પડવાનો એ સ્વતઃ સિદ્ધ જાણવું.

જે પ્રમાણે આપણે ગુરૂને વિશે અગાડી વર્ણન કર્યું, તેજ પ્રમાણે શિષ્ય પણ હોવો જોઇએ. ગુરૂ ઉપર તેનો પૂર્ણ વિશ્વાસ હોવો જોઇએ. માઇક વસ્તુનો તેને ત્યાગ થવો જોઇએ. અને બ્રહ્મ સાક્ષાત્કાર થવા સારૂ તેને નિજ ધ્યાસ લાગવો જોઇએ. વ. ગુરૂનો ઉપદેશ શ્રવણ થતાંજ તે વાત અંતઃકરણમાં દ્દઢ કરીને તે પ્રમાણે વર્તવું શરૂ કરવું જોઇએ. શિષ્ય મુમુક્ષ વૃત્તિએ કરીને જ્યારે ગુરૂને શરણ ગયો, ત્યારે તે જીવનમુક્તને મળીને બ્રહ્મનું સાક્ષાત્કાર જોવામાં આવશે. આવા સાક્ષાત્કાર થવાને જેનું મહત્પુન્ય હોય ત્યારે એવા ગુરૂ મળે. આમ જુઓ તો મને એક તરફ દાંભીકપણાનું અભિમાન મારામાં છે, અને તેવાજ ગુરૂ મળે પછી તેમાંથી શું સાર મળે. એક કહેવત છે કે "આંધળાની ટોળીને આં-

પણો ફેરવનાર હોય, તો પછી રસ્તો જડવાને બદલે, તેઓ ઉલટા ખાડામાં પડે." તો આવા આંધળા ગુરૂની ટોળી નીકળી લોકોને બોધ આપવા જાય તો તે પોતે તો પાપનું રૂપછે. અને બોધ પણ પછી પાપરૂપ જાણવો. તો પછી આંધળાઓનો આવું જાણીને ગુરૂ ભાગ સ્વિકારવો, એ કેવળ અલ્પમતિનું ચિન્હ છે. જ્ઞાનરૂપિ ચક્ષુ જેને છે, એવા દેખતા ગુરૂ કરવાને દરેક સુજ્ઞ પુરૂષે તજવિજ કરવી એ અવશ્યક છે. આપણે બ્રહ્મ છતાં, નથી, એમ માનીએ છીએ, એજ આંધળાપણાનું મુખ્ય કારણ છે. માટે તેને વિષે વિચાર અવશ્યક થવો સુજ્ઞ વ. જ્ઞાનીને લાજમ છે.

બ્રહ્મ જાણવાની ઇચ્છા કરી, તે માર્ગે લાગવાથી તેને બ્રહ્મ સાક્ષાત્કાર થાયછે.

यो ब्रह्मवेद ब्रह्मैवभवत्येवइतिश्रुतिः ॥

આ પ્રમાણે શ્રુતી છે. હવે બ્રહ્મ જણાય શી રીતે? એ એક પ્રશ્ન નીકળેછે, તેને સારૂ શું સંસારનો ત્યાગ કરવો? ઘર છાડવું? સ્ત્રી પુત્રને છોડી દેવા? ભગવા વસ્ત્ર પહેરવા? હાથમાં તાલ તંબુરા લેવાં? નામનું ઉચ્ચારણ મોટેથી કરવું? વ. કરાવવું? એવા પ્રશ્ન સેજ ઉત્પન્ન થવાના. વાસ્તવિક પુછો તો આ મધ્યે કાંઇજ કરવાનું નથી. અદૃષ્ટે કરીને જે ભોગ પ્રાપ્ત થાય, તેને ખુશીની સાથે ભોગાએતન કરતાં જવું. પરંતુ તે મધ્યે આશક્તપણું વ. દેહાભિમાન કેવળ રાખવુ નહીં. તેથી કેટલાએક અલ્પબુદ્ધિવાળાનો મત એમ થાયછે કે, જ્યારે દેહાભિમાન છોડયું, ત્યારે સઘળા પ્રકારનું પુરૂષાર્થ ક્ષીણ ગણાયછે. તેથી કરીને શરીરનું ઘસાવવું થતાં સર્વ રીતે નિરૂત્સાહ પેદા થઇ, લુચ્ચા વ. લફંગા લોકો આપણને દુઃખ દેવાના. તો પછી શત્રુનાં અંગને શત્રુત્વ ન બતાવવાથી તે આપણા ઉપર સ્વાર થઇ પડેછે. તો તેને સારૂ જે ઉપાય યોગ્ય લાગે તે યોજવાને કાંઇજ હરકત નથી. પણ માત્ર એટલીજ સાવધગિરી રાખવી કે મેં શત્રુને માર્યો, મારાથી આ કૃત્ય થયું, રાજ્ય સંપાદન મેં કર્યું, હું પરાક્રમી, હું શુરો, હું શત્રુજીત, એવું જે દીલમાં દેહાભિમાન જીવ

ભાળેછે તે વ્યર્થ છે. એમ જાણવું જોઇએ. કેમકે આ જે બનેછે તે દેહનાં જાગૃત અવસ્થાનાં ધર્મ છે એમ જાણવું. એમાં હું કાંઈજ કરતો નથી, અને એ શરિરનો ધર્મ છે. તો આ કૃત્યને સારૂ જીવને અભિમાન શા સારૂ રાખવું જોઇએ. પરાક્રમે કરીને જે રાજ્ય સંપાદન કરેલું છે. તેનો ઉપભોગ માત્ર જાગૃત અવસ્થાને વિશે થાયછે. બાકીની બે અવસ્થામાં તેનો ઉપભોગ થતો નથી. માટે એ સુખ ક્ષણિક છે આત્માને ત્રણ અવસ્થા છે.

૧. માયા પરોમોહિત આત્મા જે શરીર ધારી થઇ અન્ન પાનાંદિક અને સ્ત્રિ ભોગાયતન સંસ્કાર કરતો, તે અવસ્થાને જાગૃત અવસ્થા કેહેછે.

૨. તેજ આત્મા, માયા કલ્પિત સૂક્ષ્મ દેહ ધારી થઇ જીવ આ વિશ્વ મધ્યે અનેક સુખ દુઃખનો ભોક્તા થાયછે.

૩. આત્મા તમો મય થઇ સ્તબ્ધ થઇ બેસે છે. તેને સુષુપ્તિ એમ કહેછે. આ પ્રકારે આત્માની ત્રણ અવસ્થા છે. રાજાને રાજ મળ્યું એનું દેહાભિમાન રાખી બધા ઉપર સર્વ પ્રકારની સત્તા વાપરે છે. તેજ રાજા, જ્યારે સ્વપ્ન અવસ્થામાં હોય છે. ત્યારે તેને એમ જણાયછે કે, મને બધા મારેછે. અને મને હરાવી મારૂં રાજ્ય લઇ ગયાછે. અને મારા ક્રોધના ઉપર ક્રોધ આવી મને નાગી તલવારથી ગળું કાપેછે. એવું તરેહવાર રાતે દુશ્ચિન્હ નજરે જોવામાં આવેછે. તેથી તે મનુષ્ય ગભરાઇને ઉઠેછે. અને જાગૃત અવસ્થાને વિશે આવેછે. એટલે તેને સઘળું જોવામાં આવેલું ખોટું જણાતા તે ખુશીથી સુવર્ણ મંચક ઉપર સુતેલો જણાય છે. તો તે પ્રમાણે તેને સ્વપ્નાનું ખોટું જણાએલું, તેજ પ્રમાણે આત્માને જાગૃત અવસ્થાનું રાજ્યપદ પણ ખોટું છે. એમ જ્યારે સમજાયું ત્યારે બ્રહ્મરૂપને ઓળખે છે. હું રાજા, હું સાહૂકાર, હું ચોર, વિગેરે જે અહંપણું માયાના પાસે રાખી દેહ ઉપર આશક્તપણું રાખવામાં આવેછે, તે જ્યારે દુર થયું ત્યારે તે પોતેજ બ્રહ્મરૂપ છે. એમ સમજાઇ દેહનું કલ્યાણ થવાને જરા પણ વિલંબ લાગનાર નથી.

હવે હું બ્રહ્મછો એવી ભાવના કરી; અને આ માયિક વાતનો ભોગાયતન કરનાર દેહછે, તેનો આત્મા સાથે સંબંધ નથી. એવો નિશ્ચય કર્યો; તથાપિ તે શી રીતે ટકી શકશે? તેમજ આત્માનો દેહ સાથે સંબંધ નથી, એવું કહ્યું, ત્યારે દેહ અને ભોક્તૃત્વ શરીરનો અનુભવ શી રીતે જાણવામાં આવશે? ભોગ્ય વસ્તુના ઉપભોગ લે. નાર દેહ ખરો, પરંતુ તે દેહને ઉપભોગ ઇચ્છા આપનાર આત્માછે. અને આ સારૂંછે, વ. નઠારૂં છે, એવો નિવેડો કરવાનું તથા તે વસ્તુનો અંગિકાર અથવા ત્યાગ કરવાનું કામ, એ આત્મા પાસેજ છે. ત્યારે આત્માને જ્યારે તે તરફ મુજેજ વલણ રહ્યું નહીં. ત્યારે આવા પ્રકારની ક્રિયા દેહ પાસથી થનાર શી રીતે? ઇત્યાદિક અનેક વિચાર મનમાં આવેછે. હવે દેહ અને આત્માનો પરસ્પર નિકટ સંબંધ છે. એ વાત તો નિરવિવાદ છે. પરંતુ ઉભયની સ્થિતીગ્યાપકતા ભિન્નછે. દેહ જડછે, આત્મા તેવો નથી. દેહ સાકાર છે, આત્મા નિરાકાર છે. દેહ સગુણ છે, આત્મા નિર્ગુણ છે. દેહ નાશવંત છે, આત્મા અવિનાશી છે. આવી રીતની સ્થિતી છે. તેથી દેહ થકી આત્માનું અધિષ્ઠાનપણું નથી. વ. આત્મા વગર દેહનો કાંઇપણ વેપાર ચાલનાર નથી. એવો અન્યોન્ય સંબંધ છે. દેહનું સર્વ કાર્ય વ. ઇંદ્રિયોનો ઉપભોગ લેનાર આત્માછે. પણ તેથી તે નિરાળો છે. જોવું, એ નેત્ર અંદરની દગ્ઇંદ્રિયની ક્રિયાછે. અને આત્મા કહેછે કે તે હું જોઉંછો. પણ આત્માને એ ડોળા નથી. શ્રોત્રઇંદ્રિનો સઘળો વેપાર આત્મા પોતેજ કરેછે. પણ આત્મા એ શ્રોત્ર ઇંદ્રિ નથી. ઘ્રાણ ઇંદ્રિયનો વેપાર આત્માજ કરેછે. તથાપિ આત્મા ઘ્રાણ ઇંદ્રિ નથી.ત્વચેદ્રિયદ્વારે જાણવાપણાનો વેપાર આત્માજ કરેછે.તથાપિ આત્મા ત્વચા નથી. જીવ્હાએ કરીને આત્મા રસ સ્વાદનો વેપાર કરેછે. તથાપિ આત્મા જીવ્હા નથી. બધો વેપાર ઇંદ્રિઓનો કરનાર આત્મા છે, તથાપિ તે ઇંદ્રી અને દેહથી કેવળ અલિપ્ત છે. આ- ત્માની અનુકૂળતાએ કરીને દેહ વ. ઇંદ્રિઓનો વેપાર બિલકુલ ચા- લવાનો નથીજ. જોવું એ કામ નેત્રનું છે ખરૂં, પણ તે સિદ્ધ જ-

વાને બીજા તેજની જરૂરછે. સૂર્ય વ. દીપ વગર આંખનો ઉપયોગ થતો નથી. સૂર્ય જો નહીં હોય તો આંખ હોય તે પણ શું કામની? તેજ પ્રમાણે લક્ષાબ્ધિ સૂર્ય હોય, પણ જોનારને જ્યારે ડોળા નહીં હોય ત્યારે, સૂર્યનાં તેજનો ઉપયોગ શું! ત્યારે સૂર્ય કિંવા દીપ, વ. ડોળા, એવા બે તેજ હોય, ત્યારે જોનારને વસ્તુ નિરીક્ષણ થવાનો લાભ થાયછે. આ ઠેકાણે એજ વાત લક્ષમાં લેવી જોઇએ કે, ઉપલા બંને તેજ વગર જોવાતું નથી એ વાત ખરી છે. પરંતુ જોનાર સૂર્ય અને ડોળાથી નિરાળો છે. આત્મા એ સૃષ્ટિ વેહેવારનો ચાલવણો કરનાર, વ. વેપાર કરનાર પરંતુ તેથી તે નિરાળો છે. માયાથી બદ્ધ હોવાને લીધે કલ્પનાં યોગે કરીને અનેક વિકાર તેને પ્રાપ્ત થાયછે. અને તેથી કરી પોતાની મૂળની નિર્વિકારી સ્થિતી વિસરી જઈ અહંબ્રહ્મ એ પદને મોટી આંચ લગાડે છે. આત્માને બદ્ધ કરનાર માત્ર કલ્પનાંજ કારણ ભૂત છે. કલ્પનાંનાં યોગે કરી જે સંકટોથી આપણે ત્રાશિત થઇએછેએ તેજ સંકટ કલ્પનાં યોગે આપણને નિર્વિવાદ ભોગવવી પડેછે. મનોરાજ્ય એજ કલ્પનાનો ખેલ છે. સ્વપ્નમધ્યે.માણસને અનેક સુખ દુઃખનું ભાષ્ય થાયછે. અને જાગૃત અવસ્થા પ્રાપ્ત થતાંજ તે સઘળું મિથ્યા છે, એવું જણાયછે. તેજ પ્રમાણે જાગૃત અવસ્થામાં કલ્પનાનાં યોગે આપણી સ્થિતી વ. વેપાર વિસરી, દેહ વિસરી મિથ્યા વ. ભાસ્ય માત્ર ક્રિયાનો ઉપભોક્તા થઈ ફજેત થાયછે. આ જાગ્રત અવસ્થાને મનોરાજ્ય સ્વપ્ન એમ ગણેછે. અને મનનાં કારણથી કલ્પનાં ઉત્પન્ન થાયછે. તે કલ્પના ખરી હોતી નથી. માટે તે સ્વપ્ન અવસ્થા કેહેવાને બાધ આવતો નથી. જ્યાં મિથ્યાપણું છે, ત્યાં સ્વપ્ન અવસ્થા કેહેવી એ ભાગ પડેછે. મને કરી કોઈ વખતે રાજા બને છે, કોઈ વખતે વજીર થાયછે, કોઈ વખતે બંધન પામેછે, એમ અનેકતરેહનાં વિચિત્રખેલ મન કરેછે. મન બંધન અને મોક્ષનેઆપેછે.

**मनएवमनुष्याणां कारणंबधमोक्षयोः॥**

માટે કલ્પનાં સાધ્ય કરવી. અર્થાત મનોરાજ્ય સાધ્ય થવા

જોઇએ. કલ્પનાનાં યોગેકરીને આત્માને કેવા પ્રકારની કલેશ થાયછે તે આપણે જોવું જોઇએ. જે આપણી મૂળ યોગ્યતા છે તેને ભુલી જઈ અનેક પ્રકારની ઉપાધી અને દુઃખને વિષે લપટાઇએછેએ. તેનું મુખ્ય કારણ કલ્પનાજ છે. એક કાહાણી એ ઉપર દર્શાવું છે. એક ગાંડા દુકાનદારે બાદશાહની છોકરી આપણી પોતાની ઓરત થઇ એવી કલ્પના કરી. તેનાં ઉપર પોતે રાગે ભરાયો. અને તે છોકરી, પછી તેની વિનંતી કરવાને આવી છે, એવું સમજી પેલો ભિખારી દુકાનદાર જે ફાટેલા તકિયાથી ટેકાવી બેઠેલો તે વાત વિસરી જઈ, જાણે તે છોકરી પોતાના પગ આગળ આવીને પોતાની ઓરત તરીકે બેઠેલી છે. એવું મનમાં આણી તેનાં ઉપર મોટો ધુસ્સો કરી જોરથી તેને લાત મારી. તેજ બરોબર દુકાન ઉપરનાં જે કાચનાં વાસણ મુકેલા હતાં, તેને લાત વાગવાથી સઘળા ફુટી ગયા. અને કાચને પગ લાગવાથી, પગમાં કાચ વાગ્યો, તેમાંથી લોહી નીકળ્યું. અને આવા ગાંડાપણાને લીધે પોતાનાં વેપારનાં સાંમાનનો નાશ થઈ તે બચારો નિરાશ થયો. આવો કલ્પનાનો ખેલ છે.

આવી કલ્પના આત્મા બ્રહ્મરૂપ છતાં, તેને વિકાર કારણ કરી મુકેછે. આત્મા દેહમધે રહી, અનેક વેપાર કરેછે. તથાપિ પોતે તે વેપારથી નિરાળો છે. એવું આપણે ઉપર કહી ગયા છૈએજ. સોની સોનાનો દાગીનો કરેછે, પરંતુ તે સોનાથી અને દાગીનાથી નિરાળો છે. કુંભાર માટીનાં વાસણ બનાવેછે, પરંતુ તે ઘડા અને માટીથી વેગળો છે. શાળવિ કપાસે કરી વસ્ત્ર બનાવેછે, પરંતુ તે કપાસ અને વસ્ત્રથી નિરાળો છે. તેજ મુજબ આત્મા શરિરથી અનેક તરેહનો વેપાર કરેછે, પરંતુ તે વેપારથી નિરાળો છે. કલ્પનાના યોગે કરીને આપણને અનેક ઉપાધી સોસવી પડેછે. કલ્પનાનાં યોગે કરીને આપણે પોતાને ઘડિભર મુક્ત સમજીએ છૈએ. ઘડિભર આપણે બદ્ધ છૈએ એમ, માનિએ છૈએ, અને ઘડીભર આપણે મુમુક્ષ થઇને તરવાનો માર્ગ શોધિએ છૈએ, આ પ્રમાણે આ કલ્પનામાં કાંઈ વિલક્ષણ સામર્થ્ય છે. મનુષ્યની કલ્પ-

નાઓ અપાર હોવાથી તે કહે રસ્તે જશે એનો કાંઈજ નિયમ નથી. આ કલ્પનાં વિષે એક કલ્પવૃક્ષની ચમત્કારિક વાત છે તે આ પ્રમાણે કોઈ એક પ્રવાશી પ્રવાસ કરતાં રસ્તામાં થાકી ગયો. અને એક વૃક્ષના શીતળ છાંયા નિચે વિશ્રાંતિ લેવી, એમ ધારી ક્ષણભર તે છાંયા નિચે બેઠો. તો.તે છાંયા નિચે સારો મંદ મંદ પવન થંડો આવ્યો તેમ તેને જરા વિશ્રાંતિ થઈ તેથી તે ઉઠી ચાલવા માંડેછે; એટલામાં તેને ઘણીજ તૃષા લાગી, એથી તેનાં મનમાં એહેજ કલ્પનાં થઈ કે, જો આ ઠેકાણે પાણી પીવાનું મળ્યું હોત તો બહુજ સારૂ થાત. જે છાંયામધ્યે તે બેઠેલો હતો તે છાયા કલ્પવૃક્ષની હતી, તેથી કલ્પવૃક્ષની ખુબી છે કે, માણસ જે કલ્પનાં કરે તે તેની પુરી પાડવી એવો તેનો સ્વભાવિક ધર્મ હતો. તે પ્રમાણે તે કલ્પવૃક્ષે તે મુશાફરની કલ્પનાં બરોબર એક થંડા પાણીની ઝારી તેની પાસે આવી, તે જોઈ તેને મોટું આશ્ચર્ય લાગતાં સમાધાન થયું. એ મુજબ સૃષ્ટિને વિશે શ્રીમંત કલ્પવૃક્ષ સાયાજીરાવ પોતાના ઉજ્વળ ડાળાં જેમાં રાવબહાદર લક્ષ્મણરાવ સાથે બીરાજેછે, તેઉને ડાળાં સાથે આ જ્ઞાન પ્રાપ્ત થાઓ એવું ઇશ્વર પાસે દીનતાથી મારૂં માગવું છે તેમ થાઓ તથાસ્તુ.

---

## आशा विशे.

**નવસારી પ્રાર્થના સમાજમાં આપેલું ભાષણ.**

તા૦ ૨૩ મી અકટોબર સને ૧૮૭૯ ને વાર ગુરૂ.

**श्लोक.**

**अंगंगलितंपलितंमुंडंदशनविहीनंजातंतुंडं ॥**
**वृद्धोयातिगृहित्वादंडंतदपिनमुंचत्याशापिंडं ॥**

**અર્થ**—શરિર ગળી ગએલું, માથે પળિયાં આવ્યાં, મોંઢામાંથી દાંત પડી ગએલા વૃધ થઈ હાથમાં લાકડી પકડેલી હોય તથાપિ દેહની આશા મટતી નથી.

આશા એને કેટલાએક લોક તૃષ્ણા, લઘુતા, લોભ, કામના, વૃત્તિનું કેટલીએક મુદતે લંબાવવું અથવા તાકવું, એને આશા એમ કેહેછે. જેમાં કાંઈ વસ્તુ બનવાની, તેનો મનમાં નિશ્ચય કરી તેના ફળને વાસ્તે તક જોયા કરવી, એવી જે મનની ઉર્મિ તેને આશા કેહેછે. આશા એ મોટી જબરદસ્ત બેડી છે. રાવથી તે રંક સુધી સર્વ બાળક ને વૃદ્ધને આશા સંપૂર્ણ વળગેલી છે. તે જેવી એક જાતની શરિરને ચામળુ કેમ વળગેલી હોય તેવી છે. માણુસની તૈયારી જ્યારે પ્રેત દશાને પોચેછે, તેના શિખર સુધી આશા બાંધેલી રેહેછે. અને તેની ધ્વનિનો ઓઘ પરાપૂર્વ સુધી કાયમ રેહેછે. તેથી એમ કેહેતી ચાલેલી છે કે, "આશા એ અમર છે." હાથની અંદર ભિક્ષાપાત્ર લઈ ફરનાર દરિદ્રિ અને પૃથ્વિપતિ રાજા એ બન્નેને સરખિજ આશા રહેલી છે. તેમાં ફરક માત્ર એટલોજ છે કે, પેલા ભિખારીને રોજ બશેર અનાજ મળતું હશે, અને તેને બદલે ચારશેર અનાજ મળ્યું, એટલે બસ, એટલી તેની આશા. અને સાર્વભૌમની આશા એવિ રિતની હોય છે કે, એકાદ બીજો મુલક આપણા રાજ્યની સાથે જોડાઈ મળે તો સારૂ. આટલા ઉપરથી કાંઇએ એવાતો દિલમાં વિચાર લાવવોજ નહીં કે, પેલા ભિખારિને બશેર અનાજ મળતું હતું, અને તેનું ચારશેર અનાજ મળ્યું એટલે તેને તૃપ્તિ થઈ. અથવા રાજાને બાજુંરાજ્ય મળ્યું કે તેને આનંદ થયો. ફરી વધારે મેળવવાની આશા રાખેછે. એટલે એક વખતે તેને એક ચીજ મળી કે બીજી મળવાની તે વાટ જોતોજ ફરેછે. એટલે આશાનો અંત કદી પણ આવતો નથી. તેનું કારણ એટલુંજ છે કે, માણુસ હમેશ મળેલી ચીજનો પોતાના સુખમાં ઉપિયોગ કરેછે. એટલે હજારો વિષયને આધિન માણસ પડવાએ કરાને એક વસ્તુ પ્રાપ્ત થઈ કે બીજીની અપેક્ષા રાખેછે. અને આથી કરાને આશા જન્મો જન્મ, છુટતી નથી. કેહેવત એવી છે કે—"**सर्वारंभा स्तंदुला पृस्थमूला:**".

બધી આશામાં મુખ્ય આશા પોતાના ઉદર નિર્વાહની હોય

છે. પરંતુ તેટલા ઉપરથીજ તે પ્રાણી બેશી રેહેવાનો નહીં. પણ જે પ્રમાણે એક વાંદરૂ આ ઝાડેથી બીજે ઝાડે, અને બીજેથી ત્રિજે એ પ્રમાણે કુદા કુદ કરેછે; તેજ મુજબ માણસની આશા એક વિષય ઉપરથી બીજા વિષય ઉપર દોડા દોડ કરેછે. તે એવી રીતે કે પ્રાણીને ખાવાનું મળ્યું કે, લાગલીજ સુવાના સાધનની અપેક્ષા રાખે છે. તે મળ્યું કે ઘર માગે, ઘર મળ્યું કે ગાડી માગેછે, તે મળ્યું કે ઘોડો માગેછે, ઘોડો મળ્યો કે વાડી માગેછે, તે મળ્યું કે હૂકુમત માગે છે, તે મળ્યું કે ફોજ માગેછે, તે મળ્યું કે દેશ માગેછે, તે મળ્યું કે રાજ્ય માગેછે, રાજ્ય મળ્યું કે ચક્રવર્તી થવા માગેછે, તે થયું કે ઈંદ્રનું રાજ્ય માગેછે, તે મળ્યું કે કૈલાસ માગેછે, એ પ્રમાણે આશાની પાસનો અંત કદી પણ આવવાનો નથી. એ વિષે એક કવિએ કહ્યું છે કે;

श्लोक.

मूर्खोप्येकशतंशतीदशशतंसोपीहलक्षशतां ॥
लक्षेशःक्षितिराजतांक्षितिपतिश्चक्रेशतांवांछति ॥
चक्रेशःसुरराजतांसुरपतिब्रह्मास्पदंवांछति ॥
ब्रह्माविष्णुपदंहरिःशिवपदंतृष्णामधिकोगतः ॥

અર્થ—મુર્ખ પાસે કાંઈ નોહોતું, તે સેંકડાની આશા રાખેછે. સેંકડો મળ્યો એટલે તે હજારની આશા રાખેછે. હજાર મળ્યા એટલે દશ હજારની અપેક્ષા ધરેછે. ત્યાર બાદ લક્ષપતિ થવું જોઈએ લક્ષપતિ થયો કે પાધરી રાજ્યપદની અપેક્ષા રાખેછે. રાજ્યપદ મળ્યું કે ચક્રવર્તિની આશા રાખેછે. તે થયું કે ઈંદ્રપદની ઉર્મિ થાયછે. પછી બ્રહ્મપદ. બ્રહ્મપદની પછી વિષ્ણુપદ. બાદ શિવ પદની ઈચ્છા, આ પ્રમાણે કોઈએ પણ આશાને છોડેલી હોય એવા મળનાર નથી.

હમેશ માણસ પોતાના સુખને સારૂ યત્ન કરેછે. અને ધારણા પ્રમાણે યત્ન સફળ થાયછે. તોપણ તેથી તેની આશા પૂર્ણ થઈ હોય એવો કોઈ પણ જોવામાં આવતો નથી. કેટલાએક માણસ

અજ્ઞાનની આપદા ભોગવતા છતાં, જ્યારે ઈશ્વર ઈચ્છાથી તેને તે પદ પ્રાપ્ત થયું, તો પછી તે બીજી વધારે આશા બાંધેછે. અગાડી મન વિષે જે નિરૂપણ કરી ગયા છૈએ.તેની આશા અને તૃષ્ણા એ ગુણ છે. બાહારના પ્રપંચમાં ગુણ બતલાવવાને માણસને બોધ મળેલો છે કે, જેમ બને તેમ તેણે પોતાના ગુણ વધારવાની તજવિજ કરી તે પ્રકાશ કરવો. અને સૂક્ષ્મ દેહનાં અંદરના ગુણોને જેમ બને તેમ વૃદ્ધિ પામતા અટકાવવા. એ અટકાવવાપણું એજ જ્ઞાનનું લક્ષણ છે. આ વાક્ય વિચારપૂર્વક લક્ષમાં રાખવું જોઇએ. આશા મધ્યે ગુંથાએલો માણસ પછી ગમે તેવો હોય તોપણ તે નિંદિત કર્મ કરવાને પ્રવૃત્ત થાયછે. જાત્યાભિમાન, કુળાભિમાન,દેહાભિમાન, એ સર્વને એક બાજુ ઉપર મુકી આશાને નાદે લાગવાથી માણસ અતિ દુર્ઘટ કામ કરવાને અનિતિનાં કામો હાથ ઉપર લેછે. તેથી સત્ય, અસત્યનો વિચાર તે મનમાં જરા પણ લાવતો નથી. જ્યાં આશાનો તાર ચાલ્યો કે, તેથી કરીને તેનો સદ્વિચાર શુન્ય થઈ આપણી સ્થિતિ, આપણી યોગ્યતા,અને કર્તવ્ય વિસરી જતો,અને તે વિસરવું માત્ર એક આશાના નાદેજ કરીને.અને તે દિવસે દિવસે વૃદ્ધિ પામેછે. ભરતૃહરિયે કહ્યું છે કે,—

### શ્લોક.

भ्रांतंदेशमनेकदुर्गविषमंप्राप्तंनकिंचित्फलं ॥
त्यक्त्वाजातिकुलाभिमानमुचितं,सेवाकृतानिष्फला ॥
भुक्तंमानविवर्जितंपरग्रहेष्वाशंकयाकाकवत् ॥
तृष्णेजृंभसिपापकर्मनिरतेनाद्यापिमांमुंचसि. ॥

અર્થ—મોટા વિકટ પર્વત રહેલા એવા દેશમાં ફર્યો, તોપણ તેથી કરી કાંઈ લાભ મળ્યો નહીં. જાતિ કુળ એનું અભિમાન છોડીને સેવા કરી તોપણ તે નિષ્ફળ ગઈ. લોકોને ત્યાં માનભંગ થઈ તેની સેવા ચાકરી કરી,તથા ભોજન તથા બાઈબંધી કરી એ પ્રમાણે કર્યું. તોપણ હે નિર્લજ્જ આશા તું સંતુષ્ટ કેમ થઈ નહીં માનભંગ થવાનો તથા મરણનો પ્રસંગ લગભગ આવે તોપણ આશા પોતાની

અંકુર છાંડતી નથી. અને એથી કરી તે માણસને નાના પ્રકારથી નચાવેછે. આશા રાજા બનાવી તેને સર્વ ઉપર અધિકાર ભોગવાવે છે. અને ઘણા જીવોની હિંસા કરાવે છે. પ્રધાન થઈ સર્વ રાજ્ય કારભાર ચલાવે છે. સેનાપતિ થઈ લશ્કરનો કારભાર ચલાવે છે. કારકુન થઈ તેની પાસે સારી લેખનની ક્રિયા કરાવે છે. શાસ્ત્રી પુરાણી થઈ તેને હાજી, હા. કેહેવાની ફરજ પાડેછે. ચાકર થઈ જોડા ઉચકે છે. ખાસદાર થઈ ઘોડાની અગાડી ચાલેછે. હજામ થઈ હજામત કરેછે. પાણકો થઈ ધોતિયાં અને વાસણ ધુવેછે. વેપારી થઈ લોકોને જે જોઇએ તે પદાર્થ આપેછે. છિનાળવો થઈ લોકોનું અપમાન સહન કરેછે. વેશ્યા થઈ લોકોને બદકર્મ કરવાની પ્રિતી કરાવેછે. પતિ થઈ સ્ત્રિના મનોરથ પૂર્ણ કરવાને ગુંચાયછે. અને સ્ત્રિ થઈ પતિની આજ્ઞાઓ શિરતાજ કરી તેની સેવા કરેછે. વધારે તો શું પણ માણસને બાવરો કરી નાંખી તેને હાથે હજારો અમંગળ અને નિંદિત કર્મ કરાવે છે. આ આશા રંડાએ હજારો લોકોને પરાધીન કરી નાખ્યા છે. એક કવિયે એ ઉપર કહ્યું છે કે,—

**आर्या.**

**आशायायेदाशास्तेदाशाःसर्वलोकस्य ।**

**आशायेषांदासीतेषांदासायतेविश्वं ॥**

**અર્થ**—જે આશાને સ્વાધીન થયો તેને સર્વ લોકનું દાસ્યત્વપણું કરવું પડેછે. અને જેણે આશાને પોતાની દાશી કરી, એટલે જે આશાની પાશથી બંધાયો નથી, અથવા તેને આધિન નથી, અને જે તેનાં અંતઃકરણને વિંધી શકતી નથી, તેનું દાસ્યત્વ સઘળા લોકો કરેછે. એનું દૃષ્ટાંત જોવાની ઇચ્છા હોય તો, સત્માર્ગી, નિર્મળ સાધુઓ તરફ લક્ષ કરો. જેને તાબે હજારો લોકો હાજરજ છે. જેણે આશાનો તિરસ્કાર કરીને ઉપભોગનો તિરસ્કાર કર્યોછે. વ. જેણે આશાપાશને તોડી નાખી છે, ભવ સમુદ્રનાં પટને ઓળંગ્યો છે તેનું દાસપણું કરવું એ મનુષ્યને ઉચિત્ છે. શિવાજી સરખા રાજા કે જેની પછવાડી હજારો માણસ પળતા હતા. તેણે સમર્થ, રામદાસ

ગુરૂની સેવા કરવાનું કારણ શું હતું! સમર્થ પાસે કાંઈ ગુપ્ત વસ્તુ હતી કે શું? કે તે કાંઈ મોટો દેશનો પતિ હતો કે કેમ? ના એમ નહોતું. ઉલટું સમર્થનું નૈવેદ શિવાજી તરફથી અપાતું હતું એવું છતાં શિવાજી સમર્થનું દાસ્યત્વપણું કેમ કરતા હતા વારૂ? એનું કારણ તપાશિએ છિએ તો, પુત્ર પરિવારની માફક નચાવનાર જે આશા તેને સમર્થે પોતાની દાશી પ્રમાણે કરેલી હતી. તેથી જે આશાનાં દાસવર્ગ લોકો જેમાં શિવાજી પણ હતાજ. તે સઘળા સમર્થને આધીન થએલા. સર્વ જગા મધ્યે મુખ્યત્વે કરી એ વસ્તુ મોટી છે. કનક અને કામની વ. કેટલાએક ત્રણ વસ્તુ ઉપર આશક્ત છે. જર, જોરૂ, અને જમીન, અને લડાઈ પણ ત્રણનિજ છે. જેમાં સરકારને દિવાની અને ફોજદારી કોરટો કહાડવી પડી છે. તેનાં ઉત્પન્ન કરનાર આ ઉપલા ત્રણજ વિષય છે. તે આશાનાં મૂળછે. એમ કેહેવાને જરાપણ બાધ નથી. પેટને સારૂ હું આ સર્વ ખટપટ કરૂં છો. એમ લોકો હમેશ બોલે છે. પરંતુ કેવળ પેટને સારૂ આ સૃષ્ટિ ઉપર સઘળાને અનેક તરેહનાં સ્વાંગ કરવાનું કારણ નથી. જુઓ વારૂ? નરશિંહમેતા, તુલશીદાસ, રામદાસ, પિપાભક્ત, દક્ષણમાં તુકારામ, જ્ઞાનેશ્વર, એકનાથ, એઓએ કાંઈ પેટ છોડ્યું હતું કે શું! પરમેશ્વરે જન્મ આપેલો છે. તેની સાથે પેટ તો આપેલુંજ. અને તે ભરવાને સર્વ કોઇને ફરજ પાડેલી. એટલે પેટે કોઇને છોડ્યા નથીજ. પરંતુ તેથી કરી આપણું જે કર્તવ્ય તે કદી છોડવું ન જોઇએ. પરંતુ કરતુત્વ કર્મ છોડાવનાર ઉપલાજ ત્રણ કારણોછે. કામની, કંચન, અને પૃથ્વિ. તેમાં મુખ્યત્વે કરી દ્રવ્ય સંચય કરવાને માણસ હજારો તરેહનાં યત્ન કરેછે. તેમાં કોઈ વખ્તે ફતેમંદ પામે છે. અને કેટલીએક વખ્ત નિષ્ફળ જાયછે. તોપણ આશા કાંઈ છુટતી નથી. એ વિશે એક કવિએ કહ્યુંછે કે,—

**શ્લોક.**

**उतयातंनिधिशंकयाक्षितितलंहृध्यागिरिधांतवो ॥**
**निस्तीर्णः सरितांपतिर्नृपनयोयत्नेनसंतोषिताः ॥**

मंत्राराधनतत्परेणमनसानीताःस्मशानेनिशाः ॥
प्राप्ताकालवराटिकापिनमयातृष्णेधुनामुंचमां. ॥

અર્થ—દ્રવ્યનાં લોભને સારૂ હું આખી પૃથ્વિ જોઈ વળ્યો. પર્વત ઉપરની સઘળી ધાતુઓ હું જોઈ વળ્યો. સઘળા દરિઆઓ ઉપર જળ પ્રવાસ કર્યો. અનેક પ્રકારનાં રાજાઓને મેં હરે તજવિજે સંતોષ આપ્યો. મંત્રનો પ્રયોગ કરવાને કેટલીએક મુદત હું સ્મશાનમાં જઈ કેટલીએક રાત્રી બેઠો. પરંતુ તેમાં મને પૈશાનું તો શું પણ ફુટી બદામ સુદ્ધાનું હાંસલ પ્રાપ્ત થયું નહીં. ત્યારે પછી કંટાળી બોલ્યો કે હે તૃષ્ણા તું મને હવે તો બાપ છોડ? આથી કરી આશાનું પ્રાબલ્ય કેટલું છે તે ધ્યાનમાં આવશે. મનુષ્યને પોતાને જીવવાનો કંટાળો, વૃદ્ધ થયો, ભુખથી પિડિત થયો, દરિદ્રથી ભરપુર થયો, તોપણ હે આશા હું તને છોડતો નથી. તે ઉપરથી એક કવિએ તેને સાધ્વિ સ્ત્રીની ઉપમા આપી છે તે સાંભળો.

च्युतादंताःसिताःकेशाःवायुनिरोधःपदेपदे ॥
वातसज्जमिदंदेहंतृष्णाशामांनमुंचति ॥

અર્થ—દાંત ભાગી ગયા, કેશ સફેત થયા, મોહોમાંથી શબ્દ ઉચ્ચાર સરખો નિકળી શકતો નથી, વ. શરિર ગળીત થયું, મરવાની તૈયારીનો વારો આવ્યો, તોપણ પતિવૃતા એવી જે આશા તેણે કાંઈ મને છોડ્યો નહીં.

કવિએ આશાને સાધ્વિ કહી. તેનું કારણ એટલુંજ છે કે જ્યાં સુધી પતા તરૂણ છે. ત્યાં સુધી તે આ પોતાની સઘળી ઇચ્છા પૂર્ણ કરી લેછે. અને જ્યાં સુધી તેની પાસે સંપત્તિ છે, ત્યાં સુધી તેનાં ઉપર સર્વ રીતની પ્રીતિ રાખેછે. પરંતુ જે સ્ત્રિ સાધ્વિ છે, તેનું એ પ્રમાણે ચલણ નથી. તેની એવી રીત છે કે, આપણો પતિ ગમે તેવી સ્થિતીમાં હોય, તો પણ તે તેનાં ઉપર ઉચિત રીતે પ્રીતિ રાખેછે. તે જેવી તરૂણપણાની પતિની અવસ્થામાં પ્રીતિ રાખેછે. તેવીજ રીતે તે વૃદ્ધાવસ્થામાં પણ પ્રીતિ રાખેછે. તેમાં જરા પણ

ન્યુનાધિક્ય થતું નથી. વળી તૃષ્ણા હેવી છે કે સાધ્વિથી પણ અજ્ઞ છે. કારણ જેમ જેમ માણસ વધારે વિપત્તિમાં પડેછે, વ. વધારે વધારે વૃદ્ધ થતો જાયછે, તેમ તેમ આશારૂપી સ્ત્રિ તેના ઉપર અધિક પ્રિતિ રાખેછે. ઉપર દર્શાવ્યા પ્રમાણે આ સ્ત્રિની ઉલટ રીત પ્રત્યક્ષ સ્ત્રી કરતાં છે. તે માણસ જેમ જેમ વૃદ્ધ થતો જાયછે, તેમ તેમ આશારૂપિ સ્ત્રિ તેને વધારે વધારે ફાંદામાં નાંખી તે ઉપર વધારે વધારે પ્રીતિ કરાવેછે.

હમો ઉપર બતાવી ગયા છીએ કે આશા હમેશ સુખને શોધેછે. અને સુખનો અંત આવવો કઠીણ છે. ત્યારે આશાનો અંત શી રિતે આવશે! તેથી એવો મનમાં નિશ્ચય કરવો કે આ સંસારનું જે સુખ છે તે ક્ષણિક, અને નાશવંત છે. તે વારંવાર એક રેંટમાળની માફક આવે છે. તે ઉપર વિચાર કરી તેનાં કર્મને ઠેકાણે બેસાડવાની ક્રિયા કરવી જોઇએ. તે હાથ ઉપર લેવાને યોજના કામે લગાડતાં કોઇપણ પ્રકારની ઇચ્છા ન કરતાં મનમાં શાંતતા ધરવી. અંતઃકરણરૂપી ઘરમાં આશાને પાછી બેસાડવી. એટલે તે એની મેળેજ તે કાયમ રેહેશે. અને આમ થવું એ માહા કઠીણ છે. જે એ પ્રમાણે કરેછે તેને ધન્ય છે. તે ઉપર એક કવિનું કેહેવું છે કે,

## श्लोक.

तेधन्याःपुण्यभाजस्तैस्तीर्णःक्लेशसागरः।
जगत्संमोहजननी यैराशाशिविषिज्झिता ॥

અર્થ—જે મનુષ્યે જગતની મોહની ઉત્પન્ન કરવાવાળી આશા તજી તેણે ક્લેશરૂપી સમુદ્ર તર્યો ને તે પુન્યવંત મનુષ્ય જાણવો.

आशायाः परमंदुःखं नैराश्यं परमंसुखं.

અર્થ—આશા પર્મ દુખનું મુળછે. ને નિરાશા સુખ આપતાછે.

હવે ટુંકાણમાં મારે થોડુંએક કથન કરવાની જરૂર પડેછે કે, મારા તરફથી ઘણાએક વિષય ઉપર.સભામાં ભાષણો થયા તે ઉપર લક્ષ અપાયું હોય કે શી રીતે, તે બાબત અંદેશા છે. તેથી આ નીચેના શ્લોકથી મારા મનનું સમાધાન કરૂં છો.

**શ્લોક.**

**अनभ्यासेविषंशास्त्रं अजीर्णेभोजनंविषं**
**विषंगोष्ठिदरिद्राणां वृद्धस्यतरुणीविषं**
**कृपणोयाचकःशत्रुः चौराणांचंद्रमारिपुः**
**जारस्त्रीणांपतिःशत्रुः मुर्खाणांबोधकोरिपुः ॥**

તારીખ ૧૮-૯-૭૯ મુ. નવસારી.

**નવસારી પ્રાર્થના સમાજ.**

સભાને સભ્યતા સાથે વિનંતી.

આ સભા સ્થાપન તારીખ ૨૬ મી ડીસેંબર સન ૧૮૭૮ ને રોજ થઈ. એ વાત સર્વ કોઇને વિદિતછે. એનું ખાતમૂહૂર્ત અમારા જાણિતા ભાઈ મહિપતરામ રૂપરામને હાથે થયું. તેના અગ્રભાગનું માન નવસારીખાતે રા. ભાઈ કૃષ્ણરાવ ગોપાળ દેશમુખને ઘટે છે. આ સભામાં ગાયન, અને સ્તુતિ, બે થાયછે. તેની સાથે પ્રસંગે, પ્રસંગે, સભાસદો તરફથી નિતિ, અને ધર્મ. સંબંધી બાબત હરકોઈ વિષય ઉપર ભાષણ પણ કરવામાં આવેછે. આ મેળાવડો એક જાતનો આનંદ આપતા છે. સ્વાર્થ, અને પરમાર્થ, બે સધાય એમ છે. પરંતુ તે બાબત જોઈતા ઉપાયો હજી હાથ ઉપર લીધેલા જણાતા નથી. તે વિશે ધીમે ધીમે પગલું ભરાશેજ.

સભા સ્થાપન થયા પછી મારા જાણવા પ્રમાણે કોણે કોણે ભાષણો કર્યાં તેનું બ્યાન કરૂ છૌં.

૧ આ ગાયકવાડ સરકારની કેળવણીખાતાના ઇન્સ્પેક્ટર રાજેશ્રી હરગોવનદાસ દ્વારકાંદાસ. નિતિવિશે.
૨ જજસાહેબના શિરસ્તેદાર, રાજેશ્રી રણછોડરાયજી. ભક્તિવિશે.
૩ મે. પોતે. એક—ધર્મ મોક્ષનું વિવેચન.
૪ „ બીજું—નિવૃત્તિ પ્રવૃત્તિ વિશે.
૫ „ ત્રિજું—તરભાષ વિશે.

આ પ્રમાણે ભાષણો થયા છે. તે મધ્યે જે જે વિષય મિટિંગને પસંદ પડે, તેને સારૂ એક ઉઘરાણાની ટિપ કરીને છપાવવા જેટલો ખર્ચ એકઠો કરીને જે વિષયો સભાસદોને પસંદ પડે, તેને છપાવી, તેની પ્રતો, આપણા એવાજ ભક્તજનોની જ્યાં, જ્યાં, સભા હોય, ત્યાં મોકલવાની તજવીજ કરી, અને તેમાં નફો આવે તે સભામાં જમાં કરો. વ. નજર પોંચે તો આવા પેહેલા યત્નમાં, નામ, અને કીર્તિ ખાતર મફત પણ મોકલો. એથી આ સભા કેટલા જાગૃત પાયા ઉપર છે, તે જણાતાં, ગામનાંમાન પ્રમાણે તેની ઉજ્વળતા જોઇ, આપણા આમવર્ગ ખુશી થશે. એજ આપણું હાલ તાજેતર જોવા જેવું પુરૂષાર્થ છે. આ બાબત ખુબ શોચ કરવા જેવી વાત છે.

મનમાં એવો તો વિચાર સુજ્ઞ પુરૂષે લાવવોજ નહીં કે, આવા વિષય છપાવવાથી કોઈ આપણી ટીકા તો નહી કરે? જો આપણે એક વખતે યત્નમાં ખુબ શાબાસી મેળવી શક્યાં નહીં, તો, ફરી યત્ન કરવાથી બીજી વખતે તેનાં કરતાં સારૂ થશે, એમ પ્રયત્નથી આપણે ધીમે ધીમે સુધરીશું. તોપણ બેશક સહેજ વિચાર થવો. ઉપર પ્રમાણે પસંદ થવાપણું જે રહેલું છે, તેથી કાંઈ હરકત સરખુ રેહેનારે નથી. અને આથી કરી સંશયનો માર્ગ બંધ થશેજ.

પેટલાદ જેવા ગામડાનાં એક મુનસફે, જે પોતાનું ભાષણ છપાવ્યું અને આપણા તરફ મોકલ્યું. તેનાં કરતાં અત્રે જે ભાષણો અપાય છે. તેનો મુકાબલો વિચાર પૂર્વક કરો, તો સેહજ આ વાત આપને માન્યકારી થવા સરખી છે. પછી જેવી સર્વ બાઇઓની મરજી. ઈશ્વર સ્તુતિ કરી બેસવાની રજા લઉછીં.

## ईश्वर स्तुति.

॥ मुकंकरोतिवाचालं पंगुलंघयतेगिरिम् ॥

॥ यत्कृपात्महंवंदे परमानंदमाधवं ॥

અર્થ—ઈશ્વરની કૃપા એવીછે કે, મુંગાને વાણી વદતા કરેછે. પાંગળાને ગિરી (ડુંગર) ઓળંગતા કરેછે. એવા જે સાક્ષાત પરમાનંદ તેને હું વંદન કરૂ છીં.

यंब्रह्मावरुणेंद्ररुद्रमरुतः स्तुन्वंतिदिव्यैस्तवै ॥
वेदैःसांगपदक्रमोपनिषदैर्गायंतियंसामगाः ।
ध्यानावस्थिततद्गतेनमनसापश्यंतियंयोगिनो ।
यस्यांतंनविदुः सुरासुरगणादेवायतस्मैनमः ॥

અર્થ—જે ઈશ્વરે તેને, બ્રહ્મા, વરુણ, ઈંદ્ર, રુદ્ર, વાયુ, એઓ સુંદર સ્તોત્રથી સ્તુતિ કરેછે. સામવેદ, પદ, ક્રમ, અને ઉપનિષદ, વડે ઈશ્વરનું ગાયન કરેછે. યોગીરાજ, મનને વિશે ઈશ્વરનું ધ્યાન કરે છે. દેવ તથા દૈત્યના સમૂહ જે ઈશ્વરનો અંત પામતા નથી. તે પરમાત્મા, તેને હું નમસ્કાર કરૂં છૌં.

## गुरु स्तुति.

वेदांतदांतमुद्भांतनितांतक्षांतिशांतितः
भुरीभक्तिभरस्वांतंशंकरंप्रभुमाश्रये ॥१॥

અર્થ—વેદાંત નિયમ યુક્ત, અને ક્ષમા, તથા શાંતિએ કરીને, અધિક શોભાયમાન, અત્યંત ભક્તિયુક્ત, જેમનું અંતઃકરણ છે; એવા શ્રી શંકરાચાર્ય માહાપ્રભુનો હું આશ્રય કરૂં છૌં. આશ્રય એટલે લૌકિક આદિક શુભ કર્મોનાં ફળની ઈચ્છા ત્યાગ કરીને, સકળાચાર્ય ચુડામણી, ધર્મશાંત, પ્રાચીન વૈદિક ધર્મોને પ્રવર્તાવનારા, એવા અને અનાદિ સિદ્ધ, જે પૂર્વાચાર્યવત્, જે જે સત્ધર્મો તેનાં રક્ષણમાં તત્પર, અને સદુપદેશરૂપિ ગંગાનાં પ્રવાહ વડે નિજજન જે દૈવી જીવોનાં હૃદય, જેમણે નિર્મળ કરેલાછે. એવા શ્રી શંકરાચાર્યજી માહાપ્રભુનાં ચર્ણકમળનો હું અનન્યતા યુક્ત આશ્રય કરૂં છૌં.

## प्रमाणिकपणा विषे.

આ વિષય બાબત તા. ૨૩ મી જુલૈ સને ૧૮૮૨ ને રોજ સભાનાં તરફથી મને લખવાનિ સારૂ સુચના થવાથી, આજની સભામાં વાંચી સંભળાવવાને આ તક મેં હાથ ઉપર લીધીછે. તેમાં કાંઈ દોષ નજર આવે તો કૃપા કરી મને બતાવતાં, વાંચી, સંભળા-

વાને સારૂ જે મે સભાનાં સભ્ય ગ્રહસ્થોને શ્રમ આપ્યોછે, તેની ક્ષમા કરશો.

(શાર્દુળ વિક્રિડીત છંદ.)

મધ્યાન્ને રવિ રશ્મિમાં જળ દિસે, જેવું તથા ભૂતતે,
પાંચે જ્ઞાન વિના ત્રિલોક રચનાં, લાગે સમુદ્ભૂત એ;
માળામાં ભ્રમથી ભુજંગ સરખું, ભાસે ન જ્યાં જ્ઞાનિને,
તે આત્મા સુખબોધ રાશી ભજીએ, નિર્દોષને માનિને.

**ટીકા**—નિર્વિઘ્નપણે ભાષણ સમાપ્ત થવા સારૂ, ઇશ્વર ઉપાસનાંરૂપ મંગલાચરણ આછે. જે ઇશ્વરને જાણ્યા વિના ઝાંઝવાનાં જળને જેમ પંચમાભૂતથી થએલી સૃષ્ટિ, સમુદ્ભૂત એટલે સાચીજ હોય એમ લાગેછે; અંધઃકારમાં જ્ઞાની પુરૂષોને સર્પની ભ્રાંતી થતી નથી; તેમજ જેનાં જ્ઞાનથી પુરૂષોને જગતમાં સત્યત્વ ભ્રાંતિ થતી નથી. સત્ય સ્વરૂપ સ્વયંમપ્રકાશ, એવા નિર્ગુણ બ્રહ્મ તેની ઉપાસનાં હમો કરિએ છેએ. હવે વિષય ઉપર ઉતરૂં છો.

પ્રમાણિકપણું એટલે શું? અર્થ—જે વાણી અથવા ક્રિયા કરવામાં આવે તેમાં પ્રમાણ સહિત વર્તવું, એનું નામ પ્રમાણિકપણું. આ જગતમાં પ્રમાણિકપણું જોવાને શું તજવિજ કરવાની અવશ્યક છે? તે વિશે થોડુંએક કહુ છો. અને એ વાત પ્રમાણ છે. એમ ક્યારે સમજવું? તેનો જવાબ એટલો છે કે, જ્યારે કોઈ પણ બાબત વિશે આપણે બોલવાને આરંભ્યું; અને તેની સુમારી થઈ એટલે, વિદ્વાન યા મુર્ખ, એકે સાદે અને એકે મત્તે એમ ઉચ્ચારણ કરે કે, આ વાત પ્રમાણ છે. યા સત્ય છે. ત્યારે તે એમ સમજવું કે, એ વર્તણુક પ્રમાણિકપણાનીજ છે. પછી તેને વિશે કોઈપણ પ્રકારની દિલમાં ભ્રાંતી અથવા સોચ કરવાનું રેહેતુંજ નથી. પ્રમાણ સહીત બોલવું. તેની સાથે ક્રિયા અને સાધન, તથા કૃપા એ ત્રણની મુખ્ય જરૂર છે. દૃષ્ટાંત, ચોરી કરવામાં ખોટું છે, એવું કોઇ કહે, ત્યારે તે સાચું છે, એમ ઘણા જનો કેહેવાનાં અને બોલાશે કે સત્યછે, ત્યારે તે સત્યને કાયમ રાખ-

વાને આપણે શું તજવીજ કરવી જોઇએ! તે એકે કોઈપણ વખતે કોઈ વસ્તુ કોઇની રજામંદી વગર જાણી જોઇને બદદયાનતથી ઉચકવી નહીં. અથવા હેવા મશહૂર ચોરોની સોબતમાં ફરવું નહીં. એવી જે વર્તણુક તે ક્રિયા. અને સાધન એટલે શું! કે તે વાત હમેશ દિલમાં રાખી ગોખ્યા કરવું કે કોઈ વખતે પણ ભુલ થાય નહીં. એ સાધન અને તે સાધવાપણાની ટેવથી જે માણસ ભુલનો ભરેલો છે, તોપણ તેની ક્રિયા અને સાધનને લીધે તે લોક મશહૂર હોવાથી, સર્વની કૃપા થઈ ન્યાયની દ્રષ્ટિએ નિર્દોષ ઠરેછે. એજ કૃપા સમજવી. એ ઉપર એક દૃષ્ટાંત છે કે, ન્યાયની આગળ કૃપા શિ રીતે થાયછે.

મુંબાઈ જેવા શેહેરમાં એક સાહુકાર માણસ ચાર ઘોડાની ગાડીમાં બેશીને પોતાની વાડીએ જતો હતો. ત્યાં રસ્તામાં એક ડોશી જતી હતી. તે પેલી ઘોડાગાડીની અડફેટમાં આવવાથી નીચે પડી. અને તેનું માથું ફુટીને લોહી લોહાણ થયું. તે જોઈ શેઠ શરમિંદો પડી ગયો. ડોસી જરા હઠિલિ હોવાથી ગાડીવાને બહુ હાકો મારેલી. તેમજ શેઠે પણ જાતે ખુબ જોરથી પુકારેલું. પરંતુ તે ડોશી આઘી નહિ ખશવાથી આ પ્રમાણે બનાવ બનેલો. તે ઉપરથી શેઠે મનમાં વિચાર કર્યો કે, આ વાત જો સરકારમાં જશે તો ઘણુંજ ખોટું છે. માટે બેહેત્તર છે કે એને કાંઈ આપી, એનાં મનનું સમાધાન કરિએ. તે ઉપરથી, તે ડોસીને રૂ૧૦૦૦) આપવાને માટે પોતે વગ ચલીઓ. તે વાત તેનાં વાલિઓએ કબુલ નહીં કરતાં, સરકારમાં ફરિઆદ કરી. તે ઉપરથી પાછો ઘભરાઈ, વગસમ્‌ચ્ચ. લાવીને છેવટ રૂ૫૦૦૦) ની રકમ આપવાને કહ્યું. પરંતુ તે વાત કોઇએ માન્ય કરી નહીં. આણીગમ પેલા શેઠનાં ઉપર જ્યારે ફરીઆદ થઈ, ત્યારે, તેણે સારો બારીષ્ટર કર્યો. અને સારા સારા શાસ્ત્રિ જોતિષીઓ, અનેવેદસંપન્ન યોગીઓને પુછવા લાગ્યો કે, આમ થએલું છે. તેવામાં એક ધર્મનિષ્ટ તેમજ ભોળો બ્રાહ્મણ હતો તેણે શેઠને કહ્યું કે, તમે શું કામ ઘભરાવછો? પરમેશ્વર સાચાનો બેલી છે. અને તમારા સારૂ તે ઉપરથી ઉતરી, તમો નિર્દોષ

જો તો તે તમારો બચાવ કરશે. આ મુજબ કેહેવાથી શેઠને જરા હિંમત આવી, કોરટમાં ગયા. ત્યાં પક્ષકારો તથા તેઓનાં વકીલ હાજરછે. કામ ચાલવાનું શરૂ થયું. બાદ આરોપિ તરીકે શેઠની જુબાની લેવી શરૂ થઈ. એટલે શેઠને પેલા બ્રાહ્મણની વાત યાદ આવવાથી, તે બાવરો બની આકાશ તરફ નજર કરીને જોવા મંડ્યો કે, મને બ્રાહ્મણ કેહેતો હતો કે, સત્યછે તો ઈશ્વર ઉપરથી ઉતરશે, તો હજુ ઈશ્વર કેમ ઉતર્યા નહિ? આ પ્રમાણે ઉપર જુએછે. એટલામાં કોરટે શેઠને સ્વાલ કરવાનો શરૂ કર્યો. આ ડોશીને તમોએ બદ્રિકરાઈથી ગાડી હાંકવાથી વાગેલું કે કેમ! ત્યારે શેઠ ઉપર જોવા લાગ્યા. ત્યાં હોય કોણ કે જવાબ મળે. બાદ કોરટ ખીજવાવા લાગી. ત્યારે બોલ્યો કે મને ખબર નથી. બાદ બીજો પ્રશ્ન પુછ્યો કે તમે તથા તમારા ગાડીવાને એને આઘી ખસવાને કહેલું કે નહીં? અને તે બદલ કાંઈ બુમ પાડેલી કે નહીં? એટલે વળી ઉપર જોવા લાગ્યો. મનમાં કેહેવા લાગ્યો કે, બ્રાહ્મણ કેહેતો હતો કે, ઈશ્વર ઉપરથી ઉતરશે. પરંતુ કાંઇજ જણાતું નથી. એમ કરી દીંગમુડ જેવો ઉભોછે. ત્યારે કોરટે તાણીને સ્વાલ ફરી કર્યો. ત્યારે ડોશી એકદમ બોલી કે કેમ શેઠ બોલતા નથી ! તે વખતે તો મને તમારા ગાડીવાને હાકલ કરેલી. તેનિજ સાથે બકરા જેવા તમે પણ આરડતા હતા કે ખસ. અને તે વાત આહીં કેમ તું બોલતો નથી? એટલું કેહેતાંજ કોરટે તે વાત બાઇની જુબાની નિચે કશમ ઉપર ફરીથી વધારી લખી લેતાં, ઠરાવ કર્યો કે શેઠે પોતાની જેટલી ફરજ બજાવવી જોઇએ, તે બજાવ્યા છતાં, બાઈ પોતે આડાઈ કરી ખશેલી નહીં. માટે શેઠ નિર્દોષ છે. એમ કોરટે ઠરાવી તેને દોષમુક્ત કર્યો. આ મુજબ જે માણસ સાવધાન રહી, સાધન તથા ક્રિયા સાધે છે, તો કપા થઇને ન્યાયદૃષ્ટીએ નિર્દોષ ઠરેછે. એનું નામ ન્યાયદૃષ્ટી એ નિર્દોષ ઠરવું કેહેવાયછે.

હવે પ્રમાણિકપણાને સારૂ પ્રમાણની શી જરૂરછે? અને ક્યા પ્રમાણ હાથ ઉપર લેવા? તે વિષે બ્યાન કરવામાં આવેછે.

### કવિત.

રસિક પ્રિયા બિન ચાતુરી, ગીતા બિના નહીં જ્ઞાન;
કોક બિના રતુ કરે, એ નર પશૂ સમાન.

અર્થ—ચાતુરી મેળવવાને, તથા પ્રમાણ સહિત દુનિઆમાં ચાલણ હાલણ કરવાને સારૂ, રસિક પ્રિયા નામનો ગ્રંથ જોવો. જો ઇશ્વરી જ્ઞાન સંપાદન કરવાની ઇચ્છા થાય તો ગીતારૂપી પરમાર્થિક પુસ્તકનું પ્રમાણ લઈ વર્તવું. અને દુનિઆનાં રતિક્રમણાદિ ભોગો કરવાની ખાયસ હોય તો, કોક શાસ્ત્ર જોવું. આ મુજબનાં ત્રણે પુરાતની અને દુનિઆનાં પરિપૂર્ણ અનુભવી ગ્રંથોનો બોધ લેવાથી, સંસારી કોઈપણ બાબતને વિશે તેને નડ આવતી નથી. તેમજ તેની વધારે ખાત્રી થવાને સારૂ, આત્માપ્રતિતી, શાસ્ત્રપ્રતિતી, અને લોકપ્રતિતી, એવી ત્રણ કસોટીઓ છે. તેનાં ઉપર તેનો કસ કાઢી જોવો, એટલે સંપૂર્ણ પ્રમાણિકપણાનો ચિતાર માલમ પડશે. આ મુજબ કરવામાં જે કાંઈ જાણી જોઈ,ઇયા ગફલતથી, અથવા મનસ્વિપણાથી, વર્તવું થાયછે, તેનું નામ પ્રમાણિકપણું, અથવા સત્ય નહીં, એમ લોક વદંતા છે. તે ઉપર કાંઈ એક દૃષ્ટાંત આપુ છો. કે જેને છેડે આપણે સત્ય કહ્યા વગર ચાલશેજ નહીં.

અગ્નિ ઉપર હાથની આંગળી મુકવાથી, તે ચાંમડીને બાળીને ફોલ્લો આપેછે. એવી વાત કોઇએ આપણને કહી, તે ઉપરથી આપણને અનુભવ તો હોતો નથી. ત્યારે વિચારમાં પડીએ છૈએ કે, વળી અગ્નિથી હાથની આંગળિ તે દાઝતી હશે? તે બદલ જો આત્મપ્રતિતી પ્રથમ કરવાને જઇએ છૈએ તો, આંગળી દાઝી વેદનાં થાયછે. તેવે પ્રસંગે, બીજી ચીજ તે ઉપર મુકી, તેનો શું સંસ્કાર થાયછે, તે આપણે જોઇએ છૈએ. બાદ બીજો પુરૂષ આપણું કૃત્ય જોઈ કેહેછે કે, ભાઈ, તું શું કરેછે? ત્યારે તેને આપણી જે પ્રતિજ્ઞા હોય તે સંભળાવવામાં આવેછે. કે, પાધરો બોલેછે કે ભાઈ એ વન્હિમાં તો શાસ્ત્રપ્રમાણથી, દાહ શક્તિ રેહેલી છે. એ વાત બરાબર છે. જોયું માહારો હાથ એક વખતે શીઆળાની

મોસમમાં તાપતા ભુલથી પડેલો તે બળી મોટા ફ્રોલા પડેલા છે. માટે એનાથી ચામડી ફાટેછે, એ વાત બરાબર છે. જોને સૂર્યનાં તાપથી આપણ બળ્યા, બળ્યા, થઇએછિએ! તેમજ ગમે તેવું અનાજ કાચુ હોય તોપણ ચુલે ચઢાવવાથી તરત પાણી સોશી બાફી કાહાડેછે. તથા પાણી થઈ રેહેછે કે તુરત, તે દાઝી જાયછે. માટે પાણી જેવી થંડી ચીજને પણ તે ગણકારતી નથી. તો આપણા શા બાર? માટે એમાં દાહશક્તિ છે, એમ સમજી એનો એક્સપેરીમેંટ (એટલે અજમાયસ) છોડ. આમ કેહેવાથી તુર્ત તે સમજી કહેછે કે, આપ કહોછો તે સત્ય અને પ્રમાણ છે. બીજુ દૃષ્ટાંત. પ્રમાણિક એ શબ્દ જ્યારે બોલવામાં આવે, ત્યારે તેનો અર્થ શુંછે? એવા પ્રશ્ન ઝટ કરવામાં આવેછે. ત્યારે પ્રમાણસહિત બોલવું એમ નીકળે છે. તે પ્રમાણની પરિક્ષા કરવા સારૂ શિ યોજના કામે લગાડવી, એ બદલ નીચે મુજબ એક ધારણાશક્તીને સારૂ યુક્તિછે. તે એવી રીતે કે ત્રાજવાને બે બાજુએ તોલવાને સારૂ પાંના રેહેછે. એકમાં માલ મુકાયછે. અને બીજામાં કાટલા મુકાયછે. માલરૂપી આપણું બોલવું, યા સંભાશણ, યા આચરવું, અને બીજી બાજુએ લોકનું કળવાપણું, એ તેનાં કાટલા. તે બેનું બરાબર વજન અને તોલ સરખુછે કે નહીં, તે પરખવાને સારૂ, ત્રાજવાની મધ્યે જે પેંડુલમ, અથવા લોલક રેહેછે, તે તેનો પ્રમુખ, અથવા ઉપાધ્યક્ષ, યા કહિએ તો તેના વજનની પરિક્ષા કરનાર એક ચિન્હ રેહેછે. તે તેની બરાબર તુલનાં કરી શકેછે. તે તુલનાં કરનારની સમક્ષ એમ નજર આવે કે, બે ત્રાજવાના દાંડી સરખી છે. અને જરા પણ આમ તેમ નમતું નથી. એમ કહેવામાં, અથવા જોવામાં આવે તો, એમ સમજવું કે, આ વસ્તુ પ્રમાણ છે યા બરોબર છે. એમ ઝટ લેનાર સક્ષને બજાને ઊતરેછે. તે મુજબ જે માણસને ખાત્રી યા પ્રાપ્તી થાય, ત્યારે તેનું બોલવું પ્રમાણછે. એમ સમજી વેહેવાર કરે છે. પ્રમાણ અને સત્યમાં, થોડોએક અંતર મારી સમજ મુજબછે. તે એકે સત્ય એ વસ્તુમાં જરાપણ પ્રપંચનો ભાગ રેહેતો નથી. અને સત્યમાં હમેશ જે વસ્તુનું મૂળ નિકળ્યું તેવિનેં તેવિજ સ્થિતિમાં તે

અવલથી આખર સુધી રેહેછે. અને પ્રમાણિકપણામાં તેનું રૂપાંતર બદલાતાં બાવાર્થે ઐક્યતાં થાયછે. અર્થાત્ સત્યમાં શુદ્ધ પ્રમાણિકપણું રેહેલુંછે. અને પ્રમાણિકપણામાં રજો સત્યનો ભાસ રેહેછે. જેમકે દાળને રાંધવાને અને તેની મિષ્ટતા તથા સ્વાદને સારૂ દાળ, પાણી, દેવતા, વાંસણ, મરચુ મીઠું, હીંગ, તેલ, આદિ સાધનો બરાબર પ્રમાણ સહિત એટલે વજનસર પડેલા હોય તો, તેનો જે એકંદર સ્વાદ આવેછે. તેની વાહવા યા કીર્તિ પેલી દાળને મળેછે. અગર સત્ય જોવાને જઇએ છએ તો ખરી રીતે પેલા રસોઈ કરનારની એ સઘળી બુદ્ધિરૂપી તાસીરમાં સર્વ વાત રેહેલી છે. તેને યશ નહી આપતાં, સર્વ કોઈ દાળને યશ આપેછે. એમાં લોકો પ્રમાણ યા સત્ય પોતાની મરજી અને રૂચી મુજબ આચરે છે. માટે દુર અંદેશા કર્યા વગર કેટલી-એક વસ્તુને રૂપાંતરનાં જુદા જુદા ભેદની કળના કર્યા વગર અ-ભિપ્રાય વસ્તુતઃ પ્રત્યક્ષ હોય તો પ્રમાણિકપણું ધારણ કરેછે. હવે પ્રમાણિકપણાથી શું શું ફાયદા છે? અને એ મુજબ દુનિઆમાં વર્તન ચલાવવામાં હમેશઆવેછે કે શી રીતે? તે વિશે થોડું ઘણું વર્ણન કરવું જરૂરનું છે. અને પ્રમાણિકપણાથી વેહેવારમાં કાંઈ નડ આવેછે કે કેમ? તે વિશે પણ કેહેવું જરૂરનું છે.

પ્રમાણિકપણું યા સત્ય આ બાબત ગ્રહણ કરવાથી માણસ આ મુજબનાં દરજ્જાને પહોચે છે.

Sincerity and truth are the foundation of all virtue.

અર્થ—બધા સદ્ગુણનું મુળ કહો તો સાચવટ અને પ્રમા-ણિકપણું એજ છે.

જ્યારે આપણો જન્મ થયો કે તુરતજ આપણા માતપિતા આપણને ખાતાં, તથા ચાલતાં, શિખવેછે. તે શિખિ રહ્યા બાદ સં-સારની ઓળખાણ કરાવેછે. તેમાં જેટલું દૃશ્ય પદાર્થ અને જેને સારૂ વેહેવારમાં ખપમાં આવે, તેનું નામ બતલાવી આપણને ભાન કરેછે. તે ભાન થયા બાદ, નિશાળમાં મુકી, અક્ષર તથા

આંકડાનું જ્ઞાન કરાવેછે. તેથી વધારે કેળવણી સારૂ મોટા મોટા વિચારનાં ગ્રંથો શિખવાને મુકેછે. તેમાંથી ઈશ્વરી જ્ઞાન, નિતિ, તથા ઉપદેશનું ભાન આપણને થાયછે. પછી વેહેવાર કામમાં આપણને ચાલવાને સત્ ઉપદેશની સાથે સત્યતાનો બોધ થાયછે. જે બોધ આપણા હૃદયની અંદર કેળવણી વખતે ઠસેલો રેહેછે. બાદ જેમ જેમ દુનિઆઈ પ્રપંચમાં પડીએ છિએ, તેમ, તેમ, લાભ જાળવવા ઉપર તથા લોભ ઉપર આપણી મનોવૃત્તિ દેખાદેખી ખેચાતાં, કાંઈક હૃદયને કઠિણ કરી સત્યતાનાં ભાગને થોડા ઘણાં આંખઆડા સાહાજીક રિતે કરવાની ફરજ પડેછે. તે ફરજોનો જેમ જેમ જથો વધતો જાયછે, તેમ, તેમ, નિતિ, અને સત્યનો, આવેશ કાએમ રેહેતા તેમાં નિર્મળપણાનું અછાદન રેહેવાથી થોડા વખત સુધી પ્રમાણિકપણાનું ભાન રેહેતા, તે મુજબ આપણું વર્તવું થાયછે. પછી વધારે લોભ અને લાલચ, તથા પોતાનું હીત જાળવવા ઉપર સંસારનાં લોકો જોવામાં આવવાથી, તેઓની વર્તણુકનો ધડો પકડી, અથવા બીજાઓનાં ઉપદેશથી આપણને સત્ય અને પ્રમાણિકપણું છોડવાની સાહાજીક જરૂર પડતા, તેમાં તાત્કાલિક ફાયદો નજર આવવાથી સેહેજવારમાં તે પકડી લેવામાં આવે છે. જેમ જેમ દૃષ્ટાંત આનંદ મેળવવાને સત્ ઉપદેશ તથા બ્રહ્મવિદ્યામાં જેટલી મેહેનતછે, અને તેનો લાભ મોડો મળી કાળાંતરે આનંદ પ્રાપ્ત થાયછે. અને દુર્વ્યસનથી તાત્કાલિક લાભ જણાયછે, તે ગ્રહણ કરવામાં લોકોની મનોવૃત્તિ હાલનાં પ્રસંગે ઘુમેલી રેહેછે. તેજ મુજબ પ્રમાણિકપણાથી તાત્કાલિક સાધારણ નુંકસાન વેઠવું પડેછે. પરંતુ તેનો લાભ અને યશ જે મોડો મળવાનો છે, તેનાં ઉપર ઊપેક્ષિત થતાં નથી. તેનું કારણ ઉપરનાં દૃષ્ટાંત મુજબ છે. એથીજ હાલનો વેહેવાર, કાળ, એક બેડોળની માફક થઈ પડ્યોછે. અને કેહેતી ચાલેછે કે, "જેવી દાનત તેવી બરકત." અર્થાત્ લોકો પોતાનાં વેપાર. રોજગાર, તથા વેહેવારમાં, એક સાદે બુમ પાડેછે કે બિલકુલ નફો નથી, પણ ટોટો છે. ત્યારે જે ઇરાદે વેહેવાર તથા વેપાર આદર્યા, તેની જાહેર પેદાશ

ની જે ગણત્રિ કરી તે ક્યાં ખુશી ગઈ? તેનો જવાબ પ્રમાણિકપણાનો આભાવ, એજ તેમે નફો યા બરકત નહી રેહેવાની નિશાની છે. સઘળા માણસો કાંઈ ભણેલા નથી; સઘળાઓ કાંઈ પ્રપંચી નથી. સઘળાઓ કાંઈ ઈતબાર વગરનાં નથી. સઘળાઓ કાંઈ મહેનત વગર રેહેતા નથી. સઘળાઓ કાંઈ ખરી હોતા નથી. એવા માણસોની સાથે તેઓની યોગ્યતાંથી ઉલટુ ચાલી, અપ્રમાણ વર્તણુક રાખવામાં આવવાથી તેનો નફો યા નુકશાન જે સોસવું પડેછે, તે આપણા કૃત્યજ છે. વેપારમાં પ્રમાણિકપણું, લેવડદેવડમાં પ્રમાણિકપણું, બોલવામાં પ્રમાણિકપણું, ખાવામાં નિતિ તથા પ્રમાણિકપણું, માતપિતાની સાથે તેમજ રાજ્યકરતાં તથા ગુરૂ સાથે પ્રમાણિકપણું રાખવાથી, તેથી જે બરકત અને આનંદદાયક ફળ મળવાનાંછે. તે અજરઅમર છે. અને તે સદૈવ નિભી તેમાથી બરકત પેદા થવાની છે તે થઈ નિર્ભયપણે અક્ષય સુખ પેદા થતાં આ લોકનુ સાર્થક થતાં પરલોકમાં પણ અક્ષય સુખ મેળવવાની હોંશ રખાયછે. અને જો તેથી ઉલટ કરવામાં આવે તો તેનાં ફળ ધીમે ધીમે વિપરીત ચાખવા પડેછે. આ દુનિઆનો વેહેવાર બરાબર ગોઠવાળ થયા સિવાય ચાલવાને સુર્લભ રસ્તો પ્રમાણિકપણું, અને સત્ય, એ બેજ ઉપર વિશેષ આધાર રાખેછે. અને જે દેશમાં, અથવા શેહેરમાં, યા ગામમાં, અથવા મોહોલામાં, યા ઘરમાં, અપ્રમાણિકપણાનો વાસો હશે, તે દેશ, શેહેર, ગામ, યા ઘર, કોઈ દિવસ સુખી હોશે એમ સમજવુંજ નહીં. પરંતુ મારે દિલગીર થઈ કેહેવું પડેછે કે આવા પ્રસંગે આ દુનિઆનાં લોકો પ્રમાણિકપણું જાળવીને ચાલશે એતો બનવું ઘણુંજ મુશ્કેલ છે. તે ઉપર કવિએ નીચે મુજબ કવિત કહ્યુંછે તે આ છે.

કવિત.

રાજનકી રીત ગઈ, મિત્રનકી પ્રીત ગઈ,
નારીકી પ્રતિત ગઈ, જ્યું જાર બાયો હે;
શિષ્યનકો ભાવ ગયો, પંચનકો નાવ ગયો,

સાચકો પ્રભાવ ગયો, જુઠહિં સોહાયો હે.
મેઘનકી મિષ્ટ ગઈ, ભોમી જોત નષ્ટ ભઈ,
જુગમે સકળ વિપરીત, બરસ રહ્યો હે;
કિજીએ સાહે ગોવિંદ લાલ કઠન કરાર,
કલુ કાલ ચલો આયો હે.

**અર્થ**—રાજા લોકોની રિતી હતી, તે તમામ જતી રહી. કેમકે તેઓ પ્રમાણિક અને સત્યતાને સારૂ પોતાનો જાન અર્પણ કરતા હતા, તે હાલ ક્યાં છે ? જુઓ હરિશ્ચંદ્ર, રામચંદ્ર, આદિ મહાત્માઓનાં ચરિત્ર. મિત્રોની પ્રીતિ ગઈ. જુઓ હાલ કોઈ પણ મિત્રની પ્રીત જણાયછે? ઘરની સ્ત્રિઓની જે પેહેલા પ્રતિત રાખવામાં આવતી હતી, તે હાલ ક્યાં છે? ભાઈઓની સાથે જેમ પેહેલા એકત્રપણું રેહેતું હતું તેને બદલે જુવારૂ કરેવામાં આવેલું છે. તેનું કારણ પણ વેહેવારમા અપ્રમાણિકપણું. ગુરૂ શિષ્યનો ભાવ જે હતો તે ભાવ ક્યાં છે? પંચમાં જે મુજબ પેહેલા ન્યાય હતો તેવા હાલ ન્યાય ક્યાં છે? તેમાં પણ હજાર પ્રકારથી અપ્રમાણિકપણાએ હજાર તરેહથી વાસો કીધોછે. એટલે તેઓનાં બોલવા, અથવા કરવા ઉપર પ્રતિત રેહેલી નથી. સાચ જે ઠામ ઠામ વરસી રેહેલું તેનો પ્રભાવ, એટલે પસરવું, તેપણ ક્યાં છે? પણ ઉલટું સર્વ ઠેકાણે જુઠ પોતાનુ દિપ્યમાન સ્વરૂપ જ્યાં ત્યાં દેખાડેછે. મેઘરાજાની જે પાકનાં કામમાં મિષ્ટતા હતી, તેમજ જળમાં જે મધુરતાં તથા મિષ્ટતા હતી, તે ક્યાં છે? પૃથ્વિનો રસ કસ કમી થયો આખા જગતમાં વિપરીત વરસેલું છે. આ મુજબ છે. માટે ગોવિંદલાલ કવિ કેહેછે કે, પ્રભુ તું સાહ્ય કરનાર ધણી છે. કેમકે કલિકાળ ચાલ્યો આવ્યોછે. આવી રીતનું જ્યાં ચાલેલુંછે, તેમાં મારૂ કથન, અથવા થોડાનું પ્રમાણિકપણાથી વર્તવું, તે શા હીસાબમાં? અને તેનું ફળ શું? પરંતુ સુ આચરૂપ વાર્તાઓ થકી, એથી હમેશ જો થોડું ઘણું યાદ રેહેતો બેશક રૂપિએ બેઆની પણ મન પિગળે. એમાં તો શક નથી. એટલા સારૂ આશ્રમ કેવળ નિરર્થક જવાનો નથી. હવે સત્ય

યા પ્રમાણિકપણાથી શો લાભછે તે બદલ એક કવિ નિચે મુજબ કેહેછે.

કવિત.

સતિઆ સત મત છોડનાં, સત છોડે પત જાય;
સતકી બાંધી લછમી, ઘર ઘર ફેરે ખાય.

**અર્થ**—હે સતીલોકો સત્યને છોડશોં માં. સત્ય છોડવાથી પતિજ ઉડી જાયછે. સત્યનિજ લક્ષ્મી બાંધિલીછે. અને જો સત્ય હોશે તોજ લક્ષ્મી ઘરે ઘર ફેરા ખાશે.

તાત્પર્ય એ છે કે લક્ષ્મિનો વેહેવાર હમેશ સરાફને ત્યાં સત્યથી રખાય છે, તોજ તેમાં લેવડ દેવડ સારી રીતે રેહેછે. જ્યારે અપ્રમાણિકપણું દાખલ થયુંકે, પાધરૂં ઘર બુડ્યું. એને સારૂ પ્રખ્યાત આત્મારામ ભુખણનો દાખલો જુઓ. ઇન્સાફમાં, રાજ્યમાં, વેહેવારમાં, લેવડદેવડમાં, કુટૂંબમાં, અને બીજી તેવિજ બાબતમાં સત્યનો વાસો રેહે તો તેનું કાર્ય મંગળદાએક સમજવું. પરંતુ સત્યથી ચાલવું મુશ્કેલ છે. એક કેહેવત છે કે,

Honesty is the best policy.
પ્રમાણિકપણું એ ઉત્તમ માર્ગ છે.
Be just and fear not.
અદલ ચાલ અને બિંતો નહીં.

અદલ એટલે જે મેં ઉપર પ્રમાણિકપણાનું બતાવ્યું છે તે મુજબ ચાલે તેને બિંક શાની છે? પણ તે થવું કઠીણ છે. કેમકે, બીજા સદ્‌ગુણોનો વાસ હોવો જોઇએ. તે સદ્‌ગુણો કયા, તે નીચે મુજબ. નીતિ, દયા, ધૈર્ય, પરોપકાર, ક્ષમા, સમતા, સુશીલપણું, વિશાળબુદ્ધિ, મનન, નિજધ્યાસ, સત્યઉપદેશ, સત્યસમાગમ, આદિ ગુણો ભરપૂર હોય તેમાંજ પ્રમાણિકપણું અને સત્ય વાસો કરે છે. કોઈ એમ કેહેશે કે અમુક આદમી પ્રમાણિક છે, પરંતુ તેમાં આ ગુણ નહી હોય, અથવા કોઇક ગુણનું કમીપણું યા આભાવ હોશે તો બેશક તેનામાં સત્યતા નથી, એમ માનવાને જરા પણ સંદેહ રાખવો નહીં. પ્રમાણિકપણું જો અંગે રેહેશે તો તેનાં વેહે-

વાર સંપૂર્ણ નિર્વિઘ્ને ચાલશે. એતો નિઃસંશય છે. એ બદલ ઘણાં શાસ્ત્ર અને વિચારથી મહાન પુરૂષે સિદ્ધ કરેલું છે. તો એ વિષે મારા જેવા અલ્પ માણસનું કથન તે થી તુલનાનું વાઈ? વેદ પ્રતિપાદ્ય ધર્મને અનુસરી ચાલનાર મહાત્મામાં એ ગુણો રહેલા છે. પરંતુ તે વેદનાં અર્થ અને તેની ક્રિયા કરનાર તથા જાણકાર ક્યાં છે? તેઓનો મહિમા ક્યાંછે? તેઓનું પુરૂષાર્થ ક્યાંછે? અને કહીએ તો તે મૂળ ગ્રંથોનો ઉપદેશ કરનાર ક્યાંછે? તેની ખરી ક્રિયા બતાવનાર ક્યાંછે? ઓ! ભરતખંડનાં આર્યલોકો આપણે માત્ર બકવાદખોરજ છીએ. અને એકલું બકવું, એ ગોયા એક જાતનું સંપમાં, નીતિમાં, ઉમેરો કરવાને બદલે ઘોટાળો, અને ધાંધળરૂપ છે; એમ કહીએ તો ચાલે. કોઈપણ વીરપુરૂષ હેવો નથી કે કોઈપણ બાબતનાં તેનાં ગુણને ગ્રહણ કરે! કોઈ તેની ખુબસુર્તિથી રાજી રહે છે. કોઈ તેનાં આવભાવથી રાજી રેહેછે. કોઈ તેનાં ભાષણથી રાજી રેહેછે. કોઈ તેનાં પોશાકથી રાજી રેહેછે. કોઈ તેની ધુરપતથી રાજી રહેછે. પરંતુ તેને સંઘરી તેનો સંગ કરી કસોટી ઉપર લઈ તેમાંનો ગુણ તો ગ્રહણ કરતુંજ નથી. અને એ આશિએત માણસમાં નહી આવવાનું કારણ આતુરતા, અને વિર્યપણાનું કમીપણું થવાથી ધારણા શક્તિની મંદતા એ વગર બીજું કાંઇજ નથી. મગજ મારી કરી ઊંડા ઉતરી, તેનાં પારને જ્યાં સુધી પાંમતા નથી, ત્યાં સુધી જેટલું કેહેવામાં, તથા જોવામાં આવે, તે તમામ સમુદ્ર મધ્યે જેમ જળનાં પરપોટા થાયછે, અને ઘડી પછી તે તાત્કાલિક નાશ પામેછે, એમ દરેક ગુણનાં ઉપલક વિચાર સમજવા. હવે પ્રમાણિકપણા વિષે જેટલી આકૃતિ, તેટલી પ્રકૃતિ, એ ભાવાર્થે, આ વિષય બદલ દરેક મનુષ્ય તેની અક્ષર વિચારની પરનાળિકાની ગ્રંથીથી જુદા જુદા રૂપકમાં ઘટાડો, અથવા વધારો કરી સંભાષણ કરશે. પરંતુ તાત્પર્ય અને હેતુ એટલોજ છે કે, માણસે પ્રમાણિકપણું અને તેની સાથે જે સાહ્યભુત બીજા ગુણોની જરૂર છે, તે ગ્રહણ કરી તે મુજબ વર્તવાથી સ્વાર્થ અને પરમાર્થ બેસધઈ અક્ષય કીર્તિને પાત્ર થશે. તે ઉપર પુરતો વિચાર કરવાને અને

આલાવાને આ વિષય વાંચવાનું મારૂં મૂળ પ્રયોજન છે. એક પારસી સમાસદ્ તરફથી આ વિષય બાબત જે ઉત્સાહ સાથે વિચાર પ્રદર્શિત કરવામાં આવેલો, તે જોઈ મને ઘણુંજ સાનંદાશ્ચર્ય લાગેલું, પરંતુ ઇછરેતિ બુદ્ધિ સુધી આ વિચાર છે. પછી છેવટ સુધી ટકવો એતો કોઈ વિરલાનેજ હાથ છે.

અપ્રમાણિકપણાથી ઘણા ગેરફાયદા છે. પરંતુ તેના બીજા તેવાજ ક્રોધ, અશાંતી, અવિચાર, સ્વાર્થ, આદી ગુણોની સોબતને લીધે, વેહેવારમાં તેને વધારે અડચણ પડતી નથી. અને તેથી કરી સારા અથવા નઠારા ગુણોની તુલના ઝટ થઈ શકતી નથી. જ્યાં સુધી અંતઃકરણમાં કોમળતા, અને બીજા પ્રકારનો મેલ એકઠો થઈ હૃદય કઠિણ થયું નથી, ત્યાં સુધી સારાસાર નિર્મળ વિચાર સુઝેછે. પરંતુ જેમ જેમ તેમાં મેલ બાઝતો જાય. અર્થાત્ દુનિઆઈ વેહેવારમાં તેઓનાં સોબતીઓ સાથે ફસાતો જાય, ત્યાં પછી પ્રમાણિકપણાનું, સત્યનું, અને નિતિ બદલનું પુછવું શું? જેને જેમ રૂચે અને તાત્કાલિક લાભ મળે તેમ તે પ્રવૃત થઈ તે આચરણ ઉપર મુસ્તકીન રેહેછે. અને તેમ વર્તે તેમાં તેનો શું દોષ છે? એ બદલ તેને ઠોક આપનાર પણ દુનિઆમાં કોણ રહેલો છે? જ્યાં સુધી અંતઃકરણ મલીનપણાને પહોંચ્યું નથી, ત્યાં સુધી તેમાં વિવેક, વિચાર, આસ્તા, આદિ ઉપર રૂચી તથા ભાવ રેહેતા મર્યાદા રાખે છે. પરંતુ અંતઃકરણનું મલિનપણું થયું કે પછી થઈ રહ્યું! તે ઉપર થોડુંએક વર્ણન કરવામાં આવેછે. તે આ કે, નિશાળમાં જ્યાંસુધી કોઈપણ બાળક ભણેછે, ત્યાં સુધી તેને માબાપ, તથા ગુરૂનું માન રાખવાની તથા તેનાં બોધો સાંભળી તે ઉપર વિચાર કરવાની ટેવ રેહેછે. પછી સમજનાં ઘરમાં અને માહારૂં, તાહારૂં, થઈ કીર્તિ મેળવવાનાં તથા લોભનાં (દ્રવ્યરૂપી) પાશમાં ફસાયો એટલે પછી થઈ રહ્યું. તેનાં ઉપરીની તાબેદારી જ્યાં સુધી મુસારો મળે, અથવા તેમાંથી કાંઈ લાભ મળશે એમ આશા પાશ રહ્યોછે, ત્યાં સુધી તેનાં દાબમાં રેહેવાનો. પરંતુ જો તેના મનની મનોવૃત્તિ અથવા તેનાં ગુ-

ણુ યા તેનું કહેવત કળી ગયો, અથવા આશાની ભંગતા થઈ કે, પાધરો તેનાં તરફ વિવેક તથા સભ્યતાનો ભાગ તુર્ત કમી થતાં, કાળાંતરે તે તૃણવત્ ગણાયછે. એવા હજારો દાખલા દુનિઆમાં મશહૂર છે. એજ મુજબ પ્રમાણિકપણાનો ભાવ શરુંકરી બાલ્યાવસ્થામાં અથવા માથા ઉપર ઠીક રેહેછે,ત્યાં સુધી તે ઉપર રૂઓ રેહે છે. પછી તેમાં પણ કોઈ પ્રથમથી બગડેલ હોયછે. અને આગળ જતા સુધરેલ નિકળેછે. સ્વસત્તા અને દાબથી સુધરેલ થવું, અથવા ગુણ ગ્રહણ કરવા એ બેમાં મોટો અંતર રેહેલો છે. જે માણસ દરેક વસ્તુનાં ગુણો જોઈ તેનાં ઉપર ચુસ્ત રેહેછે, અને દાબ વગર આત્મબુદ્ધિથી પકડેછે, તે ચિર કાળ રેહેછે. અને કોઇનાં દાબથી અથવા દેખાદેખી પકડેછે, તેમાં ખોટો ડોળછે. અને તેનું પરિણામ પણ દુઃખદાયક છે. એટલાજ ઉપરથી આ નીચેનો શ્લોક રચાયો હશે.

શ્લોક.

आत्मबुद्धिर्हितार्थाय गुरुबुद्धिविशेषतः ॥
परबुद्धिर्विनाशाय स्त्रीबुद्धिप्रलयंगता ॥

આત્મબુદ્ધિએ ચાલવું એ હિતને આપનાર છે. અને ગુરૂબુદ્ધિ વિશેષતા કરેછે. પણ પારકી બુદ્ધિએ ચાલવું એતો કેવળ વિનાશનુજ કારણ છે. આ ઉપરથી પણ એમ સિદ્ધ થાયછે કે, માણસ માત્રે પોતાનાં જાતી અનુભવ મુજબ ગુણ ગ્રહણ કરી ચાલવું. હવે દુનિઆમાં શી રીતે માણસે વર્તન રાખવું તે ઉપર નિચે મુજબનાં થોડાએક અંગ્રેજી દાખલાઓ આપી સભાજનોનું મન રંજન કરી સાર ગ્રહણ કરવાને ભલામણ કરૂંછું.

Moral and practical observation.

નીતિ અને વેહેવારીક આચરણ વિશેના બોધ.

1. Prosperity gains friends and adversity tries them.

કેહેવત; ગર્થ વનાંનાં ગાંગલા, અને ગર્થે ગાંગાશા.

અર્થ—સંપત્તિનાં સઉકો બેલી, અને દુઃખનું કોઈ નહીં.

2. It is wiser to prevent a quarrel than to revenge it.

અર્થ—લડાઈને શાંત કરવી, પણ તેને વધારવી નહીં. એ ડાહ્યા પુરૂષનું લક્ષણ છે. અર્થાત્ લડાઈનું મોહ બાળવું.

3. Custom is the plague of wise men, and the idole of fools.

અર્થ—ડાહ્યા માણસને રૂઢી, અને બેવકુફને મુર્તિપુજા એક જાતનું બંધન છે.

4. To err is human: to for-give divine.

માણસ ભુલનો ભરેલો છે; શિવાએ એક તેની જાત વગર.

5. It is much better to reprove than to be angry secretly.

મનમાં ગુસ્સો રાખવા કરતાં મોહનો ઠપકો આપવો એ સારીવાતછે.

6. Diligence, Industry, and a proper improvement of time are meterial duties of the young.

મેહેનત અને ઉદ્યોગ કરવો, વખતનો બરોબર ઉપયોગ કરવો, એ જુવાન પુરૂષોનું મુખ્ય કામછે.

7. Anger may glance into the breast of a wise man; but rests only in the bosom of fools.

ડાહ્યા માણસની ખફગી માત્ર છાતીએ રેહેછે. અને અંતઃકરણમાં બેવકુફલોકો ખફગી રાખી મુકેછે.

8. By other faults wise men correct their own.

બીજાની ચુક જોઈ ડાહ્યા માણસ પોતાની સુધારેછે.

9. To mourn without measure is folly; not to mourn at all; insensibility.

પ્રમાણવગર શોક કરવો એ નાદાની છે. શોક બિલકુલ રાખવો નહીં. રાખવામાં આવે તો મોટી બેકિલ સમજવી.

10. Truth and error, virtue and vice, are things of an immutable nature.

પ્રમાણિકપણું, અને ભુલ, સદ્ગુણ અને દુર્ગુણ, એ એક કુદરતી બક્ષીસ છે. તે બદલાવવા મુશ્કેલછે.

11. When our Vices leave us, we flatter ourselves that we leave them.

જ્યારે આપણે દુર્ગુણ છોડીએ છૈએ, ત્યારે આપણે પોતાની મેજે તેની પ્રશંસા કરી બતાવિએ છૈએ કે હમે દુર્ગુણ છોડ્યા.

પૂર્વનાં ચાલતા આવેલા શાસ્ત્રોનાં ઉપદેશ અને હાલનાં આધુનીક લૉજો, સમાજો, અને બીજા ધર્મનાં તેવાજ મંદિરોના ઉપાધ્યક્ષનો ઉપદેશ તો આ મુજબ છે. એવી રીતે કે—

Brotherly love, relief, and truth.

સર્વ આપણા બાઇઓ છે. માટે તે ઉપર યોગ્ય પ્યાર અને મમતા રાખવી. તેઓને યોગ્ય મદદ કરવી. અને સચાઇથી વર્તવું. આ વાત કોઇથી પણ કાહાડી નખાતી નથી. અને દૂર અંદેશે વિચાર કરી જોઇએ છૈએ તો,એ મુજબ વર્તવામાં' આવે તો તે કેટલે દરેજે દુનિઆઇ કામોમાં ફતેમંદી પામતાં સૃષ્ટિની અંદર મોટાં, મોટાં, નામાંકિત અને કિર્તિવંત અમર કામો કરી શકેછે. હવે આ દુનિઆમાં અપ્રમાણિકપણાને લીધે શું શું કામ આપણે કરેલાં છે, તે વિશે થોડું વિવેચન કરૂં છું. પ્રથમ આ દુનિઆમાં જન્મ થતી વખતે આપણે માતાના ઉદરમાં રહી કેટલુંએક બંધન ભોગવવાથી પરમેશ્વરની સ્તુતિ અહિર્નિશ કરવાથી, અને તેમાં એવી માગણી કરવામાં આવેલી કે, મને પૃથ્વિ ઉપર કાહાડો. હું તમારૂં હમેશ ચિંતન કરી, ધર્મ મુજબ વર્તી, મારો દેહ સફળ કરીશ. આ કોલ કરવાથી પછી તેને પૃથ્વિ ઉપર જન્મ આપ્યો. જન્મ થતાંજ ઊઆં, ઊઆં, ઊઆં. હું હાં ને તું ત્યાં, અર્થાત્ કોલનું ભેગન કર્યું એ અપ્રમાણિકપણું ખરૂં કે કેમ? પછી માત પિતાનાં સ્વાધીન પડવાથી તેનાં ઉપર માયા તથા મમતા ચોટાડી આધિન રહેછે. માતપિતા

લોભની અને મમતાની ખાતર તથા આગળ જતાં પોતાનાં વૃદ્ધાપકાળને એક ટેકો મળશે એવી આશાપાશે તેની આગતા સ્વાગતા કરી, પોતે સંકટ વેઠી તેની ચાકરી કરેછે. પાંચ દસ વરસની ઉમર થઇ, જરા હાલવા ચાલવા યા બોલવાનાં પર આવ્યાં કે, પછી તેની કિંચિત મિષે અવગણનાં કરી તેનાં પ્રફુલ્લિત અને આનંદી મનને જરા ઉદાશી કરવાનું આરંભેછે. નિશાળે બેસાડી તેને શિખવેછે. જેથી તે રળી જાણે. તે મુજબ થયાબાદ પાવરધો થયો કે, પછી પરણ્યો પષ્ટ્યો. એ મુજબ જોઇતાનાં સાધન થયા કે, પાધરો જુવારો થાયછે. અને માતા પિતાને એક કટ્ટા શત્રુ બરાબર જુએ છે. આ વર્તવું પ્રમાણિકપણાનું કેહેવાય કે, અપ્રમાણિકપણાનું? તે જુઓ અને વિચારો. પછી લેવડ દેવડમાં પડી, તેમાં હજાર તરેહનો પ્રપંચ કરવાથી, આડા સુકન કાઢવાથી દીવાની કોરટે ચડેછે. એટલે લેનદેનમાં જગતમાં પ્રમાણિકપણું ક્યાંછે? કોરટમાં ચઢ્યા. ત્યાં તેવાઓને સારૂ કોરટ સ્થાપવાથી તેનો ખર્ચ વિગરે બને પક્ષકારને સોસવો પડેછે, તે પણ અપ્રમાણિકપણાની નિશાની. પછી જો વાક્યમાં કાંઇ પ્રમાણ નહિ રહ્યું તો તે ઉપરથી મારામારી થઇ, ફોજદારી કોરટમાં ચઢવું પડે. તેમાં જે કાંઇ ખુવારી કોરટને તથા પક્ષકારોને કામધંધો મેલી સોસવી પડે, એ પણ અપ્રમાણિકપણાનો ગુણ. જમીનનો ધારો આપવામાં સરકાર સાથે જે પ્રમાણિકરીતે ગણોત પટો સમજીને તથા નફો નુકસાન વિચારી જે કરાર કરવામાં આવેલો, તે બરોબર સાફ દયાનતથી આપવાને બદલે ગલ્લાં ટલ્લાં કરિએ તેમાં જે કાંઇ સત્તાથી સોસવું પડે, અને તેમાં વખતે સરકારની ખતરાજી આપણી દાંડાઇને લીધે આપણા ઉપર થાય, તે પણ આપણા અપ્રમાણિકપણાની નિશાની. પૃથ્વિમાંથી જે રસ કસ વિગરે જતો રહ્યો, તે આપણો જે ધર્મ, માણસ તથા કુદરતના નિયમ સાથે વર્તવાનો નિકટ સંબંધ, અને કરેલા કોલકરારનું ભંજન, તેથી જે વૃષ્ટી આદિક નહી આવવાથી કુદરતી કોપ ઉપર જે વિચાર અહોનિશ થયા કરે, એ પણ આપણામાં અપ્રમાણિક

પણાનાં ગુણની નિશાની સમજવી. એ ઉપર એક શ્લોક,

श्लोक.

चत्वारोधनदायादा धर्मराजाग्नितस्कराः ॥
ज्येष्टस्यापमानेनत्रयःकुर्व्यंतिबांधवाः ॥

ધનના ચાર ભાગીદારછે. ધર્મ, રાજા, અગ્ની, ને, ચોર. જો મોટા ભાઈ ધર્મને ખુશ નહી કરો તો આ ત્રણે ક્રમ મુજબ લુટવામાં તૈયારજ છે.

श्लोक.

अन्नाद्भवंतिभूतानिपर्जन्यादन्नसंभवः ॥
यज्ञाद्भवतिपर्जन्योयज्ञोविष्णुंसमुद्भवः ॥१॥

અર્થ-યજ્ઞ કર્યાથી વૃષ્ટી થાયછે. વૃષ્ટીથી અન્ન પાકેછે. અન્ન થકી માણસ પોસાયછે. એ મુજબ યુગે યુગે ક્રમ ચાલી સંસાર પોશાયછે તેને બદલે હાલ તો યજ્ઞને ઠેકાણે આગગાડી તથા જીનના ભુંગળામાંથી ખાલી ધુંવાડા નીકળેછે. એજ વૃષ્ટીને તૈયાર કરવાને ઈંદ્રરાજાને પ્રસન્ન કરવાનું માત્ર સાધન રહેલુંછે.તો આ ઠેકાણે પણ આપણું પ્રમાણિકપણું ક્યાં છે? આ ઉપરથી આપણે માથે રાજ્યકર્તાએ મોટા મોટા પંડિતો અને પંચ નીમી કાયદા બાંધી આપણને કબજ કર્યા. હમ જાતીભાઈઓને જે આપણે ઉપકાર કરવાનો તે વિસરી ગયા. તેને બદલે આપણા ઉપર તથા આપણા માલ ઉપર જકાત કરી. નીતિ અને પ્રમાણિકપણું ઊચું મુક્યું. તેને સારૂ દીવાની અને ફોજદારી કોરટ કાઢી. છતાં, આપણે તેને પણ જોઈતું માન નહી આપતાં તેનાં કરેલા નિબંધને યુક્તિથી જીતવાને પૂર્ણ માહિતગારી મેળવતાં ધારાનાં હિમાયતી, વકીલ, બારિષ્ટરની સાહેતા લઈ પોતાનું પ્રમાણિકપણું છોડવાને અને તેનો ત્યાગ કરવાને વધારે હોંશ ધરાવતા આપણે જણાયા છેએ. આ તમામ કારણોથી હાકેમની સામા ગેરઆબરૂ પ્રાપ્ત થતાં, પરમકૃપાળુ ઈશ્વરનાં આગળ આપણી કેટલી કિંમત થવાની તેનો વિચાર સેહેજ

રીતે થવા સરખો છે. સરવે હકીકત જોતા પ્રમાણિકપણું કે-વળ નામનુંજ રેહેલું છે. અને તે ઉપરથી આ કેહેતી મુજબ ચા-લેછે તે એ કે, "સાપ ગયા ને લિસોટા રહ્યા." માત્ર નામનુંજ પ્રમાણિકપણું. કાગળમાં, પુસ્તક લખવામાં, મ્હોડે વાત કેહે-વામાં, તથા સોગન ખાવામાં,માત્ર તેનો વાસ છે. "ઉપરકી તો અચ્છી બની ભીતરકી તો રામ બુઝે." પણ મારા આર્ય દેશી બંધુઓ તમો ખુબ એકીન રાખજો કે, "as you sow so shall you reap." "જેવું બિજ વાવસો તેવું લણસો." પછી તેનો દોશ કોઇનો પણ કાઢવાનો રેહેતો નથી.

ન્યાયદ્રષ્ટિમાં પ્રમાણિકપણું ક્યાં રેહેલું છે? તે પણ જુઓ. લેણદેણ સંબંધી કામમાં મુદતનો બાધ લાગે, બરાબર સ્ટાંપ નહી હોય, પક્ષકારે હાજર ન થાય, અથવા તેનામાં ફી ભરવાની બરાબર તાકાદ નહી હોય, અથવા પોતાને બોલવાની યા કોરટને સમજાવવા સારૂ યોગ્ય કામ કરી શકે, એવો મદદનિસ વકીલ નહિ હોય તો, તે બચારાનું ખરૂં લેહેણું બુડેછે. આ બધીવાતે જો ત્યો તો, પછી કોરટનાં અંદર ઇસ્યુ નિકળવામાં જો ઉભયતાની સમજ ફેર થઈ તો તેમાં પણ તે બાજે વખતે થાપ ખાયછે. તો ન્યાયને ઉ-ઘાડી કોરટમાં પક્ષકારોને કોઈપણ પ્રકારનો ત્રાસ વગર આપવાનો જે કરાર તે ક્યાં રહ્યોછે? ફી વિગરે લેવી એ પણ એક જાતનો બોજો છે. અને તેમાં સત્યપ્રમાણથી ન્યાય થવો એતો દુર્લભ વાત રેહેલી છે. રેવિન્યુ સંબંધમાં મગદુર મુજબ દરો જમીનનાં ક્યાંહા છે? પેમાંશમાં પણ કચાશપણું. અને કરોનો બોજો હદથી જ્યાદે. અને તેની સમજુતી, મનસ્વિપણે કરી, જે વિશ્વાસ બેસાડવામાં આવેલા હોયછે; તેમાં કેટલું ગોટાળા ભરેલું. બોલવું કાંઈ, ચાલવું કાંઈ, અને કરવું કાંઈ, એથી પણ રૈયત સાથે જે પ્રમાણિકપણાનાં આપણા વચનો તે પણ પળતા નથી. એ પણ તમો સર્વ જુઓ અને વિચારો. હવે વેપાર સંબંધી જે રૂઢી ચાલેછે, તેમાં પણ જે-ટલી રકમનો માલ હોય, તેનાં ઉપર હદથી જ્યાદે નફો ચઢાવી તેમાં

આપણને હેવો ધુતખાર બતાવે કે નફો ઘણોજ જુજ લેવામાં આવેછે. અને તેમાં સારો વેપારી કેહેવડાવતો હોય, અથવા જેને કાંઈ બીજ કરવાનું પેટેટ (પટો) મળ્યું હોય, તે તો બધા કરતા હદથી જ્યાદે નફો ચઢાવે છે. તો પણ લેવડ દેવડમાં, ગાંડતળે મુડી રાખી લોકોનાં ખોટા કરી દેવાળુ કાઢેછે. આ પ્રમાણિકપણું જુઓ !

આટલી બાબત ફિનાશિયલ ડીપાર્ટમેન્ટની કરી. (એટલે નાણાં સંબંધી) હવે (ક્રિમિનલ) ન્યાય જે સુલેહ રાખવા અથવા રૈયતનાં રક્ષણ સંબંધી છે તે બાબતનું વર્ણન કરૂછો.લશ્કરનું શુરાતન ક્યાંછે? તેની હિંમત ક્યાંછે ? તેની બુદ્ધિ ક્યાંછે ? તેનું સત્ય ક્યાંછે ? અને તેનું ભાન ક્યાંછે? એનો બારીકરીતે વિચાર કરશો તો કાંઇજ નથી. માત્ર પરઆધીન યંત્રનાં જોરથી, અને ખાલી દિમાકથી ટકી રેહેલું છે. તેમજ મરૂમારૂ, વૃત્તિથી તેને આશ્રય આપવાની રૂઢી ક્યાં છે ? મિલકત વિરૂદ્ધ; ચોરી, ધાડ, હંગામા સંબંધી કામમાં આરોપિની કબુલત થઈ હોય તો તે મરે. નહિતર ખરા ગુન્હેગારો એકદમ અછત નિકળી જાયછે. તો પ્રમાણ સહિત તથા પુરતી પૂરાવાની પ્રતિતી કરી ન્યાયને શોધી તેનો ન્યાય આપવો તે ક્યાંછે ? આવી રીતે એકંદર બાબત ઉપર મનન કરવાથી મને પ્રમાણિકપણાનો આભાસ મુળેજ નજર આવતો નથી. અને જે પ્રમાણિકપણે વર્તે, તેને ઉલટા દુઃખો વેહેવાર કામમાં સોસવા પડેછે.તેનું કારણ શું હશે! એ‍શોધમાં ફરતાં મારી મનોવૃત્તિ તો એમ ધારણા બાંધેછે કે, "સો આંધળાનાં ટોળામાં એક દેખતો તે પણ આંધળોજ સમજવો." હાલ ન્યાયનાં કામમાં મનશક્તિનાં પૂર્ણ વિચાર કરવાને અવકાશ મળવાને બદલે શરિર શક્તિ ફિકરમંદોને લીધે મંદ થવાથી,તથા કાયદા અને ફેસલારૂપી હુકમોને આડા અવળા ખોળ કરવાને સારૂ મન ગોટાળામાં પડવાથી, જે સ્વચ્છ, અને પવિત્ર બુદ્ધિ, તેમજ "પ્રફુલ્લિતપણાની આનંદદાયક રીતે ન્યાયાધીશની વર્તણુક રહી,ખરો ચિતાર ગુન્હાના કૃત્યનો શુંછે? તે શોધી કાઢવાને તેને બિલકુલ અવકાશ નહી આવવાથી જે પ્રતિ-

બંધ સાથે તે પોતે પડેલો છે તેમાં ઘુમ્યો રહી, ફિકરમંદી સાથે જે ન્યાય આપે તેમાં પ્રમાણિકપણું અને સત્ય શું હશે? તેનો વિચાર કરો. ચોરી કરનાર ચોરોને જે શિક્ષા અપાયછે, તે તેની કબુલત ઉપરથી અપાયછે. એનો અર્થ એમ સમજાયછે કે જો તુ ચોરી કરી આવ્યો, પરંતુ પુરાવો લુલો કર્યો હોત, અથવા તેં પોતે કબુલ નહી કર્યું હોત તો, શિક્ષાને પાત્ર નહી થાત.પરંતુ તારી કબુલત તને બંધનકારક છે, એમ કહી, શિક્ષા આપેછે. અને એ શિક્ષા આપવાની પદ્ધતિ આખ્ખા જગતને પ્રમાણિકપણાનો આભાવ કરેછે. તો પછી પ્રમાણિકપણાની તુલનાં સાંપ્રતકાળમાં કેહેવી ચાલેછે તે જુઓ?

ન્યાયની અમુલ્યતા બાબતમાં એક દૃષ્ટાંત આપુ છું.

અકબર બાદશાહનાં દરબારમાં એક ફકીર અને તેનો ચેલો મુશાફરી કરીને આવતાં, રસ્તામાં દિલ્લી શેહેરમાં રોકાયા. ત્યાં ગામમાં ફરતા, ફરતા, અકબર બાદશાહનાં મેહેલ નીચે આવ્યા. ત્યાં ખાવાને સારૂ ભિક્ષાનો સ્વાલ કર્યો. અને કહ્યું કે હમે મક્કે શરીફથી હજ કરી આવિએ છીએ. માટે કાંઈ આપો. આ ઉપરથી બાદશાહે તેને પોતાની પાસે બોલાવીને પુછ્યું કે, મક્કાશરીફ જવામાં કેટલો ખર્ચ થતો હશે? ત્યારે તેણે કહ્યું કે, હમો ફકીર છીએ; ભીખ માગતા ગએલા. તેથી ખર્ચ વિશે તો હમારી પાસે કાંઈ અડસટો નથી. પરંતુ આપનાં જેવા બાદશાહને અલબત પચાસ સાઠ હજાર રૂપીઆ ખર્ચ લાગે, ને તેથી વધારે જે ખર્ચો તે આપની મોટાઈ ઉપરછે. આ ઉપરથી બાદશાહે મક્કે જવાને સારૂ મન કર્યું. અને દરબારનાં રિવાજ વિશે પુછપરછ કરતાં એમ નિકળ્યું કે, રાજનાં બાદશાહથી ત્યાં જવાય નહીં. મક્કાશરીફ કરી આવેલા માણસો પાસેથી કાંઈ રકમ આપી ફળ લેવું એટલે તે તેને પોચેછે. એ વાત કેટલીએક રકઝક કે સિદ્ધ થતાં પોતે તે ફળ ફકીર પાસેથી જેટલા માગે તેટલા રૂપીઆ આપી લેવાને મનમાં ઠરાવ્યું. બીજે દાહાડે ફકીરનાં તરફ તેડુ મોકલ્યું., તે તેડામાં તેનો ચેલો દરબારમાં આવ્યો. ને તેને બધી હકીકત કહી. જ્યારે બધી હકીકત સાંભળી ત્યારે બોલ્યો કે

એ બદલ હું મારા મુર્સદને પુછી આવું. તે કેહે તેમ કરૂં. મુર્સદને પુછવા ગયો. તેઓએ કહ્યું કે મક્કાશરીફનાં હજના બદલામાં રૂપીઆ લેવા, તેનાં કરતાં તું જઈ બાદશાહને મારા સલામ કહી કેહે કે આપ પૃથ્વિપતિ બાદશાહ છો. આપનાં ખજાનાંમાં કાંઈ ખોટ નથી. તેથી જેટલા રૂપીઆ માગીશું તે તમો આપશો એમાંતો કાંઈજ શક નથી. પરંતુ તેને ઉચકવા, અને સાચવવા, તેનાં અંદર કોઈ દીવસ હમારો જાન જાય. તો બેહત્તરછે કે આપનાં રાજ્યમાં જે, જે, ઈન્સાફ આપે કરેલા છે. તેમાંથી એક અદલ ઈન્સાફનું અમને ફળ આપો. ને આપ હમારી પાસેથી મક્કાશરીફનું ફળ લો. રૂપીયા નથી જોઇતાં. ચેલાએ જઇને બાદશાહને આટલું કહી પોતે થોડીવાર રજા લીધી. બાદ બાદશાહ મોહોટા વિચાર અને ફિકરમાં પેઠા, કે આપણે કયો અદલ ન્યાય કરેલો છે. તે જોઇએ બધા ન્યાય તપાશી લીધા. તો કોઈમાં નજરાણું, કોઇમાં વજીરનો પક્ષ, કોઈમાં શાહુકારનો, કોઈમાં ઘરની હુરમનો, કોઈમાં મામાનો, કોઈમાં સાળાનો, કોઈમાં ભાઇનો, કોઈમાં માસીનો, કોઈમાં મિત્રનો, કોઈમાં ગુરૂનો, આદી અનેક તરેહનાં પક્ષ જોયા. તેથી અદલ ન્યાય કરેલો કોઈજ નિકળ્યો નહીં. છેવટ કહ્યું કે, શાંઇમૌલાં આપને આપવા જેવો એકે અદલ ન્યાય આમાં નિકળતો નથી. માટે શું આપુ? રૂપીઆ જોઇએ તો લો. પછી તેનાં મુર્સદ દરબારમાં આવી ભર્યા દરબારમાં બોલ્યા કે,- હે બાદશાહ! તું સમજ્યો નહીં! તાહારે મક્કાશરીફ જવાનું કાંઈજ કામ નથી. તારા એક અદલ ન્યાયથી મક્કાશરીફ જવાનું ફળ મળે છે. ગો જો તું રોજ અદલ ન્યાય કરે તો રોજ તને મક્કાશરીફ જવા જેટલું પુન્ય છે. માટે એવા જે તારી પાસે પારસ છે, તેને છોડીને બીજા પથ્થરને શું કામ વળગેછે? માટે પ્રમાણિકપણાથી સત્ય ન્યાય કરતો જા. આટલું કેહેતાજ બાદશાહને ખરાને એ વાત ટપ ઉતરી જતાંજ, તે દિવસથી અદલનો ઘંટ દરવાજા આગળ બાંધી પોતે ન્યાય કરવા બેઠો. જેથી તેની કીર્ત્તિ અદ્યાપી સુધી અમર રેહેલી છે. અને જે દુનિઆમાં અદ્યાપી સુધી એક સતપુરૂષ દાખલ વખણાયછે. તે મુજબ હાલ તમારૂં વર્તન ક્યાં છે? પાક પરવર

દિગાર તમો સર્વને નેકી બક્ષો, અને અદલ તથા પ્રમાણિક રીતે વર્તવાને મનમાં પ્રેરક થાઓ, એજ મારૂં માગવું છે. વિષયની સમાપ્તિ એક કાવ્ય કહી, મારી વાર્ણીને વિશ્રાંતિ આપુ છું.

કવિત.

જાહાં કછુ બોલ બેન, ચાલનકો ઢંગઢોલ;
તાજમ તવજ્જા નહીં, વ્હાં ક્યા કહીએ.
કહે કછુ સુને નહીં, સુને કછુ કહે નહીં;
ઇસીસે રૂસ રૂસ રહીએ.
આપહુકી એચ બાત, ઔર બાત કુટ મારે;
ભલે બુરે સમે ટકે શેર લહીએ.
રામ રામ કરકે, વિદાએ હોત જસુ રામ;
એસી સભાકી બીચ ઘડીઉ ન રહીએ.

**અર્થ**—જ્યાં બોલવામાં, ઈયા ચાલવામાં ઢંગ ધડો નહીં મળે,તાંજમ તવજ્જો જે ઠેકાણે હોય નહીં, ત્યાં પછી કેહેવું શું? કહીએ ને કાંઈ સાંભળે નહીં, સાંભળે કદાચને કાંઈ કહે નહીં, એવાથી અળગા રેહેવું એજ રસ્તો ઉત્તમછે.પોતાની વાતને પકડી રાખે,અને સાહામાની વાતને કુટી મારે; અને જ્યાં ભલા તથા બુરાની ગણત્રિ એક સરખિજ છે; તેવી સભાને રામ રામ કરીને એક ઘડી પણ નહીં રેહેતાં જતા રહેવું; એવું, જશુરામ કવિનું કેહેવું છે. અને તે મુજબ વર્તન નહી રેહેવા મારો આર્ય દેશી ગૃહસ્થોને વિનય પૂર્વક વિનંતી છે.

---

# प्रस्ताविक बोध.

**નવસારી જ્ઞાનવર્ધક સભામાં આપેલું ભાષણ.**

તારીખ ૨૩ મી જુલૈ સને ૧૮૮૨ ને રવિવાર.

સભા મળવાનો મૂળ હેતુ શુંછે? તેમાં શા શા વિષય ઉપર ચરચા ચલાવવી? તેનો અમલ કેવો રીતે અને ક્યારે કરવો? સભાસદોએ શ્રવણ કરેલા વિષય ઉપર કેટલે દરજ્જે અને કેવા પ્રકા-

રથી તેનું મનન અને નિદિધ્યાસ કરવું? ઇત્યાદિ બાબત જોવાનીછે.

સભા મળવાનો હેતુ એછે કે, સંસારી બાબતમાં ઘણુંકરી સમુદાયે કાર્ય થવાનું છે. અને આપણી આખી જીંદગાની ઘણા જનોની વચ્ચે, હાલી ચાલી પોતાનો કાળ કાઢવાનો છે. માટે સભામાં બેસવાની ઢબ, તેઓની સાથે સંભાષણ કરવાની રિતિ, પોતાનાં વિચારો ખુલ્લીરીતે પણ મર્યાદસર બતાવી, પ્રયોજનનું ફળ તથા હેતુ તેને ગ્રહણ કરવાને સારૂ જે યુક્તિ, તે બરાબર રીતે દર્શાવિ, જનપ્રિય થઇ, કાર્ય સાધવાની જે યુક્તિ તે શીખવાને સારૂ સભામાં બાળકોએ પ્રથમતઃ જવાની ટેવ રાખી શીખવું એજ મૂળહેતુ છે.

શા, શા, વિષય ઉપર ચરચા ચલાવવી, તે બાબત બે પ્રકાર છે. એક સ્વાર્થ વિષય ઉપર. અને બીજો પરમાર્થિક વિષય ઉપર. સ્વાર્થ વિષયમાં, દ્રવ્યાદિક ગ્રહણ કરવાને સારૂ દુનિઆમાં નિતિનાં જે બાધા ચાલેછે તે, તથા હુનર, કળાકૌશલ્યતા, એ બાબત જોવાની છે. તેમાં એક મનશક્તિનાં વિષયો ઉપર, અને બીજી તરફથી શરિર સંબંધી વિષય ઉપર. મનશક્તિનાં વિષય ઉપર જ્ઞાનનો ઉદય થાયછે. અને શારિર્ય વિષય ઉપરથી હુનર શીખાયછે. પારમાર્થિક વિષય ઉપર જ્યારે દૃષ્ટી કરીએ છીએ, ત્યારે ઈશ્વરનાં અસ્તિત્વપણાનું ભાન, તેનો મહીમા, અને લોક હિતાર્થને સારૂ સૃષ્ટિમાં શા, શા, ઉપાય અવશ્યક યોજવા જોઇએ, તે સમજવામાં આવેછે. પર્માર્થનો ખરો અર્થ તો એછે કે માણસ સઘળા અર્થશાસ્ત્ર સારૂ ઉપેક્ષિત છે. તેમાં મુખ્ય અર્થ એછે કે આપણે કોણ? શા સારૂ પેદા થયા છીએ? અને સૃષ્ટિમાંથી શું કમાઇને જવું છે? તે વિશે ઊંડી રીતે વિચારથી એમ માલમ પડેછે કે પરમેશ્વરનાં અસ્તિત્વપણા વિશે વારંવાર વિચાર કરી તેનાં સ્વરૂપને ઓળખી તેમાં આનંદથી પહોંચવું એછે. અને તે પહોંચવાને સત્ઉપદેશ, ગુરૂભક્તિ, અને વૈરાગ્ય, તથા મનોવૃત્તિનાં જે વારંવાર ઉઠતા ઓઘો તેનો અટકાવ કરી, મનને શાંત કરવું એજ છે.

સભામાંથી મળેલા ઉપદેશ વિષયો ઉપર વારંવારે મનન

કરી અને તેટલી ત્વરાથી તે મુજબ વર્તવું. એજ સભામાં એકઠા થવાનું તથા તેને શ્રવણ કર્યાનું પ્રયોજન છે. માટે તે વિશે કાળ મુકરર થઈ શકતો નથી.

દુનિયામાં ચાર પ્રકારનાં મનુષ્ય રેહેછે. તેમાં એક પામર, બીજો વિષયિ, ત્રિજો મુમુક્ષુ, ચોથો મોક્ષ. આ ચારે તાસિરનાં મનુષ્યમાં જેને જે પ્રકૃતિ સાથે મળે, તેના સંગમાં રહી તે વિષયને મજબુત પકડી, તે ધોરણ ઉપર લક્ષથી ચાલી,તેનાં મૂળ સિદ્ધાંતને જોવા, અને તેનું મનન, તથા નિજ્ધ્યાસ કરવાથી, તે તે રૂપને પામિશું, એ મૂળ હેતુ સભા કરવાનો છે. અવસ્થાને રૂચે તેવા ક્રમે અને તે ધોરણ ઉપર સભાનું બંધારણ રેહેવું જોઇએ. કેમકે અવસ્થા ચાર પ્રકારની છે. બાળ, કુમાર, યુવા, ને વૃદ્ધા. અને ચારે અવસ્થાની તાસિર જુદા જુદા પ્રકારની છે. માટે હમેશ સભામાં સમાન વયનાં પુરૂષો હોવા જોઇએ. જો એમ નહિ હોય તો તેનું કાર્ય અને પ્રયોજન બિલકુલ નિષ્ફળ જવાનું સમજવું. આટલુ કહી હવે "પ્રસ્તાવિકબોધ" એ નામનાં વિષય ઉપર આજનું મારૂં ભાષણ છે તે હું કહું છું.

સાખી.

સદ્ગુરૂની કરૂણા થકી, ઉપજે નિરમળ જ્ઞાન;
શુદ્ધ ચૈતન્ય તુરીઆપદે, રહે નિરંતર ધ્યાન. ૧
મનુ પ્રપંચ મૂકજે, ધરજે તત્વ વિચાર;
રત્ન પદારથ જન્મ છે, ના આવે વારંવાર. ૨
મોતી સઉ ઉદક તણા, તેના હાર ન થાય;
મિથ્યા મન મોદક કરે, તેણે ભુખ ન જાય. ૩
તજશે આપે આપદા, ભજશે પૂર્ણ બ્રહ્મ;
પલક માંહી પ્રલયજ થશે, કોટી જન્મનાં કર્મ. ૪
સદ્ગુરૂ સંત કૃપા કરે, પ્રગટે નિરમળ જ્ઞાન;
રવી ઉદય રજની ટળે, રહે નિરંતર ધ્યાન. ૫
નિરમળ નયણે નીરખતાં, દરશે નિજ દેદાર;
સાગરમાં સઉ ઉપજે, લહરી લેહ અપાર. ૬

સચ્ચિદ્ આનંદ સર્વમાં, ભરી રહ્યો ભરપૂર,
દીન રજની રહે રંગમાં, નિરમળ વર્ષે નુર. ૭

હે પ્રભુ ! તારો અપાર મહિમા છે. તારી અઘાત બુદ્ધિ અને ડાહાપણ છે. તેની સ્તુતિ આ પામરજનો શી રીતે કરી શકશે? તો પણ તું કૃપાળુ અને દીનદયાળ છે, માટે થોડું કથન કરે ઘણું કરી માનજે. અને સર્વને એક સરખી રૂચી ઉપજે એવી રીતે તેઓમાં તું સદ્મતી આ સમયે પ્રેરક કરજે, એજ મારી નમ્રતા પૂર્વક વિનય સહિત સ્તુતિ છે.

આ ભૂમંડળનાં બાળકો, યુવાન, તથા વૃદ્ધો, કૃપા કરી આ ઉપદેશ સાંભળો.

સર્વ શાસ્ત્રનાં મૂળ પુરૂષોનો ઉપદેશ પાર્માર્થિક છે. માટે જો તું માને તો લોકોનાં લવારાને નહી માનતાં, શાસ્ત્રનાં ઉપદેશને, અને તેની શિક્ષાને માનજે. તને સાંભળવાની હોંસ હોય તો ગીતા, અથવા ભાગવત વિગરે સદુપદેશનાં ગ્રંથ સાંભળજે, અને તેમાંથી સાર ગ્રહણ કરજે. પરંતુ કુટિલ અથવા આધુનિક ગાથાઓ સાંભળી તારા કાનને અપવિત્ર નહિં કરતો. કોઈ ઉપર રાગ અથવા રોષ કરી મનમાં ખુશી થતો નહીં. પરંતુ શ્રી પરમેશ્વરનાં ગુણ ગાઈ ખુશી થજે, જો તારી નાચવાની ઇચ્છા થાય તો સદ્ગુરૂનાં બોધથી તું નાચજે. પરંતુ સ્ત્રીનાં સ્નેહબાણથી રખે ખુશ થઈ નાચતો. જો તને ગાયન ઉપર શોક થાય તો જેમાં પ્રભુરસ રહ્યા હોય, તેવા ઈશ્વર મહાત્મનાં ગીતો ગાજે; પણ રખે પ્રપંચનાં ગીતો ગાઈ દીવસ આનંદમાં કાહાડતો. જાગ્રણ કરવાની તારે ખુશી હેય તો ધર્મશાસ્ત્રમાં કહેલા દિવસો એકાદશી, આદી પર્વને દિવસે જાગ્રણ કરજે. પરંતુ વારાંગનાનાં નૃત્યમાં, અથવા તો ભાંડ ભવાઈ ઇત્યાદિ ગમતમાં તું મિથ્યા જાગ્રણ કરીશ નહીં. જો તું ભક્તિ રાખે તો ભગવંતના ઉપર રાખજે. પરંતુ મળમુત્રનાં ભરેલા માણસ ઉપર રાખતો નહીં. તને જમવાને અપેક્ષા થાય તો ઈશ્વરને અર્પિને તેની થાળ જ-

મરજે. પરંતુ મરી ગએલા પુરૂષ, સ્ત્રિ, વૃદ્ધ, કે બાળકનાં, બારમાં, તેરમાં, યા ચોથિયા ઉપર નજર નહી રાખતો. જો તારી ક્રોધને દમવાની મરજી હોય તો, ધર્મશાસ્ત્ર પૂર્વક દશ ઇંદ્રિયોનું દમન કરજે; પરંતુ લોભ અને દ્રવ્યની ખાતર તું ગરીબ અને અનાથોને દમતો નહીં. જો તારી મરજી તમામ ભોગ ત્યાગ કરવાની થાયતો વૈરાગ્ય મનમાં આણી તમામ ભોગ મુકી દેજે. પરંતુ કોઈ મરી જાય અથવા કાંઈ વસ્તુ પ્રાપ્ત થતી નથી એના શોકને સારૂ ભોગ મુકતો નહીં. જો તારી મરજી લંઘન કરવાની થાયતો એકાદશી, શિવરાત્રી, અથવા એવાજ બીજા વ્રતને સારૂ લંઘન કરજે. પરંતુ કોઈના ઉપર વૈર વાળવાને સારૂ લંઘન કરી, અમથુ પેટ બાળતો નહીં. જો તારી સ્નાન વિગેરે કરવાની મરજી થાયતો ભાગિર્થિ, ગંગા, જમુનાં, ગોદાવરી, નર્મદા, તાપી, આદિ નદીઓમાં સ્નાન કરજે; પરંતુ નારીઓ સાથે ભોગ કરી તેમાં તું મશગૂલ રહી નાહતો નહીં. જો તારી મરજી મિષ્ટ પદાર્થ ખાવાની થાયતો કોઈ સત્પાત્ર પુરૂષને ખવડાવીને ખાજે. પરંતુ એકલો તારૂં પેટ ભરતો નહીં. જો પુજા કરવાની તારી મરજી થાયતો કોઈ પ્રેમી અથવા બ્રહ્મવેત્તા બ્રાહ્મણની પુજા કરજે, પરંતુ પાખંડી અથવા શુદ્રને પુજતો નહીં. જો તને ધ્રુજવું થાયતો કોઇનું કરજ હોય તેને તુર્ત અદા કરી દેજે. પરંતુ લોકોના અપજશે ધ્રુજતો નહીં. જો મારવાની તારી મરજી થાયતો ક્રોધને શાંતીરૂપી હથિયારથી મારજે, પરંતુ તું કોઇને ક્રોધથી મારતો નહીં. હારવાની તારી મરજી થાયતો હરીના નામની ખાતર સર્વસ હારજે, પરંતુ દ્યુત રમી હારતો નહીં. તારી મરજી જો ઉપાસના ઇયા સેવના કરવાની થાયતો ઇશ્વર, પાર્વતી, શ્રી કૃષ્ણ, તિર્થંકર, અથવા જે દેવ ઉપર તારી શ્રદ્ધા હોય તેને એક મનથી સેવજે. હરી હર, તુ ભિન્ન નહી જાણતો. જો અવગુણની પરિક્ષા કરવા બેસેતો તારામાંજ અવગુણ છે, એમ સમજી બીજાના દોષ તરફ ખોડ ખાંપણ કાઢતો નહીં. આખું જગત જો તું નિહાળી જોશે તો સર્વ ઠેકાણે પરમાત્માનો વાસ છે. માટે જો દુઃખ આવે

તો ઘભરાતો નહીં, અને સુખ આવે તો હર્ષ માનતો નહીં, એ સર્વે-જ ખોટું છે. જો કાંઈ વસ્તુ સારી થાયતો તેનું અભિમાન તું દિલમાં આણતો નહીં, પણ ઈશ્વરને અર્પણ કરજે. ઈશ્વરજ સર્વ કરેછે. એમ એકિન રાખી કોઈ કામથી લજ્જીત થવું નહીં. પરંતુ અધર્મ-થી હમેશ શરમાતા રેહેવું. ઈશનું દાસ્યત્વપણું કરવાથી લાજતો નહીં. જગતમાં કોઈ માણસ પોતાની વડાઈ કરી નામાંકિત થવાની ઈ-ચ્છા રાખેતો તે ઉપર તું મોહિત નહીં થતાં, દુનિયામાં હરિભક્તિ કરી ગાજજે, અથવા કિર્તિ મેળવજે. જો તને પુજારી છુટે તો પોતાના પાપની છોડજે. પરંતુ પૈસો જાય અથવા બીમારી આવે તેથી થર-કતો નહીં. જો કોઈ પાશમાં તારૂ દીલ થાયતો ઈશ્વરની પ્રેમપૂર્વક ભ-ક્તિ કરવામાં પાશ રાખજે. પરંતુ આશાની પાશે બંધાતો નહીં. જો તારી ધોવાની મરજી થાયતો, તું, તારા મનને ધોજે. પરંતુ નદીએ જઈ અમથુ શરિર ધોવાથી કાંઈ પ્રયોજન નથી. સાધના કરવાની તારી મરજી થાયતો સચ્ચિદાનંદને સાધજે, પરંતુ વિષયને સાધી તારૂ શરિર નહીં વગોવતો. જો કાંઈ વસ્તુ ઝિલવાની તારી મરજી થાયતો ગંગાજળરૂપી જ્ઞાનને ઝિલજે. પરંતુ નર્કમાં પડવા જોગ વિ-ષયને અંગિકાર નહીં કરતો. જો તારી બત્રીશ પાંખડીને ખિલતી રાખવાની ચાહેના રાખેતો ઈશ્વરના ગુણ અને મહીમા સાંભળી બત્રીશ પાંખડી ખિલવજે, પરંતુ ખળ લોકોના પ્રપંચ અને યુક્તિઓ ઉપર મોહિત થઈ બત્રીશ પાંખડીનું ચિત્ત ખિલવતો નહીં. જો ધન આપવાની તારી મરજી થાયતો ગુપ્ત રીતે સત્પાત્રને ભાગવત ઈયા કોઈ પણ પ્રકારનું પૃથ્વિ દાન વિગેરે આપી મુગો કહ્યા વગર બેસજે. પરંતુ પ્રગટ આપતો નહીં. અને અભિમાન રાખી મિથ્યા કીર્તિ વિશે મનમાં ઉમંગ ધરાવતો નહીં. જો તારી તજવાની મ-રજી થાયતો સઘળા કર્મ ઈશ્વરને માંથે રાખી તજી દેજે. ભોગ ભોગવવાની તારી મરજી થાયતો તેમાં આશક્તપણું નહીં ધરાવતાં ભોગવજે હોમ કરવાની તારી મરજી થાયતો વિપ્રોને જમાડી સંતુષ્ટ કરજે; એટલે હોમ આપ્યા બરાબર ગણાશેજ. જો દિક્ષા લેવાની

તારી મરજી થાયતો શૈવિ કે વૈષ્ણવિ દિક્ષા ગ્રહણ કરજે. પરંતુ બીજી કોઈ લેતો નહીં. (સર્વે પોત પોતાના ધર્મ મુજબ વર્તવું.) દુઃખમાં તું અરે! ઓ બાપરે! ઓ મારે! એમ કેહેતો નહીં. પણ પ્રભુનું નામ માત્ર લેતો જજે. જેથી તારૂં કલ્યાણ છે. જો શોક રાખવો હોયતો જેને મુખે હરિનું નામ સ્મર્ણ નથી તેમો ઓછો રાખજે. અન્યથી રાખતો નહીં. મનમાં હરખ થાયતો હરીજન જોઇને હરખજે. પરંતુ પ્રપંચીને જોઈ હરખતો નહીં. ચુક થાયતો બ્યસન કરવાનું મુકી દેજે. તેની ચુક ખાજે, પરંતુ ઈશ્વર નામ ચુકતો નહીં. પારખ કરવામાં તારૂં મન ગુંચાય તો સદ્પાત્ર, કુપાત્ર, પારખજે. બીજું પારખવાની જરૂર નથી. ગયું આયુષ્ય ફરી આવવાનું નથી. તેનો હમેશ વિચાર કરી ગુરૂનાં વચન ઉપર ઠરજે.

આ પ્રમાણે સંસારમાં વર્તે તેને ધન્ય છે. હે બાળકો, યુવાનો, તથા વૃદ્ધો, આ બોધ હમેશ કાયમ રાખી વર્તવાથી જગતકર્તા પરમેશ્વર, રાજ્યાધિશો, તથા સર્વ ભૂમંડળના આપણા હમજાતીઓ પ્રસન્ન થઈ આપણને માનપૂર્વક નમન કરશે. એમ ખચિત ધારવું.

સૂજ્ઞજનો, આં અલ્પ કથન આપના મનને પ્રસન્ન લાગે એવું કદાચ નહી હોય, તો હું આપના અમુલ્ય વખતના રોકાણ બદલ માત્ર ક્ષમાં માગુછું.

રાગ વેળાવળ. પદ.

પરપંચ પડદો પરહરો, નેહ નાથથી જોડો;
સદગુરૂ જ્ઞાન બતાવશે, ભવસાગર છોડો;
તમેરે તમારૂં વસ કરો, તનનાં તાળાં તોડો;
ઇચ્છો ભલું જો આપનું, માઠી સંગત છોડો;
આજ્ઞા ગુરૂની ઓલંગીને, આગળ નવ દોડો;
કોલ કરાર કર્યા ઘણા, માની લેજો થોડો;
સદગુરૂને કરો વિનતી, ફંદ ભવનો ફોડો;
અલખબુલાખી કરી ખરા, ખોટો સદગુરૂ મોડો.

# पुरूष परिक्षा.

## નવસારી જ્ઞાનવર્ધક સભામાં આપેલું ભાષણ.

આ વિષય બાબત સભા તરફથી મને તારીખ ૨૩મી જુલૈ ૧૮૮૩ ને રોજ આજ્ઞા થવાથી મારી અલ્પ મતિ મુજબ એ વિષય બાબત થોડુંએક આજની સભામાં વર્ણન કરવાને હું તૈયાર થએલો છું, તે આ વિદ્વાન મંડળી આગળ કથન કરવાને પરવાનગી માગું છું.

આ જગતની અંદર સર્વ રીતે પરિપૂર્ણ કોઈ પણ નથી. માત્ર એક પરમેશ્વરજ છે. તે મુજબ જો મારૂં કથન અગર જે મને સુઝયું છે તે મુજબ દર્શાવ્યું છે તોપણ અપૂર્ણતા ઘણી રેહેશેજ તે બદલ સભાજનો તેના દોષ તરફ નહીં જોતાં કૃપા કરી તેના હેતુ ઉપર નજર રાખશો એવી ઉમેદ છે. સભાની અંદર કોઈ પણ વિષય ઉપર લખીને વ. મોહોડાથી એક સરખી રીતે અને સરળતાપુર્વક નિબંધ કહી સંભળાવવો એ વાત ઘણીજ કઠિણ છે. તથાપિ હાલમાં વેહેવારકાળે એ વાત લોકો સેહેલી સમજેલા છે. તે મુજબ તેઓનું સમજવું હોય તો ભલે, પરંતુ મારા વિચાર મુજબ એ કૃત્ય સર્વ કરતાં દુરઘટ અને ઘણાજ અનુભવ તથા સમાગમની જરૂર ધરાવે છે. એમ કહેવાય છે કે હજાર માણસમાં એકાદ માણસ બોલનાર હોયછે. દશ હજાર મનુષ્યમાં એકાદ સાંભળનાર હોયછે. પચીશ હજાર માણસમાં એકાદ તે ઉપર મનન કરનાર હોયછે. અને મનન કરનારમાં એકાદ માણસ તે મુજબ વર્તનકર હોયછે. અને જે વર્તે તેનેજ ધન્ય કેહેવાય છે. માટે વક્તૃત્વ શક્તિ, શ્રુતશક્તિ, મનનશક્તિ, અને નિદ્ધ્યાસ શક્તિ, એ ચાર શક્તિઓ ઘણીજ બળવત્ર છે, તેમાંની એકાદજ કોઈ ગ્રહણ કરી ચાલશે તો તેમાંથી મંગળ કાર્ય સંપાદન કરી શકાશે. અને તેમાં જો એક ઉપર લક્ષ નહીં લગાડે તો કેહેવત મુજબ સમજવું કે, "ભેંશના મોંહ આગળ ભાગવત" આ મુજબ દુનિયાઈ નિયમના ચાલતા ક્રમો ઉપર આ વિષય સાંભળતાં પેહેલાં ખુબ બારિક રીતે ગોર કરવાને સભાને મારી નમ્રતા તથા વિનયપૂર્વક સ્તુતિ છે.

વિષયની સમાપ્તી નિર્વિઘ્નપણે આવે તેટલા સારૂ, તેમજ સભાનું ચિત્ત વેધક કરી મારૂં લખેલું એકે મને તથા એકે દિલે શ્રવણ કરવાને સારૂ, નીચે મુજબ હું પ્રથમ ઈશ્વર સ્તુતિ કરૂ છું.

## સાખી.

પટ તંતુ ન્યારો નહીં, જેમ હાટકને હાર;
જડ ચૈતન જગદિશમાં, તેજ પુંજ એક તાર. ૧
અંતરજામિ આતમા, માનો મિથ્યા ગર્વ;
માયાને પડદે રહી, મોહ પમાડ્યું સર્વ. ૨
માહા મુગત જાણે જગત, જે આપે અદ્વૈત;
અણલોંગી આકાશવત, સ્વયપદ શબ્દા તિત. ૩
ચેત ચરિત્ર જેને નહીં, સઉમાં વ્યાપક સોય;
પ્રિતમ તેને પ્રીછતાં, આવાગમન ન હોય. ૪
દૃષ્ટ પદાર્થ જેટલું, તેનો થયો અભાવ;
તનમય તન તુરિઆતણો, તેશું બન્યો બનાવ. ૫
જાણવુંતું તે જાણિયું, નથી જાણવું કાંય;
પોતે પોતામાં ભળ્યો, જેમ પાલો પાણીમાંહ. ૬

---

## ઉપદેશ વિષે પદ.

દેહ મનુષ્ય ધરી હરી ન જાણ્યા તેણે સર્વસ ખોયું;
મારા પ્યારા માહામણી મુકીને પથ્થર ચીત પ્રોયું.
તેં અમૃત ઢોળી વિશ પીધું, તેં હાથે કામ કુડું કીધું;
તેં મિથ્યા માતને દુખ દીધું, દેહ મનુષ્ય૦ ૧
તને જાળવીઓ જઠરા માંહી, તારૂં રક્ષણ કર્યું પ્રભુએ ત્યાંહી;
તેને સંભાર્યો સુપને નાહીં, દેહ મનુષ્ય૦ ૨
તેં જગપતિને નવ જોયો, કલ્પવૃક્ષ તજી બાવળ બોયો;
તેં ઉત્તમ જન્મ એળે ખોયો, દેહ મનુષ્ય૦ ૩
એની દેહ અશુદ્ધ, અશુદ્ધ વાણી, જેણે પ્રીત પ્રભુસું નવ આણી;
એ અધમ જાત પામર પ્રાણી, દેહ૦ મનુષ્ય૦ ૪

એને કૃતઘ્ન સરખા કહીએ, તે સંગે તે સરખા થઈએ;
કહે પ્રિતમ એથી અળગા રહીએ, દેહ મનુષ્ય૦ ૫

---

પ્રાર્થના તથા ઉપદેશની સમાપ્તી કરી પુરૂષ પરિક્ષાના વિષય ઉપર ઉતરૂ છું. એના નાચે મુજબ વિભાગ રાખ્યા છે.

૧. દેહ કેવા જોઇએ.

૨. ધનનું સુખ શી રીતે છે. નેત્ર કેવાં છે. હાથ કેવા છે.

૩. પરાક્રમ કેવા પ્રકારનું રાખેછે.

૪. સુખ, વાહન, પૃથ્વિનો ભાગ કેટલો અને શી રીતે ધરાવે છે. માતા પિતા છે કે નહીં.

૫. બુદ્ધિ કેવી છે. દયા કેવી છે. વિચાર કેવા છે. સુજ્ઞપણું કેવું છે. બુદ્ધિમાં કુટિલતા, બળપણું, આનંદપણું, ક્ષુદ્રપણું, નિતિપણું, વૈરાગ્યપણું, ક્ષમાપણું, કેવા પ્રકારેથી અને કેટલી હદ સુધી છે.

૬. મોસાળ પક્ષનું સુખ કેવું છે. તેના ઉપર શત્રુ બળ કેવું છે. તેના અંગે પગો ખોડ ખાંપણવાળા છે કે શી રીતે.

૭. મદનનું સુખ કેવું છે. સવિર્યવાન છે કે વિર્ય રહિત છે. તને ગુદાસ્થાને કાંઈ રોગ છે કે શી રીતે.

૮. દેહના અને બીજા આસ પાસના બંધારણથી આયુષ્યની પરિક્ષા કરવી.

૯. ભાગ્યશાળી છે કે ભાગ્યહીન છે.

૧૦. પિતાનું સુખ કેહેવુંછે તથા રાજ્ય પુન્ય કેહેવા છે. વેપારમાં તથા ધર્મના કામમાં શી રીતે છે.

૧૧. લાભા લાભ તેના પુરષાર્થથી કેટલાં છે.

૧૨. દુશ્મનનું જોર કેટલી હદ સુધી કમી છે. તથા નેત્ર સુખ કેવું છે. ખર્ચના કામમાં કેવા છે.

આટલી બાબત પુરૂષની પરિક્ષામાં મુખ્ય વિચારવાની છે. પેહેલા પ્રશ્ન વિશે હવે કથન કરૂ છૌં.

ગમે તે કુળમાં તેનો જન્મ થયો હોય, તોપણ તે પુરૂષની દેહની

પરિક્ષા કરવાને સારૂ તેના સ્વરૂપ ઉપરથીજ પાધરો પરખાઈ જાય છે. તે દેહનું સ્વરૂપ તેની કાંતિ અને ચેહેરા ઉપરથી ઝટ જણાઈ આવેછે. તે હેવી રીતે કે તે સભા મધે બેઠો હોય તેજ વખતે આ બ્રાહ્મણ છે, ક્ષત્રી છે, વૈશ્ય છે, કે શુદ્ર છે, એ તેનો ચેહેરોજ સુજ્ઞ પુરૂષને માલમ પડેછે. તે એવી રીતે કે તેના મુખારવિંદ ઉપર ધૈર્ય, વિવેક, અને ઉત્સાહ, એણે કરી સુશોભિત મુખારવિંદ કરેછે, એજ ઉપરથી તેનું લલાટ તરત કહી આપેછે. એ ઉપર કવિયે એક કવિત નીચે મુજબ વર્ણવેલું છે.

કવિત.

તારાકે તેજમે ચંદ્ર છુપે નહીં, સુર્ય છુપે નહીં બાદલ છાયો;
રણ ચડ્યો રજપૂત છુપે નહીં, દાતા છુપે નહીં ઘર મંગન આયો;
ચંચલ નારિકો નેન છુપે નહીં, પ્રીત છુપે નહીં પુંઠ લગાયો;
કવિ ગંગ કહે સુણ શાહા અકબર, કર્મ છુપે નહીં શીર ભભુત લગાયો.

અર્થ—જે મુજબ તારાના તેજ અને ચળકાટથી ચંદ્રમા છુપતો નથી. તેમજ વાદળાં થવાથી સૂર્યનો ચળકાટ છુપતો નથી. લડાઈ પ્રસંગે જેનામાં શુરાતન હોયછે, એવા રાજપૂત છુપતા નથી. તેવિજ રીતે દાતાર પુરૂષ હોય તેને ત્યાંહાં જો કોઈ માગણ આવ્યો તો તેમાં તેનું દાનતપણું છુપતું નથી. જે સ્ત્રિ વ્યભિચારણી હોયછે, તેની પરિક્ષા તેનાં નેત્ર ઉપરથી થયા વગર રેહેતીજ નથી. તેજ મુજબ જે પુરૂષ ભાગ્યશાળી હોયછે, તેની પરિક્ષા તેના લલાટ ઉપર ગમે તેટલી ભસ્મ એટલે રાખોડી ચોળી હોય, તોપણ જણાયા વગર રેહેતી નથી. આ મુજબ તેના કપાળ ઉપરથી તેના ઉદય અને પરાક્રમ વિશે ઝટ જાણવામાં આવવાને ઈશ્વરે સર્વોપરી શિખરને અગ્રભાગે વિધાતારૂપી સ્ત્રિના હાથનો આલેખ દર્શાવિ રાખેલો છે. તેની પરિક્ષા સુજ્ઞ પુરૂષો કરી શકેછે. (જુવો એ બદલ સામુદ્રિકશાસ્ત્ર)

હવે તેનાં કુળની પરિક્ષા કરવા સારૂ તેનાં વાક્ય સાંભળવાં. અર્થાત્ તેની સાથે સંભાષણ કરવું. જો બ્રાહ્મણ હશે તો બ્રહ્મવેત્તા અને તેના શબ્દ ઉચ્ચારણ કેવા નિકળશે તે જોવાથી ઝટ સમજાશે.

તેમજ ક્ષત્રી,વૈશ્ય,અને શુદ્ર,એની પરિક્ષા તેનાં વાક્ય ઉપરથી ઝટ થશે.

**श्लोकार्ध.**

**यदायदामुंचतिवाक्यबाणंतदातदाजातिकुलप्रमाणं ॥**

**અર્થ**—તેના બોલવાના લાવણ્યતા ઉપરથી તેની જાત, અને કુળની પરિક્ષા ઝટ થઈ શકવાની તે થશેજ. લલાટ ઉપર કર્મની રેખોનાં સ્થાનની સાથે ચિદ્રૂભાબ્ય સ્વરૂપ બિરાજે છે.

હવે આપણા બીજા પ્રશ્ન ઉપર ઉતરીએ છીએ. તેમાં બે બાબત જોવાની છે. એકતો તે પુરૂષ ધન મેળવી શકશે એવો છે કે શી રીતે? તે ધન તેની પાસે કાયમ રેહે એવી સ્થિતિવાન થવાનો કે કેમ? તેનાં બંને નેત્ર તથા હાથ વિગેરે સલામત છે કે શી રીતે? તેમાં કોઈ પ્રકારની ખોડ ખાંપણ તો નથી? કેમકે ધનવાન પુરૂષ હમેશ પોતાનું માઈકિ કાર્ય સંપૂર્ણ બીજા કરતાં અધિક કરી શકેછે. અને એજ ઉપર આ નીચેનો શ્લોક રચાએલો હોવો જોઈએ.

**श्लोक.**

**यस्यास्तिवित्तंसनरःकुलीनःसपंडितःसश्रुतवान्गुणज्ञः ॥**
**सएववक्तासचदर्शनीयःसर्वेगुणाःकांचनमाश्रयंति ॥ १ ॥**

**અર્થ**—જેને લક્ષ્મી છે તે માણસ અગર જો આ નીચેની વસ્તુ નહીં હોય, તોપણ તેથી તે ભરપુરછે, એમ ગણાયછે તે એકે પંડિત, શ્રુત, ગુણનો ભરપુર, પ્રમાણિક, અને દર્શણિક. પછી ભલે તેમ સિસમ જેવા કાં નથી હોતો! માટે એ ઉપર બધા મોહિત થએલા છે. તેથી એ વાત અવશ્યક લોકો જુએછે તો તેનાં ખર્ચ અને બચાવ તરફ હમેશ નીઘા રાખવી એ માણસની પરિક્ષામાં મુખ્ય વાત રહેછે. અને એ બંન્યો હાથથી જે કાંઈ સારૂ ઈયા નરતું થવાનું તે એથીજ થવાનું છે. માટે લક્ષ્મી એ પણ એક જાતનો માણસને કાર્ય પ્રસંગે હાથ છે. બીજી રીતે પ્રત્યક્ષ હાથોથી ડાબા અને જમણા બે જો બરાબર હોય તો તેની તુલના થતાંજ, તેની વેહેવાર ક્રિયા ઝટ માલમ પડી આવેછે કે, આ કેટલો ઉદારછે, કેવા

પ્રકારનો તે હુનર તથા કૌશલ્ય જાણેછે, એ બધી બાબત તેના હાથની ક્રિયાથી જાણવાની છે, માટે તેની પરિક્ષા પણ પુરૂષનાં લક્ષણ મધે થવી અવશ્યક છે. ત્રીજો પ્રશ્ન પરાક્રમ એ વિશે જોવાનું છે કે, પરાક્રમ બે પ્રકારનાં છે, એક જે વસ્તુ કરવામાં આવે તેમાં ફતેહમંદી પામવામાં આવેછે, અને લોકો તે બદલ વાહ વાહ કેહેછે, તેનું નામ દૈવિપરાક્રમ, અને આસુરી પરાક્રમમાં માત્ર લોકોને હ-ણાવામાં આવે છે, પરંતુ તેની કીર્તિમાં શુન્ય, તો તેમાં જોવું જો-ઇએ કે આનું પરાક્રમ કેવી તાસીરનું છે. તેમજ તેનાં બાહુ બળનાં બે સ્થંભ હોય છે. એકતો ભાઇઓ તથા મિત્રનું જોર, અને બીજી તરફથી લાભ અલાભનું બળ. એ બે તપાસી તેમાં સંપૂર્ણ દૈવિબ-ળની પરિક્ષા કરવી. એ વાત પણ ઘણીજ દુરઘટ પરિક્ષકને હાથ રહેલી છે. વળી કેટલાએક માણસ જે કાંઇ પરાક્રમ કરેછે, તે ગમે તેવું ઉજ્વળ અને સ્તુતિપાત્ર હોયછે. પરંતુ તેનું ફળ મળતી વખતે મહીંથી વિલમ નીકળી તેનો લાભ અને યશ બીજાને મળી પોતે ઉલટો અપયશનો ધણી બનેછે. તો એવી બાબત વિશે પણ પુ-રતો લક્ષ રેહેવા જોઇએ. એ તેના ગુણ અને આકૃતિથી માલમ પડવાને સેહેલો ઉપાય તેની લાવણ્યતા અને જનપ્રિયપણું તપાસવાથી તેના પરાક્રમનું ફળ, હેતુ, તુર્ત કળ્યામાં આવેછે. જો સમુદાયની રૂચી થાયછે તો તેનું થોડું પણ ઉજ્વળ પરાક્રમ ઝટ તેજોમય થવાનું. બધાની જ્યારે એક સરખી રૂચી થઇ, એટલે સમજવું કે બાહુ બળ પણ ઉત્તમ રિતનુંજ છે. વીરપુરૂષની પરિક્ષા, યુદ્ધબળ, દાન-બળ, ક્ષમાબળ, નિતિબળ, લક્ષ્મીબળ, શાંતિબળ, આદિબળોથી તેનું પરાક્રમ ઝટ ખિલી રેહેશેજ. એ વાત સિદ્ધ છે. હવે દૈવી સંપ-ત્તિના લોકોનું પરાક્રમ અથવા મેહેનત આ મુજબ હોયછે. તેઓ હેવી રીતે ચાલેછે કે, કોઇનું હિત કરવા ઉપર બને તેટલી જોગ-વાઇ રાખેછે. પોતાના હમજાતિઓનું કલ્યાણ કરવા ઉપર બનતી રીતે પરિશ્રમ કરેછે. કોઇ માણસનું મોત નિપજતું હોયતો તેને છો-ડાવવાને પોતાની ગાંઠના પૈસા, અક્કલ, આદિ સાધન કામે લગાડી

તેનું રક્ષણ કરેછે. અને આસુરી સંપત્તિવાળા પુરૂષો કોઇને નઠારૂં કરવામાં, તેને દુઃખ દેવામાં, તેનું કોઈ પણ રીતે ખરાબ કરવામાં બને તેટલી મહેનત કરી તેમાં ફતેહ પામી, પોતે આનંદ માનેછે. એમાં કયું પરાક્રમ વખાણવા લાયક છે, અને કયું વખોડવા લાયક છે, તેનો વિચાર કરવાને ઇશ્વરે સર્વને ન્યાયદૃષ્ટિ આપેલી છે, તે ઉપર સોચ કરો. એટલે તુર્ત જણાશેજ. હવે પરાક્રમની પરિક્ષા શી રીતે થઈ શકેછે તે વિશે નાચેનો શ્લોક કહુછો.

**શ્લોક.**

**सुवर्णपुष्पितांपृथ्वींविचिन्वंतिनराह्त्रयः**

**शूरश्वकृतविद्यश्वयश्वजानातिसेवितुं ॥**

**અર્થ**—આ આખી પૃથ્વિ સુવર્ણમય છે. તેની પરિક્ષા જાણનાર પુરૂષો ઝટ કરી શકેછે. તે કયા કે, શૂરપુરૂષ, વિદ્વાન, અને સેવા કરનાર લોકો તે પૃથ્વિનો મહિમા જાણી તેની સેવના કરેછે. એ રીતે કે જે રાજપુત્ર લોકો છે, તે એક પૃથ્વિનો માલિકીનો ભાગ સાબીત કરવાને હજારો રૂપીઆ ખુવાર ભેળવેછે. અને તેમજ સાર્વભૌમ રાજા વધારે દેશ સંપાદન કરવાને લડાઈ આદિ કરી બીજો મુલક સર કરેછે. અને તેના તે ખંતમાં હમેશ રેહેછે. તેમજ વિદ્વાનપુરૂષ, પોતે પોતાનું પરાક્રમ અજમાવવાને સારૂ, હજારો કોસ ફરી પોતાની વિદ્યા પ્રકાશિત કરી પરાક્રમ દેખાડી દ્રવ્ય સંપાદન કરેછે. તેજ ઉપરથી આ નાચેના શ્લોક મુજબ તેઓ માનને પામેલા છે.

**શ્લોક.**

**द्वेद्वेलोचनसर्वेषांविद्यानांत्रीणिलोचनं ॥**

**सप्तलोचनधर्माणाज्ञानिनोनंतलोचनं ॥१॥**

**અર્થ**—સઘળા પુરૂષોને બબે લોચન હોયછે. વિદ્વાનને ત્રણ લોચન હોયછે. સાત લોચન ધર્મિપુરૂષને હોય છે. અને જ્ઞાનીને અનંત લોચન હોયછે. એ ઉપરથીજ વિદ્વાન અને જ્ઞાની પુરૂષનું હમેશ ભૂમંડળ ઉપર રટન રેહેછે. આ તેનું પરાક્રમ સાર્વભૌમરાજા

કરતાં પણ અધિકતાને પામેછે. અને જે અર્થશાસ્ત્રને સારૂ પરાક્રમ કરેછે. તેની રીત નીચે મુજબની હોયછે.

श्लोक.

ब्रूहिब्रूहिपुनर्ब्रूहि, अर्थंब्रूहिविचक्षण ॥
अर्थंब्रूहिपुनर्ब्रूहि, इत्येतेश्लोकचोरका ॥१॥

અર્થ—એકવાર પ્રાપ્ત થાય, તેને ફરી મેળવવાને અર્થવાન તજવિજ કરે એ ગુણ વિચક્ષણના કેહેવાય જો તેને તે વસ્તુ પ્રાપ્ત થાય તો, પછી બીજી વધારે વાર તજવિજ કરે, આવા જે ગુણ તે માણસ શ્લોક ઈયા કોઈ વસ્તુ સેહેજથી ગ્રહણ કરી શકે. આવા પણ પરાક્રમી પુરૂષો હોય તો તે દુનિયાનું કારજ કેવું કરી શકતા હશે ? તેનો વિચાર કરવાને હું સભાજનોનેજ મુનસફી સોંપુછો. હવે માણસ સુખી છે કે શી રીતે ? તે વિષે તપાસ કરવાને આપણા ચોથા પ્રશ્ન ઉપર ઉતરિયે છિએ.

પ્રશ્ન ચોથામાં વાહન, માતા, તથા પૃથ્વિ, આદિક સૌંદર્યથી ભરપૂર તે માણસ છે કે શી રીતે ? તે જાવાને સારૂ નીચે મુજબ મારૂં કથન છે.

સુખને સારૂ તેની છાતીમાં સીનો છે કે નહીં, તે ઉપરથી ઝટ માલમ પડેછે. હવે તેની પાસે પૃથ્વિ આદિક સ્થાવર મિલકત હશે તો તેનામાં, તેમજ માતાની હયાતી હશે તો તેનામાં, જો માતા હયાત હોય, પિતાનો કાળ થએલો હશે, તો કેહેવત મુજબ તેનામાં તકોબરી હશે કે, "રાંડી પુતા શાહાજાદા અને બાપ મુઆ એટલે દિકરા ઉમરાવ જાદા" એ ઉપરથી પરિક્ષા ઝટ થવાનીજ. માતાપિતાના છત્રથી તેને જેવું સુખ મળેછે, તેવોજ તે પુરૂષ દાબમાં પણ રેહેલો જણાય છે. એટલે તેના મુખાર્વિંદ ઉપર શરમ તથા કાળજીરૂપી છાંયા હોયછે. પૃથ્વિપતિના પુત્રની પરિક્ષા તેમાં સ્વછંદપણું, આળસ, એ મે ભાગ તેમજ વ્યસનથી ભરપૂર, તથા કરજવાળો, તેમજ ફુલણજી, એ સ્વભાવ તેની પાસે પૃથ્વિ છે, એનું આલેખ કરી દેખાડેછે. એથી સેહેજ તેની પરિક્ષા થાયછે. તેના

પગના હલણ ચલણ,તેમજ સુંદરતા ઉપરથી અને તેની તળાની રચના ઉપરથી વાહને બેસનાર છે કે કેમ, તે ઝટ જણાઈ શકાયછે. અને એ બાબત એમ સંશય પેદા કદાચ થાય કે પગમાં બુટ મોજાથી પણ કોમળતા રેહેછે. પરંતુ સામુદ્રિકશાસ્ત્રના નિયમ મુજબ તેના પગમાં વાહનની એક ઉર્ધ્વ રેશા રેહેછે. તે માણસ કોઈ દિવસ પણ વાહન વગર રેહેજ નહીં. એમ ઘણા અનુભવિ વિદ્વાનનો મત છે. અને તે સ્વતઃસિદ્ધ, જ્યાંહાં સુધી તેના સિદ્ધાંતો અનુભવ સહિતના બીજાઓ કોઈ બીજી તારતમ્ય શક્તિથી ઉલટી રીતે શાબિત નથી કરી શક્યા ત્યાંહાંસુધી માનપૂર્વક તેને અભિવંદન કરવું,યથાર્થ છે. માતા પિતાના અને વડિલોપાર્જીત દ્રવ્યના સુખથી, તેનામાં હલેતાપણું રેહેછે. નોકરી કરનાર અથવા રાજ્ય સુખથી તેમાં પતરાજી, અને દાંભિકપણું રેહેછે. વિદ્વાન અને સ્વપરાક્રમના દ્રવ્યવાન પુરૂષમાં નિતિ, આરોગ્યતા, તેમજ ગંભિરતા, તેમજ શરમાળપણાનો ભાગ રેહેછે. એમ ઘણી તરેહથી સુખની પરિક્ષા કરવામાં આવેછે.

હવે પાંચમા પ્રશ્નના ખુલાસામાં નીચે મુજબ તેના ગુણ જોવાના છે. જો તે માણસ વિદ્વાન નહીં હોયતો તે નીચે મુજબ આચરણ રાખશે.

### श्लोक.

मूर्खस्यपंचचिन्हानिगर्वोदुर्वचनंतथा ॥
वक्त्रादस्तथाक्रोधोकृत्वाकृत्यंनमन्यते. ॥

અર્થ—મૂર્ખ માણસની પરિક્ષા આ પાંચ લક્ષણથી થાયછે, એકતો ગર્વિ હોયછે; દુરવચની હોયછે; ઘણોજ બકવાદખોર હોયછે; ક્રોધી પણ પુષ્કળ હોયછે; તેમજ કોઈ માણસે કરેલા ઉપકારનો બદલો વાળવો સમજે નહીં; એ મૂર્ખનાં લક્ષણછે. વળી તેની બુદ્ધિ મુસલાગ્ર હોયછે. તેને જે વસ્તુ કહીએ તે સમજેજ નહીં. વળી મૂર્ખનાં બીજાં લક્ષણો આ નીચેની કવિતા ઉપરથી પણ પરખાઈ જાયછે.

છપ્પો.

મૂરખ મિત્ર મળી, ગાળ દઈ ગંમત કરશે
મારી પરસપર લાત, વાતમાં મશ્કરી ધરશે,
મિત્રાચારી મૂળ, કેફ પીસે ને પાશે;
એવી બાજી એજ, લડાલડી કરી ઘેર જાશે,
મૂખ મીઠાં ને મનમાં કપટ, સ્વાર્થ લગી સગાઈ છે;
કંદી જોખમકારી જીવને, મૂરખની મિત્રાઈ છે.

આ ઉપરથી પણ મૂર્ખ માણસની પરિક્ષાનો ચિતાર કરી આપેછે. આવા માણસોમાં ઘણું કરી બે લક્ષણો હોયછે, તે એ કે, એકતો નિતિમાર્ગ સમજતોજ નથી, અને બીજે દરેજે જે હઠ પકડી, તે પકડી. તેમાં સત્યનો અભાવજ ઘણું કરીને હોય છે. બુદ્ધિને સારૂ માણસની પરિક્ષા કરવાને નીચે મુજબ એક વિદ્વાન મિત્રથી મને સુચના થએલી હતી. અને તે વિશે દૂર અંદેશે વિચાર કરી જોતા તે મને બરાબર ભાસેલી છે. તે એ કે જે માણસને કાંઈ કહ્યું હોય, ને તે સાંભળ્યું, ન સાંભળ્યું, કરી કાંઈજ કરે નહીં, અથવા આપણા કેહેવાનો ભાવાર્થ સમજી ન જાય, તે માણસ પશુવર્ગનો છે, કહીએ, અને તે તાત્કાળ તેના ઉપર વિચાર કરીને કરે, તે માણસ સમજવો. અને કહ્યા વગર, આપણી મનોવૃત્તિની પરિક્ષા ઉપરથી તેનું ફળ આપે, તે દૈવિલક્ષણાનો પુરૂષ સમજવો. એજ માણસ બુદ્ધિવંત, અને દૈવિસ્થિતિનો જાણવો. તેમાં ઉદારતા, અને પ્રમાણિકપણું, તેમજ સમદર્ષિપણાનો, ભાગ સમજી, તેની બુદ્ધિ કુશાગ્ર છે, એમ સમજવું. સત્વગુણ, રજોગુણ, અને તમોગુણની સાહતાથી તેની બુદ્ધિમાં શું શું ગુણ રેહેલા છે, તેની પરિક્ષા થવાથી, તેમાં ક્ષમા, દયા, ધર્મ, પરોપકારી બુદ્ધિની ઝટ પરિક્ષા થઈ શકેછે. જે માણસે પોતાની કલમના જોરથી, દ્રવ્ય સંપાદન કરેલું છે, અથવા બુદ્ધિબળે દ્રવ્ય મેળવેલું છે, તેમાં સદ્માર્ગનું ઉદારપણું રેહેછે. ગામડાના ઢુંડિયા લોકો, આપણા જેવાં કડકડતાં અંગરખાં, અને બનીઠની આવેલા પુરૂષને જોઈ, તેઓ પરસ્પર વાત કરેછે કે, પેલું મેલું આવ્યું, એને કાંઈ આપી વિદાય કરો. એમ કહી, ચોખા વિગેરે શીધું

આપી, જેમ બને તેમ જલદી રવાને કરેછે. હવે આપણો પોશાક, અગર જો ઘણોજ સ્વચ્છ અને સુઘડ છે. તોપણ મન ઘણુંજ મેલું બહુધા કરી રેહેછે. તેથી કેહેવત છે કે "મનોમય સાક્ષ છે" આ કેહેવત મુજબ તેઓને આપણી મનોવૃત્તિનો સ્વભાવિક ભાષ્ય થાયતો, એ કાંઈ તાજુબી સરખું નથી. "મનોમન સાક્ષી છે" આ કેહેવત ઉપર એક વાત કહુછું. એક કસ્તુરીનો મોટો વેપારી હતો, તે પોતાનાં વહાણમાં પુષ્કળ કેશર તથા કસ્તુરી ભરીને લાવેલો, તેની ખપત નહી થવાથી, તેણે કોઈ જોષીને પ્રશ્ન પુછ્યો, ત્યારે, તેણે જવાબ આપ્યો કે, ભાઈ નગ્રમાં કોઈ હેવો પુરૂષ ધનવંત નથી કે, તારૂ વહાણુ અખુટ લક્ષ્મી આપી, ખાલી કરાવી રાખે, પરંતુ રાજ્યમાં ખપત થાય ખરી તે ક્યારે કે, જ્યારે બાદશાહ મરે, ત્યારે, તેની કબરે, અને જનાજામાં ઉપિયોગ આવે ખરી. માટે હું તને મંત્ર આપુછો, તે જપીને બાદશાહનાં મરણને વિશે તું તજવિજ કર. આ ઉપદેશથી ઝટ તે મુજબ વેપારી વર્તવા લાગ્યો. થોડા માસ વિત્યા પછી એક રોજ બાદશાહની સ્વારી કાંઈ ફરવા નીકળેલી છે. તે ફરતી, ફરતી પેલા શેઠ જે જગાએ ઉતર્યા હતા, તે હવેલી નીચે થઈ જતી પેલા શેઠે બાદશાહને જોયા. બાદશાહની અને શેઠની નજર મળતાંજ બાદશાહે પોતાનાં લઉઆને પુછ્યું કે, આ કોણછે? ક્યારે આવેલો છે? શું ઉદ્યમ કરેછે? તપાસથી મોટો વેપારી માલમ પડ્યો. પછી લઉઆને હુકમ કર્યો કે, આ શેઠને કાલે તું ગર્દન મારવાને મારા ગોકલ. કેમકે એ પુરૂષ ચંડાળ છે. આ ઉપરથી લઉઆએ બાત ખુબ કહું. પછી સ્વારી ઘેર ગઈ. થોડા દિવસ વિત્યાબાદ વજીરનાં મનમાં આવ્યું કે, આ પ્રમાણે બાદશાહને સા સારૂ વિચાર થયો, તેની તપાસ તો કરૂ? પોતે બ્રાહ્મણનું રૂપ લઈ, પેલા શેઠને ઘેર ચઢી ગયો. ને બધી હકીકતથી વાકેફ થઈ કહ્યું કે, તમો એ મુજબ ધારોછો તેમાં તમારો માલ બિલકુલ ખપવાનો નથી. કેમકે બાદશાહ ગુજરી જવાથી તેની કબરમાં કાંઈ કસ્તુરી અથવા કેશર કોઈ લેતુ નથી. ત્યારે તેણે બધી બ્રાહ્મણની બતાવેલી હકીકત કહી. તે ઉપરથી વજીરેકહ્યું કે, હું બતાવું તે મંત્ર તમે જપો કે, બાદશાહને

દિકરો અવતરે તો સારૂં. એમ જપ કરશો, ને બાદશાહને દિકરો થશે તો તેનિજ મેફલમાં તમારો માલ તુર્ત ખપી જશે. આ વાત તુર્ત શેઠે પકડી લઈ બીજે રોજથી તે મુજબ તજવિજ આદરી. બેત્રણ માસ વિત્યા પછી, એક રોજ પાછી સ્વારી તેજ શેઠનાં ઘર આગળથી જતાંજ, શેઠે બારીએ નિકળી કુરનશ કરી. તે જોતાંજ બાદશાહે લઉઆને પુછ્યુ કે, આ મેડી ઉપર જે શેઠ રેહેતો હતો, તેને મર્યોછે કે જીવતો છે? જો જીવતો હોય તો સારૂ. ત્યારે વજીરે કહ્યું કે સાહેબ જીવતો છે. તો કાલે એને દરબારમાં બોલાવજો. એનો ઘણો મોટો વેપારી ને સારૂ માણસ જણાય છે. તે મુજબ બીજે રોજ તેને દરબારમાં તેડી, મોટો શિરપાવ આપી, ઘેર વદાય કર્યો. આ ઉપરથી વજીરે પ્રશ્ન કર્યો કે, આપને તે દહાડે મારવાની ઉર્મિ થઈ, અને આજે શિરપાવ આપવાની મરજી થઈ, તેનું શું કારણ હશે? તેનો વિચાર, અથવા તુલના આપે આપનાં મન સાથે શા કરી? થોડીવાર સ્તબ્ધ રહી બાદશાહે કહ્યું કે, એ બદલ મને કાંઈજ જવાબ સુઝતો નથી, તું કહે? બાદશાહને કહ્યું કે, ઝાંહ પન્હા, પૃથ્વિપતિ બાદશાહ! આપ થોડો વખત મારી માફક બ્રાહ્મણનો વેશ લઇને ચાલો, તો સર્વ વૃત્તાંત આપનાં સમજવામાં આવશે. પછી તે મુજબ કબુલ કરી, બંનેજણા બ્રાહ્મણનો ભિક્ષુકી વેશ લેઈ દરવાજા બાહાર નિકળી પડ્યા. એ વખતે સવારનો પંહોર થએલો. ઉઘડતે દરવાજે બાહાર નિકળી પડ્યા. એટલે સામી દાતણવાળી નજરે પડી. તેને જોઈ બાદશાહને લઉઆએ પ્રશ્ન કર્યો કે, આપની નજરમાં આ માણસ કેવું આવેછે. ત્યારે તેણે કહ્યું કે, ઘણુંજ નીચ, અને બે તમાચા એનાં મુખમાં માર્યા હોય, તો સારૂ. આટલું કહે, બાદશાહને ચુપ રાખ્યો, પછી લઉઆએ દાતણવાળીને કહ્યું કે, બાઈ તું ક્યાં જાયછે? ત્યારે તેણીએ કહ્યું કે, શેહેરમાં દાતણ વેચવાને. લઉએ કહ્યું કે, આજે શેહેરનો બાદશાહ ગુજરી ગયો છે, માટે હડતાલ પડેલી છે. તેથી તારા દાતણ ખપશે નહીં. માટે તું પાછી ફરી ઘેર જા. એટલું કેહેતાંજ, મરોડથી ઠસકો કરી બોલી કે, તો, બાદશાહ મરી ગયો તેમાં શું થયું? માટે કોઈ દાતણ કર્યા વગર રેહેશે કે શું!

એમ કહી, કેટલુંએક ફફડી ચાલતી થઈ, નગ્રમાં ગઈ. થોડેએક દુર ગયા, એટલે એક ગોરસ લઈ બાઇડી નગ્રમાં વેચવા સારૂ જતી હતી, તે મળી. તેને જોતાં બાદશાહને લઉઆએ પુછ્યું કે, આપને આ કેવી લાગેછે? અને એને વિશે આપનું મન શું કહેછે! ત્યારે બોલ્યા કે, લઉઆ, એ બાઈ ઘણીજ ભલુ માણસ જણાયછે. એટલે એને વિશે મારો અભિપ્રાય ઘણોજ સારો છે. બાદ લઉઆએ પેલી દહીં વેચનારીને કહ્યું કે, બાઈ તું ક્યાં જાયછે? ત્યારે તેણે કહ્યું કે, નગ્રમાં દહીં વેચવાને જાઊંછો. આમ કેહેતાંજ, એકદમ પેલો વજીર બોલી ઊઠ્યો કે, બાઈ ગામનો બાદશાહ આજે મરી ગયોછે, માટે હડતાલ પડવાથી તારૂ દહીં કોઈ લેવાનું નથી. તો બેહેત્તર છે કે, પાછી ફર, એટલું કેહેતાંજ ભોંય ઊપર મુર્છાખાઈ પડી. ને રોવા લાગી, એટલે ગોરસનું માટલું પડી, ભાંગી જતાંજ દહીં, દહીં, જમીન ઉપર થઈ રહ્યું. તેથી પેલો બ્રાહ્મણ (વજીર) બોલ્યો કે, તારૂં નુકસાન થયું. મરી ગયો તો ભલે પણ જાન થયું તેનું કેમ કરશે? ત્યારે દહીંવાળી બોલી કે, હમે એ બાદશાહની રૈયત છેએ. હમારો અન્નદાતા હતો, તો દહીંનાં નુશાનની કાંઈ ફિકર નથી. પણ કહેવત છે કે. "સો મરજો પણ સોનો પાળનાર રએ મરતો." બાપ, એ મોટો બાદશાહ આજે મરી ગયો. એ સાંભળી મારૂં હઇયું જરાપણ ઠામ રેહેતું નથી. એમ કહી ગુણનાં વખાણ કરી, રોવા મંડી. એટલે બાદશાહે હાથ પકડી, તેને ઉભી કરી, પોતે બાદશાહ છે, અવી પ્રતિતિ કરીને, તેણીને ધર્મની બેન કરી, પુષ્કળ ન્યાહાલ કરી. તેથીજ કેહેવત ચાલેલીછે કે, "લોઢાને પારસમણી અડકે, તો સુવર્ણ થાયછે" તે મુજબ દરિદ્રી, બેડુતણ, એક તવંગર દશાને બાદશાહની સાહેતા, અને કૃપાથી પોહોચી. એ મુજબ બેચાર અજમોદા બતાવી, પછી ગ્રેડને ત્યાં જઈ, સઘળુ વૃત્તાંત સમજી જઈ, પોતે તેની તમામ કસ્તુરી, અને કેશર, વિગરે ખરીદ કરી, મોં માગ્યું, દ્રવ્ય આપી, તેને દેશ વદાય કર્યો. આજ ઉપરથી મનોમંય સાક્ષી, એ કેહેવત ચાલેલી છે. તો મનમાં કુટીલતા, છળપણું, દાંભિકપણું, અધમબુદ્ધિ, લોભને વશ થવાથી આવેછે. એટલાજ સારૂ કેહેવત ચાલેલી છે કે,

"અતી લોભ એ પાપનું મૂળછે." માટે તેનો ત્યાગ કરવા ઉપર જ્ઞાતા પુરૂષે પુરતો લક્ષ રાખવો અવશ્ય છે. વિદ્વાન પુરૂષ છે કે નહિ! તેની પરિક્ષા તેનાં વર્ણોચ્ચાર તથા ક્રિયા ઉપરથી ઝટ પરખાય છે. તથા માન પામેછે. એ ઉપર એક શ્લોક—

श्लोक.

विद्वत्वंचनृपत्वंचनैवतुल्यंकदाचन ॥
स्वदेशेपुज्यतेराजाविद्वान्सर्वत्रपुज्यते ॥

**અર્થ**—વિદ્વાન માણસ રાજાની બરોબરી કરી શકે છે, તેની બરોબર કોઈ નથી. રાજા પોતાના દેશમાં પુજાય છે. અને વિદ્વાન સર્વત્ર જગાએ માન પામે છે. માટે વિદ્વાન લોકોને અભિવંદન આ-ખી પૃથ્વિ ઉપર થાય છે. દાતાર પુરૂષ, જ્ઞાની, શૂરા, દયાવાન, વિર પુરૂષ, એ સર્વ બુદ્ધિ થકી ઓળખાયછે. માટે પુરૂષમાં એ વાત પણ મુખ્ય જોવાની છે.

વાણીના વિલાસ ઉપરથી, તેની ક્રિયા ઉપરથી, તેના ઉપર શત્રુબળનું જોર કેટલું છે, તે તુર્ત પરખાય છે. આ બધું બુદ્ધિને હાથ રહેલું છે. જો પંડિત પુરૂષ હશે, તો નીચેની કવિતા મુજબ તે-નામાં ગુણ હોશે.

છપ્પો.

પંડિત મિત્રો મળી વદે; મુખ મધુરી વાણી;
પ્રથમ કરી પરણામ, પાય ગંગાજળ પાણી;
પછી સોપારી પાન આપી, કુશળતા પૂછે;
કહે પછી કરજોડી, આગમન કારણ શું છે?
કરી જ્ઞાન વાતચીત શાંતથઈ, સ્નેહ સહિત જુદા પડે;
મન મગ્ન રહે મિત્રાઈમાં, પંડિતની પ્રીતિવડે.

આ મુજબ જેની બુદ્ધિ સ્તુતિ પાત્ર હોય છે, તેને માથે કોઈ પણ શત્રુ વિગેરે રહેતા નથી. એથીજ છઠા પ્રશ્નનો ખુલાસો થઈ જાયછે. સાતમા પ્રશ્નનો ખુલાસો એવી રીતે કરવામાં આવે છે કે તેની એકક, તેનો વિવેક, અને કછોટબંધ હોવાથી તેના વિર્યની પરિક્ષા

તુરત થઈ શકે છે. અને તેનામાં જો વ્યભિચાર રૂપી ગુણ રહેલા હશે, તો તેની બુદ્ધિ, તથા જ્ઞાન સંપૂર્ણ હિણપણી હોશેજ. અને સવિર્યવાન રેહેવાને જેનામાં ટેવ હશે, તે નારિઓના સ્નેહમાં એકદમ ફસાસે નહીં, અને તેથીજ તેના વિર્ય અને ધારણા શકિત વિશે તુર્ત વિચાર બંધાશેજ. ગુહસ્થાનિ રોગ આદિ પરિક્ષાને, તેના પગના હાલણ ચાલણ ઉપરથી તુર્ત થાય છે.

આવરદાની પરિક્ષા તેના શરિરના બંધારણ ઉપરથી શેજ થઈ સકશેજ. આ બાબત બીજી ઘણા પ્રકારની લક્ષણા જોવાની છે તે બુધજનો કરી શકે છે.

ભાગ્યશાળી પુરૂષોની, તેમજ રાજદારી માંનની પરિક્ષા, અને લાભ, તથા હાનીની પરિક્ષા, આ નીચેના શ્લોકો, તથા કેટલુંએક બીજું કથન કરવામાં આવેછે, તે ઉપરથી સેહેજ માલમ પડી શકેછે.

કેહેવત છે કે, "પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય છે."

એજન "હુનર કરે હજાર ભાગ્ય બીન કોડિ ન પાવે."

### श्लोक.

शालाविशालाप्रमदारसाला, भूपानुकंपारिपवःसुकंपाः॥
पुत्राःसुपुत्रास्तुरगाविचित्रा, एतत्फलंमासुकृतविनास्यात्॥

અર્થ—સુશોભિત અને વિશાળ રેહેવાને ઘર, મધુરભાષણી ઓરત, શત્રુ અને રાજ્યભય રહિત, સુપુત્ર, ચઢવાને સારા ઘોડા, એ ફળ સારાં સકૃત કર્યા વગર મળે એમ નથી. જ્યારે તે મળેછે ત્યારે તેનાં કર્મ સારાં છે, એમ ખચીત સમજવું. અને એ હોય તે ભાગ્યશાળી ગણાય.

### श्लोक.

सुखंनुजगतामेव, धर्मकामेनजन्यते॥
अधर्मजन्यदुःखंस्यात्, प्रतिरूपंप्रचेतसाम्॥

અર્થ—સુખની સર્વ કોઈ ઇચ્છા રાખેછે, પરંતુ ધર્મિ પુરૂષને એ સેજ મળેછે. અધર્મિ પુરૂષને દુઃખ મળેછે. અગર જો પ્રાણી

માત્રનો સ્વભાવ સુખ મેળવવાને સારૂ સ્વભાવિક રીતે ઉપેક્ષિત હોય છે, પરંતુ સુખ, દુઃખ, કર્મ ઉપર આધાર રાખેછે.

**શ્લોક.**

नापिकस्यगृहेक्षौरंपाषाणेगंधलेपनं ॥
जलमध्येमुखंदृष्ट्वाभाग्यहीनस्यलक्षणं ॥

**અર્થ**—હજામને ઘેર જે માણસ હમેશ હજામત કરાવેછે, પાષાણે ચંદન કરેછે, જળની અંદર મુખ હમેશ જુવેછે, એટલાં લક્ષણ ભાગ્ય હિણનાં સમજવાં.

બીજાં ભાગ્ય હિણનાં લક્ષણ કપાળ ઉપર પુષ્કળ વાળ, આંગળીના નખ જે હમેશ મોહોમાં ઘાલેછે, જમણો પગ હમેશ હલાવ્યા કરેછે, ગુહ્યસ્થાને જેનો હમેશ હાથ રેહેછે, જે માણસ પૂર્ણ ક્રોધાતુર હમેશ રેહેછે, જેનું ચિત્ત લોકોનું નઠારૂં થવા ઉપર હમેશ રેહેછે, વિઘ્ન સંતોષી રેહેછે, ખાવા ઉપર હમેશ જેની પ્રિતી, દુરવ્યસની, અને જેના મોહોમાં હમેશ ગાળો ભરેલી છે, એ માણસની લક્ષણો ભાગ્ય હિણની સમજવી. પૂર્ણ ઊધ્રણસી તથા આળસુ હોય તે તમામનો એમાં સમાસ થાયછે.

**શ્લોક.**

सानंदंसदनंसुतासुधियाकांतामृदुर्भाषिणि ॥
इच्छापूर्णधनंस्वयोषितिरतिस्वाज्ञापरासेवका ॥
आतिथ्यंशिवपूजनंप्रतिदिनंमिष्टान्नपानगृहे ॥
साधूसंगमुपासतेचसततंधन्योगृहस्थाश्रमः ॥

**અર્થ**—જેનું સો વર્ષનું આયુષ્ય હોય, મરજી મુકત ધન હોય, પોતાના ચાકર હુકમને તાબે રેહેતા હોય, મધુર ભાષિણી સ્ત્રી હોય, અતિથિ કેહેતાં સત્પુરૂષનો હમેશ સત્કાર થતો હોય, ઘરમાં મિષ્ટ પદાર્થનું નિત્ય ભોજન થતું હોય, માહાદેવની પુજા થયા કરતી હોય, તેના ગૃહસ્થાશ્રમને ધન્ય છે.

અલ્પ નિદ્રા, ઉદ્યમી, ખુશ મિજાજી, અલ્પ ક્રોધ, ક્ષમા, શાંતી,

સંતોષી, શીળતા, દયા, ધૈર્ય, આદિ ગુણ જેનામાં હોયછે, તે પુરૂષ ભાગ્યશાળી સમજવો. અને ભાગ્યવાન પુરૂષને સર્વ વાતો અનુકુળ છેજ, અને એ મુજબ જે પુરૂષ હોય, તેને પારખી તેની સાથે વેહેવાર રાખવો એમ જ્ઞાતા પુરૂષનું કેહેવું છે એ બદલ એક રાજાએ કોઈ યોગીરાજને એવો સવાલ કર્યો કે, પુરૂષની પરિક્ષામાં મુખ્ય વાત શું જોવી? કેમકે મારે પોતાની કન્યા પરણાવવી છે. આ જગતમાં મને તો બધા પુરૂષજ નજરે આવેછે. પરંતુ એક બે મેં ગ્રંથો વાંચ્યા, તેમાં પુરૂષની પરિક્ષા કરી પછી તેની સાથે વેહેવાર બાંધવો, એમ લખેલું હોવાથી આ પ્રશ્ન પુછવાની મને જરૂર પડી છે. તેમાં બે વિભાગ છે, એક સંસારી, અને બીજો ત્યાગી, સંસારીના લક્ષણ કેવા, અને ત્યાગીનાં લક્ષણ કેવા, તે કૃપા કરીને કહો. તે ઉપરથી યોગીરાજે નિચે પ્રમાણે એક શ્લોક કહ્યો.

श्लोक.

यथाचतुर्भिःकनकंपरीक्षते, प्रघर्षणछेदनतापताडनैः ॥
तथाचतुर्भिःपुरुषंपरीक्षते, श्रुतेनशीलेनगुणेनकर्मणा ॥

અર્થ—પુરૂષ પરિક્ષાને સારૂ માણસે એવી તજવિજ કરવાની છે કે, જે મુજબ સોનારે લોકો સુવર્ણની પરિક્ષા ચાર પ્રકારે કરી, સોનું કેવું છે, તે જુએછે. તેજ મુજબ માણસની પરિક્ષા રહેલી છે. સોનાની પરિક્ષા સોનીલોકો શી રીતે કરેછે કે, પેહેલું તે સોનાને કસોટી ઉપર મુકવું, તે ઉપરથી તેનો કસ નિકળેછે, પછી તેને કાપીને, અંદરનું હીર જોયછે, તાપમાં મુકી તેનો રંગ તપાસે છે, અને હથોડેવતી ટીપીને, તેની નરમાશ તપાસેછે. તે મુજબ પુરૂષ પરિક્ષાને સારૂ તેનાં ગુણની તજવિજ કરવી. તેનાં ચાલતાં કર્મ જોવા. શીળતા, શ્રુતપણું, એટલી બાબત જોવાઈ તેની સાથે વેહેવાર કરવાનો છે. હે,રાજેંન તું સમજ્યો કે નહીં! જો તને બરાબર સમજ નહિ પડી હોય, તો હું તેનું પ્રથક્કરણ કહું છું. તે સાંભળ. આ દુનિઆમાં સર્વ નર નથી, પરંતુ જેની પાસે "હુનર," હોય તેજ નર કહેવાયછે. તે હુનર કયો કે, જે ચીજ બનાવી બજારમાં મોકલિએ

અને તેની કિંમત તત્કાળિક ઉત્પન્ન થાય, અને તે સર્વ પ્રકારનાં લોકોને ઉપિયોગમાં આવતા તરતજ તેનાં ઘરાક મળી શકે, તેને. હુન્નર કહેછે. કાંઈ લેખન ક્રિયાથી અથવા બીજીજ તેવી કાયદાની માહિતીથી તેનો ઉપિયોગ સૃષ્ટીને સમગ્ર કામમાં આવતો નથી. પરંતુ દાક્તરની પરિક્ષા દરદીનાં કુટુંબને રેહેછે. તેજ મુજબ લેખનનાં કામમાં જેને ખપ હોય, તેજ ચાહેછે. એ કાંઈ હુન્નર ન કહેવાય. એ ઉપર એક દ્રષ્ટાંત.

હબ્સ મુલકનો એક બાદશાહ હતો. તેને ત્યાં ઇશ્વર કૃપાથી સમૃદ્ધિ તથા સુખની કાંઇજ મણા નહોતી. સ્ત્રિઓનો જથ્થો પણ એકથી એક ચઢીઆતો, અને પાંચ, દસ, હતી. પેટે બેચાર કુંવરો, તથા બેત્રણ કુંવરિઓ પણ હતી. ઉપજમાં, તથા સમૃદ્ધિમાં, કાંઈજ કમીપણું નહોતું. તાબાનાં કારભારી, તથા નોકરલોકો, તેમજ ફોજ વિગરે પણ બાદશાહની ઘણીજ નિમકહલાલ, અને કહીએ તો સ્તુતિપાત્ર હતી. ન્યાયનાં કામમાં ઘણોજ ચોકસ હોવાથી, રૈયત તરફથી પણ તેની યથાસ્થિત સ્તુતી થતી હતી. યાચકલોકોની તરફ, રાજ્યની શોભાપૂર્વક, મર્યાદસૂર રીતે વર્તતો હતો. મતલબ, તેઓને યોગ્ય દાન, તથા પૂર્વજોથી આપેલા હક્કોને, માનપૂર્વક જાળવતો હતો. આ બધા વખાણવા લાએક કૃત્ય ઉપરથી રાજ્યમાં એ બાદશાહની માનપૂર્વક સ્તુતી થતી હતી. એક દિવસ બાદશાહનાં દીલમાં એવી ઉર્મિ થઈ આવી કે, નગર ચરચા જોવાને સારૂ જવું. તે મુજબ પોતે એકલો નિકળ્યો. સાથે કોઈપણ મળે નહીં, રસ્તે જતાં એક ચટાઈ વણનારની દુકાન આગળ આવ્યો. ત્યાં તેની દીકરી વરસ ૧૪, ૧૫ની, ઉમરની ચટાઈ વણ્યા કરેછે, તે ચટાઈ શી રીતે વણાયછે, તે જોવાને ઉભો, અને પેલી સુંદર છોકરી ઉપર તેનાં બદનની કાંતિ જોતાંજ મોહિત થઈ, મુર્છાગત થઈ ગયો. ઇશ્વરે જાણે કાંઈ નવરાશને દીવસે ઘડી હોય, એવી હતી. તેથી બાદશાહનાં ગાત્ર શીતળ થઈ જતાંજ, મૂર્છા પામી, ભોંય ઉપર પડ્યો. પેલા ચટાઈ વણનારે ઉભો કરી, તેને આંખે પાણી વિગરેનાં પોતાં મુકી, સાવધાન કર્યો. જેવો સાવધ થયો કે, તુર્તજ તેણે પોતાની મનોવૃત્તિ હતી

તે બતાવી. અને કહ્યું કે, હું આ શેહેરનો બાદશાહ છું. અને જો તારી દીકરી પરણેલી નહિ હોય, તો મને આપ. હું તેની સાથે પરણવાને તૈયાર છું. જો તું ખુશીથી આપીશ તો લેઉશ. ને જો ખુશીથી નહિ આપે તો જબરદસ્તીથી પણ લેવાનો, માટે તારી જે પ્રમાણે મરજી થતી હોય, તેમ મને કહે! પેલા ચટાઈ વણનારે ડાહ્યકાઈથી જવાબ વાળ્યો કે, હું એક રંક, અને ચીંથરે હાલ છું. આપ પૃથ્વિપતિ છો. આપની બરાબરી હમારીથી થાય નહિ, તેમજ રંક, અને પામરની દીકરી, આપનાં જેવા અમીર બાદશાહને પેર શોભે પણ નહીં. માટે ઝાંહપન્હા પૃથ્વિપતિ બાદશાહ એ વિચાર તમો છોડી દ્યો. આમ કેટલીએક રકઝકે, છેવટે તે ચટાઈ વણનારે કહ્યું કે, દીકરીની માને પુછો. તે ત્યાં પાસેજ બેઠી હતી, તેણીને તે બાદશાહે ઘણાં પ્રેમથી, અને ખરા મનથી, પોતાની ધારણા પ્રદર્શિત કરી. ચટાઈ વણનારની ધણીઆણી ઘણીજ ડાહી, અને પતિવ્રતા હતી, તેણે જાણ્યું કે, રાજ્યહઠ, બાળહઠ, સ્ત્રિહઠ, જોગહઠ, એવિ હઠો હોયછે, માટે ના કહેવાથી કાંઈ કારજ સરવાનું નથી. બેહેત્તર છે કે, કાંઈ તજવિજ લડાવી એને વદાય કરૂં. પછી પોતે બોલી કે, પૃથ્વિપતિ બાદશાહ, આપ હમારા પાળક, અને માબાપ જેવા છો. આપને એ દીકરી તો શું, પણ આખું ઘર, અને હમો સુદ્ધાં, આપનાજ તાબામાં રજુ થવા, અત્યારઘડી તૈયાર છૈએ. તો પછી એક હમારી નાકીશ જેવી દીકરીના તે શા હીસાબ છે? આપનો શુકન હમારા માથા ઉપર છે. એમ કહી ડાહ્યકાઈ અને કોમળ તથા મિષ્ટ વચનથી મરિયાદશીળ રીતે બોલી કે, ગરીબપરવર આપની પાસે કાંઈ હુન્નર છે? જો હુન્નર હોય, તો પરણાવિએ. હમો ગરીબ વરણ હુન્નર ઉપર વધારે આશક રહીએ છૈએ. બાદશાહ બોલ્યો કે, હું પૃથ્વિપતિ છો. મારે હુન્નરનું શું કામ છે? રાજ્ય છે, અનંગળ લક્ષ્મી છે, પછી મારે સું ન્યુનતા છે. આ મુજબ જ્યારે જવાબ આપ્યો, ત્યારે પેલી ઓરત્ત બોલી કે, જ્યાંપન્હા, એ બધું છે તે ખરૂં છે, પરંતુ કોઈ મોટો આપનાં ઉપર ચટાઈ કરીને આવે, અને રાજપાટ છિનવી લે, ખજાનો બધો લુટી લે, ત્યારે

પછી મારી દીકરી શું ખાય? પાકપરવરદીગાર, આપનું રાજ્ય સદૈવ કાએમ રાખો, આપની દોલતમાં વધારો થતાં અખુટ રહો, આપની ઉમર અમર થાઓ, પરંતુ ન કરે પરમેશ્વર ને આવો દીવસ આવે, ત્યારે પછી કેમ કરવું? તેનો વિચાર કરો! બાદશાહ પોતે ડાહ્યો, અને સમજવાળો હોવાથી આ વાત તેને ખાજને ટપ ઉતરી. અને પછી સોચ કરી થોડીવારે જવાબ આપ્યો કે, વારૂ ત્યારે મારે કયો હુન્નર શીખવો જોઇએ? તે બતાવો? તે વખતે તુરતજ પેલી ઓરત બોલી કે, હમારોજ ધંધો શીખો. ત્યારે જવાબ વાળ્યો કે, તે શીખતાં કેટલા દીવસ લાગશે. તેનો જવાબ પેલી ચતુર ઓરતે વાળ્યો કે, શીખવાનું કામ માણસનાં આગ્રહ, અને અક્કલ, ઉપર તથા હાથ બેસવા ઉપર આધાર રાખે છે. આપ કોમળ છો, કોઈ દિવસ હાથે કામ કરેલું નથી. માટે એ બદલ કાંઈપણ મુકરર હદ દીવસની બંધાએ નહીં. હું અને મારી દીકરી જેવું કામ કરીએ છેએ, તેવું આપ શીખી રહ્યા, એમ હમારી પક્કી ખાત્રી કરી આપશો કે, તુર્ત હમારી દીકરી તમારી અર્ધાંગનાં છે. એ બદલ લો આ હમારો કોલ. ત્યાં સુધી કોઈને પણ પરણાવીશું નહીં. આ વાતનાં કોલકરાર થતાં બાદશાહ પોતાને ઘેર આવ્યો. અને બીજા જે સારા ચટાઈ કરનાર કારીગરો હતા. તેની શોધ સવારે કહાવી. તેમાંથી બેચાર સારા ઈલમી, અને અકલમંદ, તથા શહેલથી હુન્નર શીખવી શકે, તેવાઓને મુસારો મુકરર કરીને, પોતાનાં દરબારમાં નોકર રાખ્યાં, તેઓની પાસેથી ચટાઈ વણવાનું, તથા તે ઉપર અક્કલ દોડાવી, બાત બાતની કારીગરી શીખવાનું શરૂ કર્યું. બરાબર લક્ષ લગાડી કામ શીખવું શરૂ કરેલું, તેથી પુરા છ માસ તો નહિ થયા, એટલામાં સંપૂર્ણ કામ શીખી રહ્યા. બધા કારીગરો પણ બાદશાહની અક્કલનાં વખાણ કરવા મંડી પડ્યા. આ થઈ રહ્યું, એટલે પોતે ચાર પાંચ દીવસ છુટી તરીકે માગવ્યા. અને એ હુન્નરમાં નવી યુક્તિઓ શી, શી, કરવી, એવા મનસાથે તોડ ગોડવ્યા. બાદ ચાર દીવસ પુરા થયા, પછી પોતાનાં ઉસ્તાદોને બોલાવ્યા. ચટાઈ વણવાને સારૂ, તથા સારા ટોપલા બનાવવાને સારૂ, બાત

બાતનું ઘાસ, તથા સામગ્રી, હકુમતનાં જોરથી તૈયાર રખાવી મુકી. અને બાદ પેલાં જે પછાડીથી પોતાની સાસુ સસરા બનનારછે, તેઓને આ સમારંભ વખતે કામે આવવાને હુકમ કર્યો. તે મુજબ તેઓ રજુ થયા. પોતે સાદો પણ મુલ્યવાન પોશાક પેહેરી, ચટાઈ બનાવનાર સાથે બેશી, ગુથવાનુ પોતાનું કામ શરૂ કર્યું. અને જે માસલાનું કામ પોતે લીધેલું, તેજ માસલાનું કામ બધાને તૈયાર કરવાને, ચટાઈ વણનારનાં ઉસ્તાદે કહ્યા મુજબ સુંપરત થએલું તે આરંભ્યું. આ કામ સારો હોશિઆર અને કાબેલ સખ્શ પંદર દીવસે પુરૂ કરે એવું હતુ. તે કામ રોજ ચાલેછે, કોણે કેટલું કામ આજે કર્યું, તેની નોધ, અને નિશાન રખાય છે. એક ઉમદારીતે અને કારીગરોનું મન તે જોઈ ઈર્ષા પામે, એવું શોભાવાળું કામ ઘણીજ કાળજી, અને ચાતુરીથી બાદશાહે પંદર દીવસે પુરૂ કરી, પોતાનાં ઉસ્તાદને રજુ કર્યું. પેલી ઓરત તથા તેનો ધણી કામ જોઈ બહુજ ખુશ થતાંજ, વિચારમાં પડ્યા કે આતો કામ શિખ્યો જો? હવે કેમ કરવું? ત્યારે બાઇએ જવાબ આપ્યો કે, ગમે તેમ થાય તોપણ કન્યા આપવાને વચને બંધાયા, તે ના કેમ થાય? તેમજ એઉ પૃથ્વિપતિ છે, અને વળી હુનર શિખ્યા, માટે દિકરી મોહોટી નશિબદાર સમજવી. બેબાશક હવે પરણાવવી. એમ મન સાથે ધણીધણિઆણિએ ગોઠવણ કરીને પોતાને મુકામે ગયા. બીજે દીવશે દસ્તુરે મુજબ કામ કરવાને સારૂ બધા કારીગરો એકઠા થયા. તેઓનું કામ હવે કેટલું બાકી છે, તે તેનાં ઉપરીએ તપાસી બાદશાહને જાહેર કર્યું. બે દિવસનું કામ બકાત હતુ. એમ સુચના થએ બે દિવશ પુરા થવા દીધા, એટલે બધાનું કામ તૈયાર થયું. તે બાદશાહ આગળ મુક્યું. તુર્ત તે સર્વને રજા આપી. બાદ બાદશાહે પોતાનાં તમામ અમીર, ઉમરાવ, અને સારા સારા ઓહ્દેદારોની એક મિટીંગ ભરી તે કામો તેઓની નજર આગળ મુકી, દરેકને પોત પોતાનો અભિપ્રાય, પ્રમાણિકપણે પ્રદર્ષિત કરવાને કહ્યું. કોઇને પણ બાદશાહ સાહેબે એમાં કયું કામ કરેલું છે, તેની માહિતી નહોતી. તેથી સહુ નિર

નિરાળા કામો જોઈ,બધા કરતાં આ (બાદશાહ)નું કામ વધારે સુઘડ અને સરસ છે, એમ કહી પોતાનો અભિપ્રાય જાહેર આણ્યો. તુરતજ બીજે દિવસે બજારમાં તેની વિક્રિ કરવા સારૂ મોકલ્યો. તેમાં સઘળા કરતાં બાદશાહની કરેલી ચટાઈની કીંમત દોઢઘણી વધારે ઉપજી. બાકીની જે વેચાઈ તેનાં પૈશા જેણે જેણે કામ કરેલું હતું, તેની અંદર વહેંચી આપ્યા. અને પેલા પોતાનાં સાસુ સસરા થનાર હતા, તેઓને પોતે હુનર પરિપૂર્ણ શિખ્યા છે, એમ બતાવ્યું. પછી તેઓને બોલાવી પુછ્યું કે, કેમ, હવે લગ્નનો દિવસ મુકરર કયે દહાડે રાખ્યો છે? ત્યારે તેઓએ જવાબ આપ્યો કે આપની જે દહાડે મરજી હોય, તે દહાડે લગ્નનો દિવસ સમજવો. પરંતુ હમો તો રંક છેએ, અમારી પાસે કાંઈ સમૃદ્ધિ નથી, કે, આપની મરજી માફક બધી શોભા કરી શકિએ. તે વાત બાદશાહે દિલમાં રાખી. બીજે દિવસે રાત્રે દસહજાર રૂપિઆની પાંચ થેલી અને ચારપાંચ ભરોસાદાર મેહેતા, તથા દસવિસ આદમિ ભરોંસાનાં મોકલી દઈ તમામ સામગ્રી તૈયાર કરવાને હુકમ આપ્યો. તે મુજબ તયાર થઈ. ખુશીથી બધી રીતે ધામધુમથી પરણ્યાં. પેલી ચટાઈ વણનારિને પોતાને ઘેર લાવી, તેની સાથે એક પટરાણી તરીકે વૈભવ ભોગવવો શરૂ કર્યો. થોડા દિવસ વિત્યાપછી એક રોજ બાદશાહે પોતાની પટરાણીને પ્રશ્ન કર્યો કે, તને પરણતાં મારે ઘણીજ માથાકુટ થઇ અંતે હુનર શિખવો પડ્યો. તો મને કહે કે, હુનરમાં શી ખુબી રહેલી છે? પટરાણી થએલી ચટાઈ વણનારની દિકરી મનમાં ઘભરાણી, અને પછી ડાવકાઈથી જવાબ આપ્યો કે પૃથ્વિપતિ બાદશાહ, હુનરની પરિક્ષા વિપત્તિ વખતે કામ આવે છે. આટલું કહેતાંજ બાદશાહ ચુપ રહ્યો. કેટલાએક દિવસ વિત્યા પછી એક રોજ બાદશાહ પાછો નગરે ચરચા જોવા સારૂ નિકળ્યો. નગ્રમાં જોતાં જોતાં અચાનક એક કસાઇની દુકાન ઉપર ગયો. કસાઈનું મકાન જોઇએ તો એવું વિશાળ કે, તેમાં હજારો આદમિ રહી શકે. અંદર તરેહ તરેહનાં સરસામાનથી શોભિત કરેલું. બાહાર. પોતે દુકાન માંડી બેઠો છે. જો કાંઈ કાપવાને સારૂ જાનવરોને

લાગ નહી મળે તો, તે માંસ બીજુ માણસને કાપીને તેનું માંસ વેચે. આ વાતની ખબર કોઇને ઘણા દિવસથી માલમ પડતી નહોતી. આવી રીતનો તેનો કારભાર ચાલતો હતો. તે જગાએ બાદશાહ પોતે જઈ ચડ્યો. દૈવ ઇચ્છા એવી થએલી કે, તે રોજ એ કસાઇને કોઈ પ્રકારનું વેચવાને મળે નહિ. તે ઉપરથી તેનુ કયા માણસને પકડવો, એનાં સોચમાં પડ્યો હતો. એટલામાં એકલા આ બાદશાહ એક સાધારણ હાલથી આમથી તેમ ફરતો હતો,તેને પેલા કસાઇએ જોયો. પોતાની દુકાન આગળ બોલાવ્યો. આમતેમ વાતચીત કરી કોઈ બીજુ મનીસ દીઠું નહિ એટલે પાધરો તેનો હાથ પકડીને અંદર લઈ ગયો. ને કહ્યું કે, મારે રોજ રૂ૫૦) મુઠ ઉપર કમાવવાનાં છે. આજે કોઈપણ જાનવરનું માંસ છે નહિ. માટે આવતી કાલે શું વેચીશ? એની સોચમાં પડ્યો હતો. પણ તું મળી ગયો, એટલે કાલે તારૂં કતલ કરી થોડું ભેળશેળ કરી વેચવાનો છું. માટે તારે તારા ઇષ્ટને યાદ કરવા હોય તો કરી મુકજે. જો! તારા જેવા દસબાર બીજાઓ પણ આ,પેલી કોટડીમાં પડેલાજ છે. એમ કહી,બતાવ્યા. બાદશાહ ડાહ્યો હતો તેણે વિચાર કર્યો કે,આ માણસ લોભની ખાતર બધાને મારેછે; માટે એને લોભમાં નાખવો જોઈએ. પણ હવે વજીરને શી રીતે ખબર કરવી, અને રૂપિઆ મંગાવવા, એ બદલ ખુબ શોચ કરતાં છેવટ પેલો ચટાઈ વણવાનો હુન્નર યાદ હતો, તેનો ઉપિયોગ કરવાને મનમાં નિશ્ચે કરી, પેલા કસાઇને કહ્યું કે, તને જો આવતી કાલનાં ૨૫૦) મળે તો,મને જીવતો જવા દેશ? તેણે કહ્યું હા.ત્યારે બાદશાહે પેલા કસાઇને કહ્યું કે,થોડુંએક ઘાસ મંગાવ. અને થોડીએક સુતળી મંગાવ. આઠ આનાનો ખર્ચ કરાવી, સામાન અણાવ્યો. મોતનાં પંજામાં સવારે જવાનો છું, એવી દેહશતથી આખી રાત જાગીને ચટાઈ તૈયાર કરી. અને વચમાં અક્ષરથી લખેલું કે, "રૂ૫૦) આપજો, અને ફલાણા ઠેકાણા ઉપર બાદશાહ બંધીખાને પડેલો છે, માટે લશ્કરથી ચઢાઈ કરી તુર્ત છોડાવવાને આવજો, નહિંતર જાન જવાનો વખત છે." આટલા શબ્દ લખેલા હતા, સવારની પોર થયો એટલે બાદશાહે પેલા કસાઇને કહ્યું કે,

આ ચટાઈ લઈને ગાંમનાં બાદશાહનાં વજીરને ઘેર તુર્ત મોકલો, ને રૂ૫૦) લઈ આવો. જો રૂપિઆ નહીં આપે તો મારી બનાવેલી ચટાઈ પાછી મંગાવજો. એટલે બીજે ઠેકાણે મોકલી રૂપિઆ મંગાવી આપીશ. જો રૂપીઆ આપે તો બેલાશક ચટાઈ આપી આવજો. તે મુજબ કેહેતાંજ તુર્ત એક ચાકરે કસાઇનો દોડ્યો. વજીરને સાદડી આપી, તે જોઈ મનમાં તુલનાં કરી કે, આ ચટાઈ બાદશાહનાં હાથનાં જેવિજ વણેલી છે. માટે કાંઈ પરિક્ષા જોવાને મોકલેલ હશે. રૂપિઆ તુર્ત ગણી આપ્યા. પેલો લઇ ચાલ્યો, બાદ બપોરે તે સાદડી પાથરી વજીર ઉપર નિમાજ પઢવાને બેઠોછે, ઉભો થાયછે; અને નીચે જુએછે; એટલામાં કાંઈ અક્ષરનો આકાર નજરે પડ્યો. તે પડતાંજ તેની અંદર ઉપર દર્શાવેલા હર્ફ જણાયા. બહુ વિસ્મય પામી વારે,વારે,વાચી નિશ્ચે કર્યો, કે એજ લખેલું છે. અને મરોડ પણ બાદશાહનો જણાતો હતો, તેથી તે વાત નિશ્ચે થતાંજ, બાદશાહ સાહેબ દરબારમાં છે કે નહીં? તેની તપાસ કરાવી, દરબારમાં તથા જનાનખાનામાં પોતે નથી, એમ ખાત્રી થતાંજ, સારા પેહલવાન અને બાહાદુર લશ્કરને તૈયાર થવાને હુકમ કર્યો. તેઓ તૈયાર થયા. તુર્તજ ચટાઇમાં દર્શાવેલી જગાએ જઈ પોહોંચ્યા. અને કસાઈનાં ઘરની જપ્તી કરી. આંણીગમ ચટાઇથી રૂ૫૦) આવ્યા, એટલે કસાઈ ખુશ થઈ તેને કહ્યું કે, હવે તને શું કામ છુટો મુકું? રોજ રૂ૫૦) આવશે, અને તું ચટાઈ બનાવી આપતો જજે. જે દાહાડે રૂ૫૦) નહી આવે, તે દીવશે તારો પ્રાણ લઇશ. આ લાલચે બાદશાહ તે જગામાં કેદજ છે. જપ્તી થતાંજ, બધી રીતે ઘરનો ઝાડો લીધો. તેમાં માણસનાં હાડકા પડેલાં છે. કેટલાએક કેદમાં દાઢ વધી બેઠેલા છે. તે ટોળીમાં બાદશાહા પોતે પણ બેઠેલા છે. આ હાલ જોતાંજ, વજીરે તેઉને માનપૂર્વક કુરનસ કરી બાહાર કાહાડ્યા. અને સાથે લાવેલો પોશાક પેહેરાવ્યો. હાથી નશીન કરી મુકામ ઉપર મોકલ્યા. અને કસાઇને મુસકેટાટ બાંધી, દરબારમાં લાવ્યા. ત્યાં તેનો ઇનસાફ કરી ફાંસી લટકાવવાનો ઠરાવ કરી, ઘરબાર માલખજાનો વિગેરે સરકારે ખાલસા કરતાં, જેટલા જેટલા

મરી ગએલા હતા, એવું જાહેર થએલું, તેઓનાં કુટુંબને કાંઈક રકમ નિર્વાહ માટે આપવામાં આવી. આ મુજબ હુનર હોવાથી બાદશાહ પોતે બચી જતાં, ઘણાઓનાં દુઃખ ટાળી, ખુની માણસને રાજ્યમાંથી નાબુદ કરી, અઘોર નર્કનાં કુંડમાં ફેંકી દીધો. આવી જાતનો જેના પાસે હુનર હોય, તે પ્રસંગોપાત કામ આવી ફળ આપે છે. એનું નામ ગુણ, એજ હુનર, અને એજ પુરૂષની પ્રથમ પરિક્ષા ગણેલી છે. બાદ તેનાં કર્મ જોવા. કર્મ જે પ્રમાણે કસાઈનાં હતાં, તેવું તેને ફળ પ્રાપ્ત થયું. તેની નરમાશ જોવી. જેવી નરમાશ કસાઈની હતી, તેવું તેને ફળ મળ્યું. કસાઈની જેવી કીર્તિ હતી, તે લોકોમાં પ્રસિદ્ધ થઈ ફાંસીએ ચઢ્યો. એ ઉપરથી જેવી તેની લાયકી, અશરાફિએત, કર્મ, અને ગુણ હતા, તેવું તેને જે ફળ મળ્યું તેજ પ્રમાણે ગુણ, કર્મ, શીળતા, અને સુતપણું હતું તેવું ફળ બાદશાહને મળ્યું. એવા માણસમાં જે લક્ષણ હોય, તેજ પુરૂષ કેહેવાય છે. અને હેવા પુરૂષને કન્યા આપો કે, તેથી તમારૂં સાર્થક થશે. હવે પુરૂષ પરિક્ષા પુરી થતાં, સંસારીએ શી રીતે વર્તવું, અને ત્યાગી હોય તેણે કેમ વર્તવું, એ બ્યાન કરવામાં આવેછે. એ વીશે એક વાત કહુછું. મિથલ દેશ મધે એક રાજા હતો, તેને એક પુત્ર, અને એક પુત્રિ હતી, પુત્રિનો વિવાહ કરવાને સારૂ તેણે પોતાની ધણીઆણિને કહ્યું. તે ઉપરથી તેણીએ પોતાની દિકરી જે સોળ વર્ષની ઉમરની હતી તેને પુછવામાં આવ્યું. હે રાજકન્યા! તારી મરજી કયા દેશના રાજપુત્ર સાથે વરવાની છે? તે ઉપરથી રાજકન્યાએ જવાબ આપ્યો કે "મહારેતો ઇચ્છાવર વરવો છે. પરંતુ તે હેવો હોવો જોઈએ કે, બાર ગાઉ સુધી હું ધગધગતા અંગારાની સડક બનાવું, અને તેમાંથી જે કોઈ ચાલીને આવે તેની સાથે વરૂં, અને એ મુજબ જે ન કરે તેની સાથે મારે વરવાનું નથી. આ મુજબ મારી પ્રતિજ્ઞા છે. તે જો તમે પુરી પાડશો તો સારૂ છે, નહીંતર હું પોતે બીજા કોઈ સાથે વરવાની નથી. અને જો મારી મરજી ઉપરાંત થશે તો હું ચિતા સળગાવી મારી મેળે મારો પ્રાણ ત્યાગ કરીશ. માટે તમોને જેમ રૂડુ ઘટે તેમ કરો. અને મારી પ્રતિજ્ઞા પરિપૂર્ણ કરનાર

આપ અમારાં માવતર અને સર્વગુણ સંપન્ન છો, એટલે વધારે કાંઈજ કેહેતી નથી. આ મુજબની હકીકત રાજાને તેની રાણીએ કહી. અને તે ઉપરથી થોડીવાર મોટા સોચમાં પડી કેહેવા લાગ્યા કે કન્યાકાળ જાયછે, વળી આપણે માંથે સંસારની કાળી ટીલી રેહેશે, માટે કેમ કરીએ? તે ઉપરથી રાણીએ જવાબ વાળ્યો કે એવો કોઈ પણ વિરલો જગતમાં છેજ નહિં કે બાર ગાઉ સુધી વન્હીમાં ચાલશે. બે ચાર વરસ વિત્યા પછી એને પરણવાની હોંશ થશે, એટલે એની મેળેજ ઠેકાણે આવશે. આપણે પછી તેમાં વધારે પરિશ્રમ કરવાનો રેહેવાનોજ નથી. આ મુજબ નિશ્ચે કરીને ધણીધણીઆણિ ઉઠ્યાં. નગ્રમાં એ બદલનો ઢંઢેરો પિટાવ્યો. અને દેશાંતરે ભાટ ચારણ બ્રાહ્મણ આદિ લોકોને મોકલી મોટા મોટા રાજવાડામાં, જે ઠેકાણે તેઓ પોતાની દિકરી આપી શકતા હતા, ત્યાં પણ પોતાની કુંવરિની પ્રતિજ્ઞા વિશે ઉપલા દૂતો મારફતે વિજ્ઞાપ્તિ કરાવી. અને એ ઉપરથી પછી અન્ય દેશોમાં પણ એ વાત ફેલાઈ કન્યાની જોબન અવસ્થા, તેનું રૂપ, સ્વભાવ, આરોગ્યતા, તેમજ રાજ્ય વૈભવના અખુટ ભંડાર ઉપરથી, સર્વને એ ઘર સાથે સંબંધ બાંધવાનો ન્હાના અને મોટા રાજવાળાઓને અત્યંત મનમાં ભાવ હતો, તે આ પ્રતિજ્ઞા સાંભળવાથી ઘણાજ ખેદ પામી યુક્તિઓ શોધવા મંડ્યા. કોઈ કહે કે મંત્રના જોરથી ચલાશે, માટે મંત્ર ઉપાસના કરવી, કોઈ કહે તાંત્રિક ક્રિયાથી અગ્નિમાં ચાલી સકાશે, માટે તેમ કરવું, કોઈ કહે ગુરૂકૃપાથી સિદ્ધીબળે ચલાઈ શકાય છે, એ મુજબ હજારો જણ હજારો વિચાર કરી તેની યુક્તિમાં પડ્યા છે. એટલામાં એક ધારાવતી દેશના રાજાને ત્યાં પુત્ર જે ઘણોજ નિપૂણ અને ચાણાખ્ય હતો, તેને આ વાતની ખબર પડતાંજ, (જરા જ્ઞાની અને શાસ્ત્રશ્રુત પણ હતો.) તેણે વિચાર કર્યો કે, આ કન્યા આપણે પરણવી અને એ બદલનો ખુલાસો આપણે આપણા ગુરૂથી મેળવવો જોઇએ. ગામને પાદરે એક વિશાળ મંદીર હતું, તેમાં ઘણાજ યોગીરાજો આવી ઉતરતા હતા. અને તેનો મઠાધિપતિ પણ સારો વિદ્વાન અને ગુણ સંપન્ન હતો. તેને જઈ આ રાજકન્યાની પ્રતિજ્ઞા

વિષે તથા પોતાને એ કન્યા મળે તો સારૂ એ વિષે વિચાર બતાવ્યો. તે ઉપરથી પોતે ખુબ સોચ કરી કહ્યું કે, એ બદલતો કોઈ તત્વવેત્તા પુરૂષ મળે તો ઉપાય બતાવે, ત્યાંહાં સુધી મળવા કઠીણ છે. સારા સારા યોગી પુરૂષનું એ સ્થાને પધારવું થતુંજ હતું, તેથી એ બદલ હમેશ સોચમાં અને ખોળમાં હતોજ. તેવામાં એક પુરૂષ આવી ચડ્યો. તેને પેલા મઠાધિપતિએ વિનંતિપૂર્વક પોતાની હકીકત કહી સંભળાવી. અને બોલ્યો કે આ દેશનો રાજા છે, તેનો પુત્ર "બળભીમ" નામેછે, તે ઘણોજ ધર્મિષ્ટ તથા ગુણ સંપન્ન છે. તેની હઠ ઉપરથી આ બાબત પારમાર્થિક સમજી આપને શ્રમ આપેલો છે. એ બદલ મારે કાંઈ નથી. તો કૃપા કરશો તો મોટી મેહેરબાની. આ વાત સાંભળી તુર્ત જવાબ આપ્યો કે, જાઓ તમે તે રાજપુત્રને બોલાવો. તે આવશે બાદ વિચાર કરીશું. રાજપુત્ર તો એ બદલની આતુરતાથી પુર્ણ ગગળી રહેલો હતોજ, તેને જેવો મઠાધિપતિનો દૂત તેડવા આવ્યો, કે, તુર્ત હાંફલો ફાંફલો થઈ ઘોડે સામાન મુકાવતા કે મઠમાં રજુ થયો. તેને તમામ હકીકત કહી અને પછી તત્વવેત્તા યોગીની મુલાકાતે પાસેના ઓરડામાં લઈ ગયા. યોગીરાજ માહાસર્વજ્ઞ હોવાથી તુર્ત તેની મનોવૃત્તિ પારખી, અને પ્રશ્ન કર્યો કે બચ્ચા ગ્રહસ્થાશ્રમમાં રેહેવાની તારી પૂર્ણ મરજી છે કે યોગાભ્યાસમાં તેનો એક નિશ્ચય કરી મને કહે. ત્યારે રાજપુત્ર "બળભીમે" ઘણાજ ગંભીર ચેહેરાથી જવાબ આપ્યો કે, જેવી આપની કૃપા અને આજ્ઞા. મારી વૃત્તિ તો આ લગ્ન થઈ ગ્રહસ્થાશ્રમમાં રેહેવાય તો સારૂ. પણ જો આજ કન્યા મળે તો નહિતર બીજી ન પરણવા વિશે મારી પ્રતિજ્ઞા છે. પરંતુ કામ હેવું દુર્ઘટ છે કે, જે મારા જેવાથી બને તેવું નથી. જો આપ જેવા માહાંત અને ઉદાર પુરૂષની કૃપા થાય તોજ, આ પ્રતિજ્ઞા છે તે પાળી શકાય. પછી આપનો જેવો હુકમ. તત્વજ્ઞાની પુરૂષ કેવા ઉદાર અને દયાળુ રેહે છે તે વિશે એક નીચેના શ્લોકથી જણાવું છું.

**શ્લોક.**

**देहाभिमानिनोयोगीभोगीकर्माभिमानिनाम् ॥**

**मोक्षाभिमानिनोज्ञानिनस्त्वज्ञोनाभिमानिनां** ॥१॥

**અર્થ**—જે યોગી પુરૂષો હોયછે તેને દેહનું અભિમાન રહેછે. કાળને સાધનારા પુરૂષો જે વખતે મૃત્યુ નજીક આવેછે, ત્યારે સમાધી ચઢાવીને કાળને છેતરે છે. અર્થાત્ તેને દેહ રક્ષણને સારૂ મનમાં બહુ અભિમાન રહેછે. ભોગી પુરૂષોને જે પોતે કર્મ કરેછે તેનું અભિમાન રેહેછે. જે મોક્ષની અપેક્ષા રાખનાર હોયછે, તેને પોતાના જ્ઞાનનું અભિમાન રેહેછે. અને તત્વજ્ઞાની પુરૂષોને કાંઈ પણ અભિમાન રેહેતુ નથી. એવા પુરૂષો દયાળુ કેહેવાય છે. તેઓની જીવન, ક્રિયા, એને ધન્ય છે. આવા દયાળુ પુરૂષ એ બળભીમને મળ્યા પછી કૃપાનું બાકી શું રહ્યું! તેઓએ હુકમ કર્યો કે મારી સાથે ચાલ. પછી તૈયાર થયા, યોગીરાજ અને બળભીમ. ચાલતા, ચાલતા, એક દેશને પાદરે આવી પોચ્યા. ત્યાં એક મોટું વડનું વૃક્ષ હતું, તે નીચે રાત્ર પડી તેથી સુતા. શીઆળાનો દિવશ તાહાડ તો કેહે મારૂ કામ, ભુખ પણ પુષ્કળ લાગેલી છે. એટલામાં તે વડ ઉપર એક પક્ષીનું જોડું રેહેતુ હતું, તેણે વિચાર કર્યો કે આપણા આશ્રમ નાશે પરોણાઓ આવેલા છે, તેઓ તાહાડે મરેછે, એવી વાતચિત થયા બાદ ટીટુડો બોલ્યો કાંઈ સરભરા કરવી જોઇએ, એ આપણા ગ્રહસ્થાશ્રમનો ધર્મ છે. સ્વામીના હુકમથી ટીટોડીએ એક તરખડું દેવતાનું લાવી. અને તે પક્ષી ટીટુડો થોડાં ઘણાં બળતણને સારૂ તરખલાં પોતાના ગજા મુજબ વિણી લાવ્યો. પછી તે લાવી નીચે નાખ્યાં. એટલે પેલા બળભીમે મોટી તાપણી કરીને યોગીને તપાડી, તથા પોતે તાપી તૃપ્ત થયા પેલા ટીટોડાએ ફરી તેની ઓરતને કહ્યુ કે, બંને પ્રાણીઓ ભુખ્યા હશે, માટે ગ્રહસ્થાશ્રમના ધર્મ પ્રમાણે આપણે તેને ખાવાનું આપવું જોઇએ. કાંઈ બીજું તો છે નહિ માટે, હુંજ એ અગ્નિમાં પડી બળી મરહું, એટલે તેઓ શેકી મને ખાઈ તૃપ્ત થશે. એમ કહી પોતે વન્હિમાં પડ્યો. તેને શેકીને યોગી તથા રાજાના પુત્રે સમાનભાગે વેહેચી ખાધું. પેલી ટીટોડી બેઠી બેઠી, જોયા કરતી હતી, તેણે વિચાર કર્યો કે આ બે પ્રાણીએ મારા સ્વામીનું એકનું માંઉસ

બાધું તેથી જોઇએ તેટલા સંતુષ્ટ થએલા જણાતા નથી માટે મારે એકલા જીવીને શું કરવું છે? એમ કહી પોતે પણ વિચાર કર્યો કે, આ દેહ ક્ષણભંગુર છે. હોતી ને વળી નોહોતી, એવી થનાર છે. લાવ જીવ હું પણ અગ્નિમાં પડીને પરોણાઓનો જીવ સંતુષ્ટ કરૂં એમ કહી પોતે પણ ઇષ્ટસ્મર્ણ કરી, વન્હિમાં ઝિપલાવ્યુ. તેમાં તુર્ત બળી ગઈ પેલા રાજપુત્રે જોઈ, તેને કાઢી ભુજીને બંને જણાઓએ યથાસ્થિત આહાર કરી તૃપ્ત થઈ પાણી વિગેરે પી સુતાં. સવારે ઉઠી રસ્તે ચાલ્યા. વાતો જ્ઞાનની ચાલેછે. એટલે યોગીરાજે પ્રશ્ન કરેયો કે, પેલાં બે પક્ષીઓ જેનું આપણે ભક્ષણ કરયું, તેનું કારણ કાંઈ તા-હારા સમજવામાં આવ્યું? તેનો જવાબ "બળભીમ" કાંઈ આપ્યો નહિ. ઉલટો એનો યોગીરાજની પાસેથી ખુલાસો માગ્યો. ત્યારે યોગીએ કહ્યું કે બરયા આપણે બે ભુખ્યા હતા, તેથી તૃપ્ત કરવાને તેઓએ જીવ અર્પણ કર્યા છે. અને અતિથિનો સત્કાર કરવો એ ગ્રહસ્થાશ્રમનો ધર્મ છે. માટે જો તું ગ્રહસ્થાશ્રમ કરવાને ચહાતો છે, તો, એ બે પક્ષીની માફક ચાલજે. બહુ સારૂ કહી આગળ ચાલ્યા. પેલી બાર ગાઉની વન્હિવાળી જગાએ આવ્યા. ત્યાં યોગીરાજ તો ચાલવા લાગ્યા. ત્યારે બળભીમ ઘબરાયો પોતે સાક્ષાત્કાર હોવાથી જે રસ્તે ચાલતા થયા, તેની પછવાડે પછવાડે ચાલવાનું કહ્યું એ મુજબ બાર ગાઉ ચાલી ગયા. એટલે સર્વ કોઇને એ વાત જાણવામાં આવતાં પેલી પ્રતિજ્ઞાવાળી કુંવરીને પણ ખબર પડી. બાદ તેઓને જોવાને સારૂ દૂતો મોકલી તપાસ કરાવી બંને યોગી જેવા જણાતા હતા. તેમાં એક સાક્ષાત યોગીએ પરણવાની ના કહી, બીજાને પરણાવ્યો. ને રાજા હતોજ, જમણવાર થઈ, ત્યારે યોગીરાજને જમવાને કહ્યું, ત્યારે પોતે સઘળા લોકોની જે એંઠી પતરાળીઓ એકઠી પડેલી હતી તેમાં ભરાઈ બેઠા. અને ત્યાંથી પછી ક્યાં અલોપ થયા તે કોઇને કળ્યામાં આવ્યું નહિ. બાદ આકાશવાણીથી શબ્દ ઉચ્ચારણ થયો કે ગ્રહ-સ્થાશ્રમમાં રેહેવું હોયતો પેલા ટીટોડીના કુટુંબ મુજબ વર્તજે. અને યોગી થવું હોયતો શ્રી પરમાર્થસ્વામી જે હાલ અલોપ થઈ ગયા છે,

તેઓની માફક વર્તજે, હે રાજન્! આવા વીર પુરૂષને તમોએ પોતા-ની કન્યા પરણાવવી જોઈએ. આટલું કહી ભાષણ સમાપ્ત કરૂ છું.

---

# પુસ્તકાલય.

## કઠોરની સ્કુલમાં આપેલું ભાષણ.

સભાનાં પ્રમુખ સાહેબ અને સદ્ ગ્રહસ્થો, તારીખ ૧૭ મી સપ્ટેમ્બર સને ૧૮૮૨ ને રવિવારની હમેશની દસ્તુર માફક આર્યજ્ઞાનવર્ધક નવસારી ભરાતી સભાનાં સદ્ગ્રહસ્થો તરફથી મને લાઈબ્રેરી અથવા બીજા શબ્દમાં પુસ્તકાલયથી થતાં ફાયદાવિશે, નિબંધ રચવાને આજ્ઞા થવાથી, અને એ વિષય ઉપર મારે પોતાને બોલવું એવું ખાસ ફરમાન થવાથી, આજ આ વિષય બાબત બે બોલ મારી અલ્પમતી મુજબ, અને વિચારશક્તિ જ્યાં સુધી દોડ કરી શકશે, ત્યાં સુધી વિચારને લંબાવી એ બાબતસર કથન કરવાને મને જે ફરજ પેદા થએલી છે, તે વિશે વિવેચન કરી સદ્ગ્રહસ્થો, અને પ્રમુખ સાહેબનો વખત રોકાણ કરવાને જે શ્રમ આપેલોછે, તેની માફી કૃપાવંત થઈ બખ્શશો એવી મને ઉમેદ છે.

આ વિષય બાબત નિચે પ્રમાણે વિભાગ પાડવામાં આવેછે.

૧. પુસ્તકાલય એટલે શું?
૨. તેમાં શું શું બાબતનો સંગ્રહ રેહેવો જરૂરનો છે?
૩. તે સંગ્રહ કરવાને સારૂ શું તજવિજ આપણા લોકોએ કરવાનીછે?
૪. તે કરવાને સારૂ શા શા ઉપાય કામે લગાડવા જરૂરનાંછે?
૫. વાંચનશાળા સ્થાપન કરવાથી લાભ શું છે?
૬. હાનિ કેટલી અને કેહેવા પ્રકારની છે?

આટલી બાબત વિશેનું આજનું મારૂં કથન છે.

૧. પુસ્તકાલય એટલે શું?

આ પહેલા પ્રશ્નનું નિરાકરણ કરવાને હવે હું હિંમતવાન થઈ, મારા વિચાર સુજ્ઞ અને વિવેકી સભાસદો આગળ પ્રદર્શિત કરવાને પગલું ભરૂછું.

પુસ્તકાલય, એનો અર્થ એછે કે, દરેક ગરીબ અને તવંગર મનુષ્યને એક હેવું મકાન હોવું જોઇએ કે, તેની અંદર બેસી દુનિઆનાં ભાગોમાં, જે, જે, ચમત્કૃતિ થતી હોય, તે જાણવામાં આવે તેવા ઉમદા, અને કસાયલા વિદ્વજ્જનોનાં હાથનાં લખાએલા, ન્યુસપેપરો, ચોપાન્યા, અને પુસ્તકો વાંચવાને સારૂ મળે, અને તે વાંચી તે ઉપરથી પોતાને વાકેફિયત લેવાય, અને તે વાકેફિયતથી પોતાની વેપારી અને રાજકીય, તેમજ જ્ઞાનની બાબતનો પુરતો ચળકાટ મેળવી શકે, એવી જે જે ઠેકાણે પુસ્તકોની જોગવાઈ હોય, તેમજ તે સ્થાને જઈ નિર્વિઘ્નપણે કોઈપણ રીતે તેને બીજી રીતે તકલિફ્ સોસવી ન પડે. એને સારૂ ઉદાર, અને પારમાર્થિક વિચારથી જે સ્થળ મુકરર કરેલું હોય તેમાં આવો પુસ્તક, ન્યુશપેપર, અને ચોપાન્યા રૂપી જથો એકઠો કરેલો હોય, તેવા સ્થળને પુસ્તકાલય કહેછે. અર્થાત્ જે મુજબ નિશાળનાં મકાનમાં જઈ જોઇએ તો જે, તે, ઠેકાણે છોકરાઓનું ટોળુ બેઠેલું, જોવામાં આવે, તેજ મુજબ પુસ્તકાલયમાં પેઠા, એટલે જ્યાં ત્યાં વાંચવા લાએક પુસ્તકો અને ન્યુસપેપરનો જથ્થો પડેલો જોવામાં આવે તેનું નામ પુસ્તકાલય. આ પ્રમાણે ઘણા વિદ્વાન, અને શ્રીમંતોને ઘેર પોતાનાં ગજા મુજબનું સ્થળ મુકરર કરી રાખવામાં આવેછે. પરંતુ તેવા વિરલાજ હોયછે. માટે ન્હાનાં અને મોટાં નગ્રનાં પ્રમાણમાં ગ્રહસ્થોની મદદથી આવું કૃત્ય એક પાર્માર્થિક સમજી જાહેર રીતે રાખવાંમાં આવેછે.

૯. તેમાં શું શું બાબતનો સંગ્રહ રેહેવો જરૂરનો છે.

આ બીજા પ્રશ્ન બદલનો ખુલાસો, એ રીતે કરવાને મારી કમ અક્કલ અને કલમ ચિતાર કરેછે કે—

પુસ્તકાલયમાં આ મુજબનો સંગ્રહ હોય તો સાંરૂ. પુસ્તકાલય મુખ્યત્વે મનુષ્યને સારૂ છે. તેમાં મનુષ્યમાં ચાર પ્રકાર અને ખાશિયત હોયછે તે એ કે—

| પ્રકાર. | હાજત. | અવસ્થા. | ગુણ. | બુદ્ધિ. |
|---|---|---|---|---|
| ૧. પાંમર. | આહાર. | જાગૃત. | તમો. | મુસલાગ્ર. |
| ૨. વિષયિ. | મૈથુન. | સ્વપ્ન. | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩. મુમુક્ષુ. | ભય. | સુષુપ્તિ. | રજો. | તેજાગ્ર. |
| ૪. મુક્ત. | નિદ્રા. | તુરિઆ. | સત્વ. | કુશાગ્ર. |

આ મુજબનાં ભૂચર મનુષ્ય પ્રાણીને સારૂ, દુનિઆમાં નાનાં પ્રકારનાં વિષયો ઉપર, અદ્ભુત વિચારો અને નાનાં પ્રકારની સંકળનાં તથા ભુલ ભુલવણીનાં પ્રકૃતિ રૂપી ઓધોએ પોતાનાં દ્રષ્ય અને અદ્રષ્ય વિચારો વેહેવાર, અને જ્ઞાનલક્ષણાઓથી, પ્રતિપાદન કરીને આપણા સારૂ સેવા બજાવેલી છે. તે જોવાને અને તેમાંનું જ્ઞાન મેળવવાને, તથા જે કુંચી આપણા સમજવામાં બિલકુલ આવતી નથી, તેનું ભાન થવાને, અથવા જે વસ્તુ દુરાંતરે હોવા છતાં, તે ઠેકાણે આપણને જાતે પહોંચી લાવવાને, જોવાને, અને મેળવવાને, તથા તે બદલની હકીકત જાણવાને શકિત યા વગ નથી, તેમજ અજાણપણું છે, તે બધું પ્રકાશ થઈ હસ્તામળ રૂપે, આપણને દ્રષ્ટિત કરનાર સાધન પુસ્તકો, ન્યુસપેપરો, ઓપાખ્યા, નક્ષા, (પૃથ્વિના ગોળાઓ.) રસાયણક્રિયા જાણવાને કેમેસ્ટ્રી ઇત્યાદિ ચમત્કૃતીનાં મોટા મોટા પુસ્તકો, વૈદકશાસ્ત્ર, વેદાંતનાં પુસ્તકો, પુરાણો, અને તરેહ તરેહની ભાષાઓમાં રચાએલા વિદ્વાન, અને અનુભવીનાં હાથનાં કકરાઓ, તેમજ ભાષાનાં શબ્દ જાણવાનાં મોટા મોટા કોશો, (એટલે ડીકશનરીઓ.) વ્યાકરણ, આદિ પુસ્તકોનો ભંડાર જો ભરેલો હોય તો એથી કરી, આધિ, વ્યાધિ, અને ઉપાધિ, એ ત્રણે બાબતનો સેહેલથી અંત આવેછે. માટે એ બાબતનો સંગ્રહ અવશ્યક જરૂરનો છે.

હવે આધિને શાંત શી રીતે કરેછે, તે વિશે બે બોલ બોલુંછું. મનના જે તાપ છે, તે સમાવવાને સારૂ આપણા જેવા બીજાને તાપો સોસવા પડેલા તેનું નિરૂપણ કરેલું કોઈ પણ વિરલાએ પોતાના જાતી અનુભવ ઉપરથી હોયછે. તે, જો, તેવા નાના વિધ પ્રકારના ગ્રંથો પુસ્તકાલયમાં હોયછે, તેમાં જોવાથી તે ઝટ જડી આવતાં આપણને તે વસ્તુ શાંત કરેછે. વ્યાધિને સારૂ વૈદ્યકી ગ્રંથો જોવાથી, તેમાંથી ઉપાય મળી આવેછે.

ઉપાધિનાં ઉપાય સારૂ આપણને કાયદાઓ, તથા તર્કશાસ્ત્ર આદિ ગ્રંથોની સાહેતાથી તે પણ મળી શકેછે.

ઉપાધિ એટલે જે વસ્તુ કરવાને આપણે ધારેલું હોતું નથી, તથાપિ સેહેજ બની જાયછે, તેને બાસ્તે તેનો સેહેજ ઉપાય ઉપાધિરૂપીજ પુસ્તકોથી મળેછે. જેમકે દૃષ્ટાંત, એક નગ્રની અંદર એક મોટો સાહુકાર રેહેતો હતો, તેને પેટે એકજ પુત્ર હતો, તે પુત્ર ડાહ્યો હતો, તેના પિતા જરા સમજમાં કોતાઈ રાખતા હતા, પણ દ્રવ્ય અને આબરૂમાં મોટાઈ પુષ્કળ ધરાવતા હતા. તે શેહેરનો રાજા ઘણોજ વિચારી અને શાણો હતો, તેવી જગાએ એક મુશાફર કમાવવા સારૂ આવ્યો કોઈ રીતે તેની રોજગારની ટિકી લાગી નહિ. ત્યારે તેણે તે નગ્રમાં, અકલ વેચવાની દુકાન માંડી, અને બારણે એવું પાટિયું ચોડ્યું કે, જેને જેટલા પૈસાની અકલ જોઈતી હોય તેણે મારી દુકાને આવવું. આ ઉપરથી પેલા શેઠનો પુત્ર ફરતો, ફરતો, તે તરફ ગયો. તેના બાપે તે પુત્રને ચાર પૈસા પાન લેવાને સારૂ આગલે દિવશે આપેલા હતા. તે પોતાના ખીસામાં હતા. આ સું ઠાઠ છે, અને અકલ કેવી આપેછે, તે જોવા સારૂ અંદર પેઠો. પેલા અકલ વેચનારાએ તે મોટું માણસ છે એમ જોઈ, સારો સતકાર કર્યો. પાસે બેસાડ્યો. અને પોતાની દુકાનમાં આવવાનું કારણ પુછ્યું. ત્યારે પેલા શાહુકારના પુત્રે જવાબ આપ્યો કે આપની દુકાને અકલ વેચાય છે, તે લેવા સારૂ આવેલો છું. તમારો માલ ક્યાં છે? ત્યારે અકલ વેચનારે જવાબ આપ્યો કે માલતો અમારા પેટમાં ભરેલો છે, અને તેને બહાર કાઢી બતાવવાને આ ખડીઓ ને કલમ સાધન છે, બીજું કાંઈ નથી. પેલા વણિક પુત્રે વિચાર કર્યો કે આપણી પાસે ચાર દોઢીઆં છે, તેની જોઇએ અકલ ખરીદ કરીએ ને શું નિશપન્ન થાયછે? તે તો જોઈએ. પછી શેઠના પુત્રે કહ્યું કે મારી પાસે આ ચાર પૈસા છે તેની મને અકલ આપો. તરત અકલ વેચનારે કહ્યું બહુ સારૂ. પછી પોતે તુર્ત કાગળ ખડીઓ લઈ એટલુંજ લખી આપ્યું કે, બે જણ લડતા હોય ત્યાં ઉભા રેહેવું નહિ."

આટલું કાગળના કટકા ઉપર લખી આપી, ચાર પૈસા પોતાની ગોખકમાં મુંક્યા. પેલો વણિક પુત્ર ઘેર ગયો. થોડીવાર વિત્યા પછી તેનો બાપ આવ્યો. તેણે પોતાના છોકરાને પુછ્યુ કે, પેલા ચાર પૈસાનાં પાન લાવ્યો? ત્યારે છોકરાએ જે રસ્તે ખર્ચેલા તે કહ્યું. તેહેનો પિતા ઘણોજ ખિજવાયો, ને કહ્યું કે આપણને અક્કલ જોઈતી નથી. જા જઈને પાછી આપી આવ. અને પૈસા ચાર પાછા લાવ. એવા ધુતારાઓતો મારા * * * ઘણાએ આવશે. એમ કહી ખુબ વઢ્યો ને તેને બારણે કાઢ્યો. અને ઉપરાણુ લઈ લઢવાને પેલો શેઠ પણ છોકરા સાથે અક્કલ વેચનારેની દુકાન ઉપર ગયો. ખુબ રકઝક ચાલી, પછી અક્કલ વેચનારે કહ્યું કે, શેઠ તમારા ચાર પૈસા ક્યારે આપું કે, તમો એવી પ્રતિજ્ઞા લો કે તમારા છોકરાને જ્યાં "બે માણસ લડતા હોય ત્યાં ખસુસ ઉભા રાખવા" અને તે મુજબ આચરો તો પૈસા પાછા લો. પેલા કૃપણ શેઠે હા કહી, અને તે મુજબ દસ્તાવેજ લખી આપ્યો. એટલે તુર્ત પેલી ચીઠી પાછી લઈ ચાર પૈસા ફેંકી દીધા. થોડા માસ વિત્યા બાદ એક દિવસ એવો પ્રસંગ બન્યો કે રાજાની બે રાણીઓ તેમાં એક માનિતિ, અને બીજી અણમાનિતિ, એ બંને રાણીઓની દાશીઓ બજારમાં પાન લેવા આવી. એકજ દુકાનેથી પાન લેતાં, પેલી કેહે મને પેહેલાં આપ, બીજી કેહે કે મને આપ, એમ માંહો માંહે માનિતિ અને અણમાનિતિ રાણીઓની દાશીના વચમાં ખુબ વિખવાદ ચાલ્યો. અને તે એટલે સુધી કે તેઓ પરસ્પરે એક બીજાનો ચોટલો ઝાલા ઝાલ, તથા ઉપરા ચાપરી ગડદા પાટુના માર મારવાના ચલાવ્યા. એટલામાં પેલા શાહુકારનો પુત્ર તેજ દુકાને પાન લેવા આવેલો તેણે તમામ હકિકત જોઈ. એમાં વાસ્તવિક જોતાં અણમાનિતિની દાશીએ ખુબ માર ખાવેલો હતો. પેલી બંને દાશીઓએ આ બદલ રાજાના આગળ ફરિયાદ જવાનું ઠેરવ્યું. ને તેમાં પેલા શાહુકારના પુત્રને સાક્ષી આપવાને સારૂ કહ્યું. પોતે તુર્તજ ઘેર આવ્યો. પોતાના બાપને તમામ હકિકત કહી. પેલા શાહુકારને તો મોટી ફિકર પેઠી.

ને મનમાં કેહેવા લાગ્યો કે જો માનિતિ રાણીની દાશી તરફ સાક્ષી પુરીશું તોપણ ભોગ છે, અને અણમાનિતિની દાશી તરફની સાક્ષી પુરીશું તોપણ ભોગ છે. માટે ખરૂં કેહેવામાં તો મરી જઇશું. હવે કેમ કરવું? બાદ ખુબ સોચી પોતાનાં સગાં વહાંલાંને બોલાવીને વિચાર કર્યો કે, હવે કેમ કરવું? બધાંએ વિચારકરી કહ્યું કે આપણા ગામમાં અક્કલ વેચનાર આવેલો છે, તે જેમ સલ્હા આપે તેમ ચાલવું. ઘણા સમુદાયને એ વિચાર રૂચવાથી તેઓ અક્કલ વેચનારની દુકાને ગયા. હકિકત કહી સાંભળી, અકલ વેચનાર બોલ્યો કે, એ બદલ અક્કલ આપું. પરંતુ તેનાતો રૂ૧૦૦૦) બેસે. ઘણી ભાંજગડે રૂ૫૦૦) રોકડા લઈ અક્કલ આપી. તે એવી કે, છોકરો "ગાંડો થઈ જાય" અને રાજા બોલાવે ત્યારે અરે! હે! ખુબ! કહાં! બહુ સારૂ! હા! ના! એવા ઉચ્ચાર કરે. એટલે રાજા ગાંડો કરી કાઢી મુકશે. જેથી બંને રાણીઓમાંથી કોઇને પણ માઠું લાગશે નહિ. આ પ્રમાણે બીજે રોજ સાક્ષી વખતે રાજાની રૂબરૂ કરવાથી, રાજાએ ગાંડો કરીને પેલા શેઠના પુત્રને કાઢી મેલ્યો. બાદ થોડા રોજમાં ગામમાં એવી વાત ફેલાણી કે શેઠનો પુત્ર ગાંડો છે, ગાંડો છે, આ મુજબ ચરચા ચાલવાથી શેઠ મનમાં ઘભરાણો કે હવે કેમ કરવું? આ કાળી ટીલી પણ ટળવી જોઇએ. માસ પાંચ છ થયાં પછી બધાં સગાં વહાલાંને ફરીથી એકઠાં કરી વિચાર પુછ્યો તેઓએ કહ્યું કે ચાલો પાછા અક્કલ વેચનારને ત્યાં. નિશ્ચે કરીને તેઓ ત્યાં ગયા. બધાઓને સારીપેઠે આદરમાનથી અક્કલ વેચનારે બેસાડ્યાં છે. આગળ આપેલી અક્કલ બદલ મોટો એહશાન માન્યો. અને તેનો મળેલો ફાયદો કહી બતાવ્યો. પરંતુ હવે જે દરબારમાં અને લોકોમાં ગાંડા થવાની વાત પસરેલી છે, તે દુર કરવાને શું ઉપાય કરવો? તે પુછવાને સારૂ તથા તેનો રસ્તો લેવાને સારૂ આવેલા છૈએ. ઘણી મીઠાશની વાતચીત ચાલેલી છે. દરમિયાન અક્કલ વેચનારે કહ્યું કે, અમારો રોજગાર માત્ર એટલાજ ઉપર છે. માટે એ સહા બદલ રૂ૧૦૦૦) આપોતો ફરી રસ્તો બતાવું. તે વાત બધાએ કબુલ કરી

૨૧૦૦૦) ગણી આપ્યા. પછી અકલ વેચનારે કહ્યું કે જાઓ, સવારના પોરમાં એક દસ મણ પેંડા લાવી, તમામ ગામમાં અને છોકરાંને વેંહચો. અને દરબારમાં પણ એક ખુમચો ભરીને મોકલાવો. દરબારમાં પુછેતો કેહેવું કે, અમારો પુત્ર આપની, તથા ઈશ્વરની કૃપાથી ડાહ્યો થઓ, તેની વધામણી સારૂ આ મીઠાઈ વેહેંચીએછે. અને લોકોને પણ એજ જવાબ આપવો તેથી લોકો જાણશે. તે તો ડાહ્યો છે, એટલે પછી બધા ખુશ થઈ, તમારા પ્રારબ્ધનાં વખાણ કરશેજ. પુત્રને પુછેતો કેહેવું કે, મને કાંઈજ ખબર નથી. બાદ બધા પોતાની મેળે મનમાં સમજી જશે કે, એ છોકરાંને શાની ખબર રેહે? આથી બધા લોકો તમારો પુત્ર ડાહ્યો થયો, એમ સમજી એ કલંક દુર થશે. આ મુજબ કરવાનું બધાને રૂચવાથી બીજે રોજ તે મુજબ તજવિજ આદરી. સર્વને ખાત્રી થયું કે શેઠનો પુત્ર ડાહ્યો થયો. નગારાં, ઢોલ, સરણાઈ, વિગેરે વાજીંત્ર બારણા આગળ વગડાવ્યાં. અને માંગણ લોકોને ખુબ સંતુષ્ટ કર્યાં. એ મુજબ કરવાથી ૨૨૦૦૦) ખર્ચ થયો. જુઓ ગ્રહસ્થો એક આનો, પાછો લેવાને લીધે ૨૨૫૦૦) ને ઘેર વાત ગઈ. એનું નામ ઉપાધિ. ઉપાધિ દુર કરવાને, અથવા તેમાંથી બચવાને પુસ્તકરૂપી વિદ્વાન ગ્રહસ્થોની એક કસાએલી અને અનુભવિ કલમથી આપણને એક રસ્તો સુઝાડે છે. એવી ક્રિયા જાણવામાં લેવાને સારૂ પુસ્તકાલય એ મુખ્ય ઉપાય છે, એમ આ લખનારનું સમજવું છે. આ વાત તમામ વિદ્વાન તથા અનુભવિ ગ્રહસ્થો નિરવિવાદે કબુલ કરશેજ એમાં કાંઈ સંદેહ નથીજ. ગ્રહસ્થો પુસ્તકાલયમાં ઉપર મુજબનો સંગ્રહ થાય તો અતિ ઉત્તમ અને દેશનાં લોકોનું હિત, તથા કલ્યાણ થવાનું એક માતબર સાધન છે. પછી તે મુજબ વર્તવું યા નહિ, તે આપ ગ્રહસ્થોની ખુશી અને ખુબી ઉપર આધાર રાખેછે.

૩. સંગ્રહ કરવાને સારૂ આપણા લોકોએ શું શું તજવિજ કરવાની છે. તે વિશે હવે વિવેચન કરૂ છું.

આ દુનિઆમાં બધાલોકો કાંઈ વિદ્વાન હોતાનથી, પરોપકારી

હોતા નથી, કૃપણ હોતા નથી, ખળ પણ હોતા નથી, તેમજ ઉન્મત્ત પણ હોતા નથી, સૃષ્ટિમાં જેટલી આકૃતીછે તેટલીજ પ્રકૃતી રહેલી છે. માટે વિચારી અને સમદર્ષિ અને વિવેકી પુરૂષનો ધર્મ છે કે, દેશનાં લોકોનાં કલ્યાણને અર્થે, સમૃદ્ધિ તથા સુખનાં વધારાને અર્થે, દેશકલ્યાણ કામ કરવું જરૂરનું છે. તેને સારૂ પ્રથમ તો રાજ્યનો આશ્રય માગવો તેમાં ફતેહમંદ ન પામીએ તો નગરનાં સારા સારા અને ધનાઢ્ય લોકોનો આશ્રય માગવો. તેમાં ફતેહ નહી પામીએ તો ઉદાર પુરૂષોનો આશ્રય માગવો. કેમકે ઉદાર પુરૂષ હમેશ દયાળુ રહે છે. બાદ તેને જોઈ તેનાંથી ઉતરતી પંક્તિ જે ગરીબની હોયછે, તે પણ પોતાનાં ગજા માફક સત્કાર કરેછે. આ મુજબ દ્રવ્ય એકઠું કરવાને યાચના કરી એક સારી રકમનો ભંડોળ કરવો. તેનાં બાજમાં ખર્ચ નિભાવવો. અને જે ગ્રહસ્થો તરફથી તેમાં પુસ્તકો તથા ન્યુસપેપરની મદદ થાય તે પણ લેવી. કેહેવત છે કે જનકલ્યાણને અર્થે જનનાં મેળાવડા, તથા સમુદાયથી જેવું કામ અવિછિન્ન અને લાંબી મુદતસુધી અવિચળ રહેછે, તેવું એક હાથે બનતુજ નથી. વળી કેહેવત છે કે પાંચ આંગળે પહોંચો શબવો. જો એક આંગળુ લુલુ હોય તો હાથ જેમ નકામો, અને બેડોળ માલમ પડેછે, તેજ મુજબ ઘણા સમુદાયનો ટેકો નહી હોય, તો તે બાબત વધારે દીપ્ત નથી. અને તેમાં તેનું ભાંય પડવું તુર્ત થાયછે. ભંડોળ એકઠો કરવો, તે બદલ ગ્રહસ્થોની યાચના કરવી, તેની બરાબર બ્યવસ્થા કરવી, જોઈતા પુસ્તકો મંગાવવા, મકાન મુકરર કરવું, તે પુસ્તકોની બરાબર સાચવણી કરવી, સારા સારા લોકો તેમજ મધ્યમ પંક્તિનાં લોકો ઉપર વર્ગણિ કરવાને વરસ દિવસ યા માસિક કાંઈ લવાજમ કરવું, ગરીબને સારૂ મફત રાખવું. તેનાં ખર્ચ અને ઉપજ વિષેનો વાર્ષિક હિસાબ રાખી તેનો રીપોર્ટ તૈયાર કરવો, તે બદલ એક કમિટિ નિમવી, લાઇબ્રેરીને સારૂ મકાન, તેમજ કબાટ, તથા ખુરસી તથા ટેબલ વિગરે સામાન એકઠો કરવાને દ્રવ્યનો ખર્ચ કરવો, વિગરે બરાબર બ્યવસ્થા કરવા સારૂ ઉદાર, તેમજ પ્રમાણિક, અને દયાળુ, ગૃહસ્થોની બોજદાર

ક્રમિટિ મુકરર કરવી, એથી કરી, કાર્ય માત્ર સેહેલથી અને નિર્વિઘ્ન પણે ચાલ્યું જશે એમ મને લાગેછે. લાયબ્રેરીનાં મકાનમાંજ સભાઓ તથા વિદ્યા સંબંધી વૃદ્ધિને સારૂ લેક્ચરો આપવાની જે રસમ છે, તે પણ ત્યાંજ જો મકાનની વિશાળતા હોય ને રખાય તો સારૂ. એટલે એક તો લાયબ્રેરી પ્રસિદ્ધતાને પામે, અને લોકોને તેની ખુબ સમજવામાં આવે. આવી રીતે થવાથી પુસ્તકાલય એક દીવ્ય સ્થિતિની અંદર આવવાથી તેની દિનપર દિન વૃદ્ધિ પાંમતાં ગ્રાહકોનો જથો પણ વધી પડવાને કારણ થશેજ. અને લોકોનાં સ્વાર્થ, અને પર્માર્થ, એ બે કામો સેજ સધાશે. આ એક રીતિની આપણીદેનગી સમજતાં એક પ્રકારની વિશ્રાંતી પામવાનું છે. લોકોને પોતાનાં વેહેવારમાં નિતિ અને પ્રૌઢપણું રાખવાને પણ એક કારણભૂત સાધન થઈ પડશે.

૪. પુસ્તકાલયને સારૂં સારા ઉપાય કામે લગાડવા જરૂરનાં છે, તે વિશે હવે બોલવું જોઇએ.

પુસ્તકાયલનાં લોકોને ફાયદા સમજાવા, અને તેઓની મનોવૃત્તિની ઉશ્કેરણી થવાને સારૂ વિદ્યાભ્યાસ કરનાર લોકોને પ્રથમ તેનું ઉત્તેજન આપવું, બાદ તે ઉત્તેજન ઉપરથી તેઓને જે જે સાધનની જરૂરછે, તે સમુદાયની સાહેતા વગર થવાનું નથી, એમ બોધ કરવો. ગામ પરગામથી જે જે પુસ્તકોની જરૂર છે, તેની સમજ આપવી. તે લાવવાને અને મંગાવવાને દ્રવ્યની થમણી એકઠી કરવાની જરૂર પડશે. માટે હસ્તે પરહસ્તે દ્રવ્યરૂપી મદદની કેટલી જરૂરછે. તે તેઓને સંમજાવવી. બાદ તે દ્રવ્ય એકઠું કરવાને એક વર્ગણી કરવી. અને તે વર્ગણીનો ફાળો શી રીતે કરવો, અથવા કેવા પ્રકારથી તેની વ્યવસ્થા કરવી તે મે ઉપલા લખાણમાં ખુલાસો આપેલોજ છે. અર્થાત્ તે દ્રવ્યનાં પારમાર્થિક અને નિતિનાં, તેમજ વેહવારાદિક ઉપયોગી ગ્રંથો તથા સ્થળ અને તેની અંદર યોગ્યતા મુજબ લોકોને બેઠકને સારૂં સામગ્રી મંગાવવી. જે ઉદાર ગૃહસ્થોએ કેળવણીનો લાભ લીધો હોય તેને પોતાનાં ઘરની નાની પુસ્તકશાળા અને તે વાંચી તેનું

મનન કરવાથી શુભલાભ પ્રાપ્ત થએલો છે તે તમામ સમજાવવાને બ- નતી કોશીશ કરવી. એટલે અર્થાત્ સર્વને રૂચી તથા પ્રેમ થાય તે ઉપર લક્ષ આપવાની સર્વ વિદ્વાન અને અનુભવી ગ્રહસ્થોની પેહેલી તથા મુખ્ય ફરજ છે.

૫. પુસ્તકાલય સ્થાપન કરવાથી લાભ શું છે, એ બદલ મુખ્તેસર પણ બનતા સુધી યથાસ્થિત વિવેચન કરવાને હવે પગલું ભરૂછું.

પુસ્તકાલય સ્થાપન થવાથી લોકોને એક તો પોતાનો મુફત વખ્ત ગુમાવવાનો બંધ પડેછે. તેથી બાળક, યુવાન, તેમજ વૃદ્ધને, પોતાનાં હમજાતિ લોકો તથા સોબતીઓ સાથે મિથ્યા ગપોડા મારી કાળ નિર્ગમન કરવાનું રોકાણ થતાં, તેમાંથી જે ઉઠતો કુસંપ, બખેડો, અને અનિતિનાં ભાષણ, તથા તે ઉપરથી ઉત્પન્ન થતાં બીજા ન્યાયની કોરટમાં ચઢવા સંબંધી ઉપદ્રવો બંધ પડી સુખચેનમાં જ્ઞાનની વૃદ્ધિ થવાની સાથે દિવસનું કાઢવું થાયછે. તે એ રીતે કે જ્યારે પુસ્તકાલયમાં ગયા, એટલે આપણા તરફ જે હમેશ નિત્ય કામની ફરજ, તે ઉતારી પછીથી, ફુરસદ મળવાની, તેમાં પુસ્તકાલયમાં જવાનાં, ત્યાં ગયા એટલે કોઈ વાત રમુજી યા દિલપસંત વાંચવામાં આવશે. સ્વાર્થ ઉપર ઉતરીશું તો, વેપારનાં તારો, તેમજ દેશ દેશનાં લોકો ઉપર પડતી આફત નવા.ખોવો, રાજ્ય મામલાની ચમત્કૃતીની ખબરો, ઈનસાફી ફેંસલાઓ, વકીલ. બારિષ્ટરોની તકરાર, તથા તે ઉપર પુછાએલા ઉલટ પાલટ સવાલો, અને કયા શબ્દ કઈ બાબતમાં મુકાય, અથવા પુછાય; તેની શૈલી તેમજ સ્વભાવિક અને હસ્તકૃત ક્રિયાઓની નવાનવી નોધ, તથા શોધનો બોધ થતાંજ, તે ઉપર કેટલી બાબત ખરીછે, મધ્યમ છે, અને ગલત છે, તેનો વિચાર કરવાને પ્રેરણાશક્તિને ઉમંગથી રોકવી પડવાને લીધે તેમાંથી અક્કલનો વધારો થાયછે. એટલુંજ નહિ પણ આપણા ગરીબ કુટુંબને પોષણ કરવાંની સાથે પુસ્તકરૂપી બંડોળ આપણે ત્યાં એકઠો કરવાની તાકાદ ન છતાં, આપણને આ-

થા સંગ્રહથી શેહેજ અને થોડા ખર્ચથી લાભ મળેછે. એટલુંજ નહિ પણ વિદ્યાવૃદ્ધિ કેટલી અને કેવા પ્રકારથી દુનિયામાં ફેલાણીછે તે ઝટ જોવામાં આવેછે. નોકરીઓ ક્યાં ક્યાંછે! વેપારનું મથક ક્યાંછે? દોલતનો ભંડોળ ક્યાંછે! દુનિઆમાં હુન્નર કેણીગમ વધારેછે! લોકો ફિતુરી ક્યા દેશનાંછે? રાજ્યને વિષે શું બોલાયછે! યાત્રાઓ ક્યાંક્યાં થાયછે! તેમાં જવાથી હાનિ અને ફળ શું છે? નામાંકિત પુરૂષો વિદ્યા અને દ્રવ્યનાં યોગે કોણ કોણ ગણાયછે? દુનિઆમાં સંપ કેવો છે. ધર્મ ઉપર લોકોની મનોવૃત્તિ કેવી છે? પાખંડી અને ખરો રસ્તો શુંછે? કોણ જન્મ્યું? કોણ મર્ણ પામ્યું? શું નવી ચમત્કૃતિ દુનિઆ ઉપર આજદિન સુધી થઈ ગઈ? હવે શી થવાની છે? ગરીબ અને તવંગર કેવા પ્રકારથી કેટલી હદ સુધી સૃષ્ટિમાં રેહેછે? તેઓનાં વિચાર શું છે? એ બધું જાણવાને તથા તે ઉપરથી સાર ગ્રહણ કરવાને પુસ્તકાલય એક મુખ્ય સ્થળ છે. મોટા શેહેરોમાં કાંઈ વાતની નવાજુની જાણવાને સારૂ હાલ અને અગાડીનાં વખતમાં મુખ્યત્વે કરી "ભંગડખાનું" હતું. તેમાં તમામ હકીકત શેહેરની મળતી હતી. પરંતુ તેમાં જવાથી કુછંદ અને દુર્વ્યસનનો ફેલાવો થવાથી એજ માસલાની સુધરેલ અને વિચારથી ભરપુર એવી રમુજ પડવાને, તથા નિતિની સાથે કાર્ય ભાગ સધાવવાની પુસ્તકાલય પબ્લીકને સારૂ કાઢવાની જે રૂઢી, તે ઘણીજ ઉમદા ને વખાણવા લાયક છે. એમાં લાભ શુંછે! તે બદલ નીચેનો એક ઈંગ્રેજી ફકરો આપને જાણવાને મુકુછું.

1. Reading makes a man full.
2. Conversation makes a man ready.
3. Writing makes a man exact.

૧ પેહેલાનો અર્થ—પુસ્તકાલયમાં જવાથી વાંચવાનો પૂર્ણરીતે અભ્યાસ પડવાથી, એક તો તે વાંચવાની ટેવ આવડેછે. અને શબ્દનું જ્ઞાન થાયછે. એટલુંજ નહિ પણ ઘણું વાંચવાથી માણસમાં જ્ઞાનનું ભરપૂરપણું આવેછે. તે આવવાથી તેની ગણત્રી લોકોમાં

વિદ્વાન થાયછે. તથા ભાષાનું જ્ઞાનછે, એમ કેહેવાઈ હજારલોકોનો તે ઉપરી થાયછે. જુઓ કે, કેટલાએક વકીલલોકો કાયદાજ માત્ર વાંચી તેનાં ઉપર રચાપચ્યા રેહેવાથી પરિક્ષામાં પાસ થઈ "ચાંન્સ" મળવાથી પસાર થઈ, પછી તેજ ઉપર પોતે પોતાનો ગુજારો ચલાવેછે. બી એ, એમ એ, એલ એલ બી, ઇત્યાદી જે પદ્વિઓ મુકરર કરેલા સભાસદો આગળ પેદા કરેછે, તે પણ વાંચવાનાંજ અભ્યાસથી. તો આથી કરી હજારો માણસનાં ઉપર અમલ બજાવેછે એજ ફળ વાંચવાનું છે.

૨. હવે તે વાંચેલું યાદ રેહેવાથી અને વક્તે વક્તે સમય સુચક બાબતનો તોડ કાઢવાની જે માણસમાં હિંમત, યુક્તિ, અને ટપોટપ વિચારનાં હોગ તાત્કાલિક, સુઝિ આવવાને સારૂં વાતચીત યા સંભાષણ એક મુખ્ય સાધન છે. અને તેથી તેમાં ત્વરિતપણું યા હાજર બાસી સેહેજ આવેછે. માણસમાં સંભાષણ કરવાની આદત હમેશ રેહેવી જરૂરની છે. કેહેવત છે કે, "પોથાં તે થોથાં ને ડાચા તે સાચાં." એ ઉપર એક દૃષ્ટાંત આપુછો.

તારા તંબોળ નામનાં શેહેરમાં સવૈ જેશંગ નામનો એક રાજપુત્ર ચઉદ પંદર વરસની ઉમરનો હતો. બધા રાજાઓને જે મુજબ તેડુ થએલું, તેજ મુજબ એને પણ દિલ્લી દરબારથી આમંત્રણ આવેલું. તે મુજબ તે નિકળવાની તૈયારી કરી પોતાનાં માણસો સાથે નિકળ્યો. બાહાર કોઈ દાઢો નીકળેલો નહીં. માનો પ્રેમ, તેથી તેણીએ પોતાનાં પુત્રને થોડાએક આશિર્વાદ આપ્યાં. ને પછી શીખામણ આપી કે. બાદશાહ પુછે તો આપણે આમ બોલવું. તેને આ રીતે આદરમાન આપવું, ઇત્યાદિક પ્રેમની લાગણીથી કેટલાએક ઉમદા સુબોધ કર્યાં. તેનો જવાબ પેલા સવૈ જેશંગે એટલોજ આપ્યો કે માજી જો આમાંથી કાંઈ વાત બાદશાહ પુછે નહી ત્યારે મારે શું કેહેવું ? તે ઉપરથી ડોશી સમજી ગઈ કે પુત્ર અકલમંદ છે માટે વધારે કાંઈ કેહેવું નહીં. પછી બોલી કે, હવે હું ભરી પામી જા દિકરા ફતેહમંદીથી વેહેલો ઘેર આવજે એજ આશિર્વાદ.

છે. એમ કહી તેને વદાય કર્યો. દર મજલે દિલ્હી પહોચ્યો. સવારનાં ૮ વાગેલા છે, તેવાજ દરબાર આગળ થઈ જવાનો રસ્તો હતો, તે ઠેકાણે સ્વારી આવતી જોઈ, બાદશાહે ખબર કઢાવી તો સવૈ જેશંગ આવતો જાણ્યો. તેને ઉતારો અપાવ્યો, અને સારી રીતે ગોઠવણ કરવામાં આવી. બાદ બીજે રોજ બાદશાહને સવારમાં મળવા ગયો. તે વખતે બાદશાહ એ સવૈ જેશંગને આવતો જોઈ હર્ષ પામ્યાં. તે ઉમ્મરે નાહાનો વળી ખુબસુરત તેથી તેનાં ઉપર પ્યાર થતાંજ પસાર કરતાં, કરતાં, બે હાથ પકડ્યા. અને બે હાથ ઝાલી આમથી તેમ પસાર કરેછે. હાથ ઝાલેલા છે, પસાર કરતાં કહ્યું કે, અમુક દેશને જીતવો છે, તેમાં તમારૂ લડાઈ ઉપર જવાનું કામછે, વિગેરે હકીકત કહી. પછી બાદશાહે પુછ્યું કે, હે રાજપુત્ર? તારા બે હાથ મે કબજ કીધા છે, હવે તારૂં જોર શું છે ! જેશંગ મનમાં ધભરાયો, પછી વિચાર કરી જવાબ આપ્યો કે ઝાંહાપન્હા, આપ પૃથ્વિપતી બાદશાહ છો, દીન દુનિઆનાં ધણી છો, આપ વિચાર કરો કે, ચોરીમાં થોડાઘણા ખાતીલાનાં સમક્ષ સાક્ષીથી એક પુરૂષ પોતે, ઓરત કરી, તેમો એક હાથ પકડેછે, તો તેને સારી ઉમ્મરભર નિભાવવી પડેછે. તો આપ દિલ્હીપતી બાદશાહ છો. આપે મારા બે હાથ પકડેલાછે. હવે મારામાં તાકાત અને કૌવતનું શું પુછોછો ? આપ મેહેરબાની કરશો અને હુકમ આપશો તો આપનાં પ્રતાપ અને પુન્યથી જે કેહેશો તે એક ક્ષણમાં કરીશું. પછી જોરનું શું કહું ? આટલું કેહેતાંજ બાદશાહ ખુશ થઈ ઘણીજ શાબાસી આપી, અને છેવટ પણ તેણેજ દરબારમાં બધા રાજાઓ એકઠા થએલા તેમાં સર ભળવવાને બીડુ ઝડપેલું. બાદશાહની કરૂણા, અને દૈવની કૃપાથી તે શેહેર સર કરી બાદશાને કૃતાર્થ કરેલો છે. જુઓ સમય સુચકતા, અથવા હાજર જવાબથી આ નાની ઉમ્મરનો કુંવર એક દરબારમાં મોટા મર્તબાને પામ્યો. તાત્પર્ય એછે કે, એ પોતે જુવાન, હાજર જવાબી અને હિંમતવાન હોવાથી આદરજને પહોંચ્યો.

૩. હમેશ લખવાનો મહાવરો હોવાથી માણસ ચોકસ અને જ્યાં જોઇએ તેજ શબ્દ બરાબર વાપરવાને લાયક થાયછે. બ-

ખવાનું એ મુજબ શી રીતે, આવડે તે બદલ થોડુંએક વર્ણન કરૂંછું.

ગુજરાતી, મરાઠી, ઈંગ્રેજી, ફારશી, સંસ્કૃત, એટલીજ ભાષાઓ માત્ર આપણા દેશને સારૂ વિશેષ કરી ઉપયોગી જણાય છે. તે ભણવાને સારૂ આપણે તે ભાષાઓ શીખવાના નિયમ મુજબ વ્યાકરણ આદિ પુસ્તકોની સાહ્યતા તથા આપણા ગુરૂ અથવા બીજા મોલમાં ઉસ્તાદની તાલીમથી, તેમાં પાવર્ધા થઇએ છૈએ. અને તેથી તે ભાષા લખવાના નિયમ આપણામાં કાળાંતરે આવેછે. તેથી કરી આપણે લખીએ, તેમાં ભાષાની રચના દોષતો નિકળતીજ નથી. પરંતુ શબ્દ ગોઠવવા અને ત્વરિતપણાથી આપણી એકની એકજ બાબતને સારૂ વિચાર લંબાવી, જે ઠેકાણે જે શબ્દો ગોઠવવાની, અને તેનો અર્થ તે સંબંધી બરાબર અને જડબેસુલાક બેશે તેને સારૂ, તથા લખવાની જે અક્ષરના મરોડ અને જેની સફાઈ તથા ઉચ્ચારોની જોડણી બરાબર કરવાને સારૂ મગજમાં તે વાત હમેશ ઘુમાએલી રેહેવાને સારૂ લખવાનો મહાવરો રાખવો એજ સર્વોપરી સાધન છે. વળી લખવાનો મહાવરો રાખવાથી જ્યાં જે શબ્દ ગોઠવવા બાજબી અને રૂચે હેવા હોય તેજ, તે જગાએ ગોઠવી મુકવાને આપણને તાકાત આવેછે. તે એવી રીતે કે એક મારા દેશી બાંધવે પોતાના પિતા ઉપર પત્ર લખ્યો, તેમાં લખ્યું કે "પ્રિય આત્મિક સૌભાગ્યવતી અમુક"** આ ઉપરથી તેનો લખવાનો હેતુ એમ હતો કે પિતા પણ સૌભાગ્યથી ભરપુર છે.* માટે કાંઈ અડચણ નથી, પરંતુ સૌભાગ્યવતી સ્ત્રિ વર્ગનેજ લખાય છે. એ વાતની તેને બિલકુલ માહિતિ નોહોતી. તેથી તે પત્ર વંચાયા બાદ સાંભળનાર હસ્યા હતા. એજ મુજબ નેત્રમણિ આદિ ઘણા શબ્દો લખવાનો ચાલ છે, પરંતુ પિતાને શી રીતે લખવું, પતિને શી રીતે લખવું, માતુશ્રીને કેમ લખવું, પોતાના ગુરૂને શી રીતે લખવું, ઉપરીને કેમ લખવું, અને રાજ દરબારમાં અરજ તથા હુકમ શી રીતે લખવા તેનું ભાન લખાણની પદ્ધતિ જાણવાં તથા શિખવાથી થાયછે.

આ મુજબ હજારો દાખલાઓ આપણે તેની શોધ કરી કા-

ઢવા બેશીસું તો સેહજ અને સુલભ રીતે મળી આવશે. પરંતુ કેહેવાનો મુદ્દો એટલોજ છે કે, હમેશ સારા સારા ગ્રંથો વાંચી, તથા આપણા કરતાં વિદ્વાન અને અનુભવીના હાથની કસાએલી કલમના ચિતાર ને ઈ, તે મુજબ મનન કરી, તે ઉપર પુરતો લક્ષ રખાઈ, વિદ્યાભ્યાસ જે કરેલો છે તેનો ચિતાર મનમાં લાવી ભાષાભુષણ સહ, મુદાસર અને દોષ રહિત, તથા મરિયાદા યુક્ત તેમજ રૂઢી, અને અક્કલમંદી સાથે લખાએલું હોય તો, તે મોટા જેબને આપેછે. આ દુનિયામાં માણસને જોવાને તથા તેના પરિક્ષાને સારૂ માત્ર ત્રણજ રસ્તા છે.

૧. પ્રથમ તેની વાણી તપાસવાને વાતચીત કરેછે.

૨. બીજું તેની પાસે લખાવી તેના અક્ષર તપાસે છે.

૩. ત્રીજું વાંચવાને આપી તેની વંચકશક્તિ તથા સ્મર્ણશક્તિ તપાસી પછી તે કારકુન આદિ દરજ્જાને લાયક છે, એમ ખાત્રી થતાંજ ઝટ તેનો શેર લાગે છે. જો આ ત્રણ બાબતમાંથી એકમાં ન્યુન હોયછે તો, પછી તેને વગર વશીલે નોકરી મળવી તદન આશા રહિત ગણાય છે. માટે એ ઉપર વિચાર કરવાથી પણ પુસ્તકાલય સ્થાપન થએલું એક આપણને ઉપયોગી, અને લાભ કરતા છે. પંડિતની ગણત્રીમાં આવવું, સંસારની વાકેફિયત મેળવેલી કેહેવાવવું, દુનિયાને ઉપયોગી થવું, અને નિર્વિઘ્ને કોઈ પણ કુછંદમાં નહિ પડતાં કાળ નિર્ગમન કરવાને સારૂ, તથા સોબતીના આશ્રય વગર એક જાતનો મુગો પણ વૃદ્ધ સોબતી, નાના રંગ બતાવનાર એક પુસ્તકાલય, તેના નિર્જીવ રૂપમાં આપણા ખુદની મનોવૃત્તી અને પ્રેરણાથી જીવંતરૂપ થઈ, આપણા મનના તુરંગરૂપી ઓધન દાબતો ચાલ્યો જાયછે. એવાએ પારમાર્થિક અને વિચારી વૃદ્ધ સોબતી ગણાય છે. માટે ભાઈઓ તેના ઉપર પ્રિતિ રાખવાથી તેનું ખુદનું કલ્યાણ તો થએલુંજ છે. પરંતુ તમારૂં હિત જાળવવાને તેની પધરામણી કરી, તેને ફુલની વૃષ્ટીથી વધાવી લો. અને જે કાંઈ મળે તે ભુશીદક્ષણા મેહેલી શરણે રહો, એજ ઉત્તમ વાત છે.

આ શોખ આપણા હિંદુ, અને મુસલમાન ભાઈઓ કરતાં પારસી અને અંગ્રેજમાં વધારે છે. એમ આપણે નિર્વિવાદ કબુલ કરવુંજ પડેછે. અને તેનો દાખલો જોઈ આપણે પછાત છૈએ તે બાબત નીચું જોઈ જરા કરમાળ મુખારવિંદ ભુલ અને ગફલતનું બતાવિએ તો એ કાંઈ ખોટું ન કેહેવાય. આ શિવાય જો લંબાણ કરવા બેશીએ તો હજુ પણ વિશેષ એ વિષે વિદ્વાન બ્યાન કરી શકશે. તોપણ આટલું મારૂં કથન, અસર થવાને બસ ધારૂંછું.

૬. પુસ્તકાલય સ્થાપન કરવાથી હાની કેટલી અને કેવા પ્રકારની છે?

આ પ્રશ્ન બાબત ખુલાસો આપવાને હું પગલું ભરૂંછું.

૧ ભાઈઓ વિચાર કરો કે સાકર ખાવાથી કોઈ દિવસ પણ કડવાસ લાગશે? તેમજ એળિઓ ખાવાથી કોઈ દિવસ પણ મિઠાસ આવશે? કડવાં વચન કેહેનાર ઉપર કોઈ દિવસ પણ પ્રેમ બેસશે? મિઠાં બોલનાર ઉપર કોઈ દિવસ પણ વેર થશે?

૨. વિદ્યાભ્યાસી પુરૂષને કોઈ પણ મજુર કેહેશે? અને મજુરને કોઈ પણ વિદ્યાભ્યાસી કેહેશે?

૩. આંધળાને કોઈ દિવસ પણ ચંદ્ર દર્શણ થવાનાં છે? તેમજ દેખતો કોઈ દિવસ પણ ચંદ્રથી વિમુખ રેહેશે?

આટલી બાબત વિશે થોડુંએક કહુછું તે આ કે—

સાકર ખાવામાં ઘણીજ મિઠી છે, પરંતુ તે જો વધારે ખવાય અથવા હમેશ ખાવાની ટેવ રાખેલી હોય તો તેથી કમીનો ઉપદ્રવ થઈ ધાતુને બિગાડ આપેછે. અર્થાત્ તંદુરસ્તિનો બિગાડ કરેછે. અને એળિઓ અગર જો કડવો છે, તોપણ તે જો ખાવામાં રૂચે અને કડવાસને સહન કરી માત્ર એક જીન્હા ઈંદ્રીના સુખને મનથી તરછોડી નાંખેતો,તે, ખાવાથી જે ફળ થાયછે તે બધી તંદુરસ્તીને સુધારનાર છે; અને પછી તે જે મુગી મિઠાસ આપશે તે અજરામર રેહેનાર છે.

કડવાં વચન કેહેનાર ઉપર કોઈ દિવસ પણ પ્રેમ બેસવાનો

નહિ, પરંતુ જ્યારે કોઈ પ્રસંગ આવે તે વખતે તેનું કહેલું યાદ આવવાથી તે રસ્તે જો ચાલી તેમાનું ફળ ગ્રહણ કરતી વખતે તેનાં વચન અમૃત જેવાં ને મિઠાં ફુલ લાગી પ્રેમનો ઝરો છુટી રેહેવાનો છે.

મિઠાં વચન બોલનાર ઉપર તાત્કાલિક તો પ્રેમ કાયમ રેહે-શેજ, પરંતુ જ્યારે આફત આવે તે વખતે તેના મિઠા બોલ કાંઈ કામ નહિ આવતાં, ઉલટા દુઃખના મૂળ થઈ તેના ઉપર આપણે કરડી નજરથી જોઈ તેને ધિક્કાર આપીશું, અને જે ધિક્કારપૂર્વક જોયું એજ આપણું વેર સમજવું.

વિદ્યાભ્યાશી પુરૂષને જાહેર રીતે આપણે મજુર જોતા નથી, પરંતુ તેનું કામ એક મજુરે કરતાં પણ વધારે વિકટ છે, એમ આપણે કેહેવું પડશે. તેને તન,મન, અને ધન, તે ત્રણેનો ખર્ચ ક-રવો પડેછે. અને તેથી તેને સોચ કરવામાં લાંબો વખત ગાળવો પડવાનો છે. એ એક જાતની તેના ઉપર મોટી આપદા છે. અને મજુરને જાહેરાત આપણે મેહેનત જોઇએ છૈએ, પરંતુ માત્ર તન મેહેનત છે. તેમાં૰પૈસા મેળવી પછી તનનો થાક ઉતરવાને નચિંત-થી ઊંઘ લઈ દિવસ આનંદમાં કાઢેછે. તે સોચ રહિત છે, તેમજ પુસ્તકાલય દખિતું દુનિયાને સાલરૂપ છે. તે એકે કેટલાએક છુપા વિચારો જાણવામાં આવે, વેહેવાર સંબંધી તારના સંદેશાની નકલથી ઉતારાઓ૰થએલા તેથી વેપારમાં કેટલુંક જે છુપું રહેલું હોય તે ઉઘાડું પડેછે, લોકોની નેકી ઇર્ષા બદી જાણવામાં આવેછે, વૈદકી, જોતિષ, સામુદ્રિક, સ્વર, વેદાંત, અને તેવિજ બીજી રસાયણાદિક તેમજ કાયદા સંબંધી માહિતિ જે પુરૂષોએ મેળવી રાખેલી હોયછે,તેનો પ્રચાર ખુલ્લો થવાથી તેઓની કમાણિના આડ આવવાનું થાયછે, એવી રીતે મનાઈ એ ગેરફાયદો કરતા છે, એમ ઘડિભર ધરાશે. પરંતુ તે વિષે ઊંડો સોચ કરી જોવાથી એમ નિકળે છે કે, જે વસ્તુ પ્રગટ થવામાં આવેછે, તેની વધારે પ્રસંશા અને સોચ કરવાથી૰ તેના અંદરનો જે મેલ તે નિકળી જઈ જે તત્વ તે નિકળવાથી ખરૂ

ઝટ બહાર પડેછે. અને ખરાનો ઉપિયોગ થવાથી તેનું ફળ દિવ્ય મળેછે, એ મોટો ફાયદો સમજવો. તેમજ દુરાચરણી લોકો સુધારો પકડી ઠોકથી પાંસરા થતા અંધેરનો જલદી અંત આવેછે. તેજ ઉપરથી અગર જો આંધળો ચાંદરણું દેખતો નથી, પરંતુ જો પારમાર્થિક દૃષ્ટી-એ કોઈ વિરલ, મમીરો, આંજે ને જેમ જન્મઅંધ દેખતો થઈ ચંદ્ર દેખેછે. તેજ મુજબ મૂર્ખ માણસને વિદ્યાનો પ્રકાશ થાયછે. એ દેહેનગીને લીધે, તેમાં હાની નથી, એમ સુજ્ઞ સહેજ વિચારશેજ. તેજ મુજબ જો દેખતો પુરૂષ છે, ને તેનો ઉપયોગ નહિ કરે તો બેશક ચંદ્રમાં પ્રકાશ પામેલો હશે, ને ઘરમાં બેઠેલો રહી બારી બારણા બંધ કરશે તો ચંદ્ર ઉગેલો પણ તેને શા ઉપયોગનો છે? એજ તેનું વિમુખપણું. માટે પુસ્તકાલયથી કાંઈ ગેરફાયદા હોય, એમ મને તો ભાસતુ નથી. પરંતુ ગપ્પા, અને કુસંપ, એનો વૈરી થાયછે, એતો ખરૂં છે.

આટલું વિવેચન કરી એનો સાર દર્શાવવાની રજા લઊંછું. કેમકે કોઇ ગ્રહસ્થોને લંબાણમાંની કાંઈ બાબત વખતસર સ્મરણે નહિ રહેલી હોય, તો તે તાજી થતાં, પછાડીથી આવેલા હમારા ભાઇઓને સાંભળવાને, ને જાણવાને સુલભ થાય, એટલા સારૂ ટૂંકી નોંધ આપુછું.

**૧. સવાલ**—પુસ્તકાલય એટલે શું!

**જવાબ**—જે ઠેકાણે પુસ્તકોનો જથો રેહે, દેશાંતરની ખબર મળવાનાં ન્યુસપેપર રૂપી સાધનો એકઠા થાય, અને તેમાંથી આપણને જોઇતી હકીકત મેળવવાને જે સ્થળ તેનું નામ પુસ્તકાલય યા બીજા શબ્દમાં લાયબ્રેરી એમ કેહેવું.

**૨. સવાલ**—તેમાં થી શી બાબતનો સંગ્રહ રેહેવા જોઇએ?

**જવાબ**—નિતિ, વેહેવાર, ઉદ્યોગ, ભાષાની ખુબી, જાણવાપણાનાં કિસ્સા, વૈદિકી તથા રસાયણ બાબતનાં પુસ્તકો, પૃથ્વિનાં ગોળા, અને તેવાજ બીજા લોકોપયોગી વિદ્વાન અને અનુભવી લોકોની ફસાએલી કલમનાં સુબોધનાં પુસ્તકો, વારતાઓ, નાટક, અને દેશાંતરની ખબરનો સંગ્રહ રાખવા જરૂરનો છે.

**૩. સવાલ**—તે સંગ્રહ કરવાને આપણા લોકોએ શી તજવિજ કરવાની છે?

**જવાબ**—રાજ્યનો આશ્રય માગવો, તે ન બને તો શ્રીમંતનો આશ્રય લેવો, અગર તેમાં ફતેહમંદી,નહી પામિએ તો ઉદાર પુરૂષો તથા જેને એ બાબતનું દર્દ હોય એવા ખંતિલા પુરૂષોનો આશ્રય લેવાની તજવિજ થતાં, આગ્રહીપણું પકડી, તેનો રિતસર બવસ્થાધિકાર ચલાવવાને સારૂ યોજનાં કરવી. તેમાં મેંબર, પ્રમુખ, આદિ તજવિજ કરવી. મકાનની જોગવાઈ કરવી.

**૪. સવાલ**—પુસ્તકાલયને સારૂ શા શા ઉપાય કામે લગાડવાનાછે?

**જવાબ**—પુસ્તકાલયથી લોકોને એવો પ્રેમ ચોટાડવો જોઇએ કે, એથી કરી તમામની મનોવૃત્તિ તે તરફ દોરાય, તેમાં ભાષા સુધરશે, બાબત જાણવામાં આવશે, વધારે પૈસા ખર્ચ્યા વગર મોટા મોટા ગ્રંથો જોવામાં આવશે, તેમાંનો સાર મળશે, અને વખતનો સારી રીતે ઉપયોગ થતાં દુનિઆનાં અનિતિ તરફનાં કામ તરફ રોકાણ થશે.

**૫. સવાલ**—પુસ્તકાલય સ્થાપન કરવાથી લાભ શું છે?

**જવાબ**—લાભ વિશે તમામ વર્ણન બતાવેલું છેજ. એક તો લખતા આવડશે, વાતચિત કરતા આવડશે. અને જે ઠેકાણે જે શબ્દ ગોઠવવાની યોગ્યતા તે સમજાશે. એટલુંજ નહીં પણ રાજ્ય, વેહેવાર, અને રમતમાં પણ ઉપયોગી થશે. એ ઉપર એક ફારશિમાં કવિતા છે, તે આ મુજબ.

"કલમ ગુફ્તાકે, મન સાહે ઝાહાનમ"
"કલમ કસરા, બદોલતમી રસાનમ."
"અગર ફમબખ્ત, બાશત મુઆ દાન;"
"વલે એક બાર, દોલતમી રસાનમ."

ઉર્દુ કવિત.

કલમ બોલા કે મેં શાહે ઝાહુ,
જો લીખ્યુ શકે ઉશેકું સુલતાન બનાઊ.
અગર કમબખ્ત હોવે તોભી ઉસેં દૌલતકી લેજતમે ચખાઊ.

આ મુજબ એક કલમને સારૂ મોટા કવિલોકો તારિફ કરી ગયા છે, અને તે કલમ આવડવાનું મુખ્ય સાધનજ પુસ્તકાલયછે.

૬. સવાલ—હાની કેટલી અને કેવા પ્રકારની છે?

જવાબ—તે વિશે મુખ્ય એટલુંજ છે કે, આળસુ અને અજ્ઞાન લોકોને જાણવામાં આવવાથી તે પોતાની આળસ તથા અજ્ઞાનતા છોડે, એજ ગેરફાયદો યા હાનિ છે. આ વિષયની નોધ છે, કેહેવું શેહેલું છે, પરંતુ વર્તવું ઘણું દુર્ઘટ છે. એવા ઘણા વિદ્વાનોનો મતછે. ચાલનાર કોઈ વિરલાજ હોયછે. એ બદલ એક દ્રષ્ટાંત આપુછું.

એક સુરત જેવા નામાંકિત શેહેરમાં મોટો વિદ્વાન શાસ્ત્રી અધિકમાસની કથા કરવાને બેઠો. ત્યાં કથામાં આવ્યું કે કારતક માસમાં વેગણ ખાવા નહિ. એ ખાવાનું ઘણુંજ પ્રાયશ્ચિત્ છે. માટે બ્રાહ્મણને અર્પણ કરવા જોઇએ. આ મુજબ નિત્ય કથા કરી જે કાંઈ બ્રાહ્મણને મળે તે ઘેર લાવે, હવે પેલી કથામાં તે બ્રાહ્મણની ઓરત પણ સાંભળવા આવે. તેણે વિચાર કર્યો કે, કારતકમાસમાં વેગણ ખાવાનું નિસિદ્ધ કરેલું છે. માટે બેહેત્તર છે કે આપણે પણ નહિ ખાવાં.બીજે દિવસે દસ્તુર મુજબ ભોજન બનાવ્યું.અને જે મણ, અધમણ વેગણ, આવેલા તે તેણિએ બ્રાહ્મણ,વેરાગીને, બોલાવી આપી દીધા. જમતી વખ્તે તેનો ધણી બોલ્યો કે આજ શાક નથી કર્યું? ત્યારે કહ્યું કે, ઘરમાં શાકમળે નહિ તે શું કરૂં? બ્રાહ્મણ બોલ્યો કે કાલે સાંજે આટલું બધું શાક આવેલું છે તે કાંહાં નાંખ્યુ? ત્યારે સ્ત્રી બોલી કે તે વેગણ હતા,તે મે બ્રાહ્મણને આપી દીધા. કેમકે આ દાહાડે ખાવા શાસ્ત્રમાં નિસિદ્ધ છે. ત્યારે બ્રાહ્મણ કોપાયમાન થઈ બોલ્યો કે, રાંડ એતો "પોથીમાંના રિંગણા," કેહેવાનાં જુદા,અને આપણે ખાવાના જુદા.આ દહાડે વેગણ મોઘા મળેછે. તેં એક રૂપિઆનો ઘરમાં ગોદો ઘાલ્યો. આયંદે એમ નહિ કરતી. તે મુજબ આપણા આર્ય બાંધવોની સ્થિતિ છે. તે જોઈ મને ઘણોજ ખેદ થાયછે. એટલુંજ નહીં પણ જેનાં બોલવામાં, ચાલવામાં, અને વેહેવારમાં, એક સરખાપણું રેહેતુ નથી એ ઘણુંજ ખેદ પામવા જેવું છે, ઇર્ષા, કુસંપ,

આળસ, તથા મોજશોખ, એ ભાગ વધી, હુન્નર, કળાકૌશલ્યતા, વિદ્યા, અને લક્ષ્મી તેને તો જાણે આધુ હેરાડી એક ખુણામાં રંડાપો ભોગવાવતા હોય એમ જણાયછે. તે ઉપર જરા હિંમતનાં હથિયાર બાંધી તેને સ્વયંવર કરાવો તો સારૂં, આટલું કહી, બેસવાની રજા માગુછું. કાંઈ અરસી ભરેલું કથન થએલું હોય તો માફ કરશો.

---

# પરદેશ જવાથી થતા ફાયદા વિશે.

**તારીખ ૨૫ મી, જાનેવારી ૧૮૭૧. મોરબીમાં આપેલું ભાષણ.**

આજરોજ સભાની અંદર વિદ્વાન ગ્રહસ્થોનો એક મોટો મેળાવડો થયોછે, તે મેળાવડાની અંદર હું એક અલ્પમતીનો માનવ પોતાની અક્કલ અને સમજણ મુજબ પ્રવાસનાં ફાયદાનો હેવાલ જાહેર કરી, તસ્દી આપવા ધારૂછું, તે સરવે સજ્જન ગ્રહસ્થોનાં ધ્યાનમાં ઠીક આવશે, એમ ઊમેદમંદ છું.

આ વિષય રચીને આ પ્રાંતનાં સજ્જન ગ્રહસ્થોની અગાડી વાંચવાની મારી મતલબ એછે કે, આ પ્રાંતની અંદર દેશાટણ કરવાનો બહુ ઓછો રિવાજ છે તે વધી, લોકોને પ્રેમ સહીત પ્રવાસ કરવાની આદત પડે એટલા માટે પ્રવાસનાં ફાયદાઓ બતાવી આપવા, આ નિબંધ વાંચવો હું યોગ્ય ધારૂછું.

આ વિષય ઉપર ચરચા થાય, તથા તેથી લોકોનાં મન ઉપર સારી અસર થાય, એ એક મોટો લાભ છે, એમ સમજીને આ કામ મે માથે લીધુ છે.

સવાલ ઊઠેછે કે, પ્રદેશ લખવું કે, પરદેશ બોલવું.

આ બાબત નિઃશંકપણે જાહેર કરૂછું કે, સંસ્કૃતમાં પ્રદેશ અને પ્રાકૃતમાં પરદેશ.

હવે જે ચરચા આપણે ચલાવિએ છીએ. તે કેવળ પ્રાકૃતની અંદર છે, તો જેવો દેશ તેવોજ વેશ રાખિએ તો શોભે. નિચે પ્રમાણે આ વિષય બાબત મારી અલ્પમતી મુજબ વિભાગો પાડ-

વામાં આવેછે. અને તેની તુલનાં વિદ્વજ્જનો કરેથી મારા બખાણને સંપૂર્ણ ટેકો મળશેજ.

(૧) પરદેશ એટલે શુ?

(૨) પરદેશ ગયાની અગાઉ શા, શા, વિચાર તથા તૈઆરી રાખવી જોઇએ?

(૩) પરદેશથી શા, શા, ફાયદા છે?

(૪) પરદેશ ન જાય તેને કેવા ધારવા?

(૫) પરદેશમાં તેણે કેવી રીતે વર્તવું અને શું,શું, ગ્રહણ કરવું?

(૬) પરદેશી પ્રત્યે સ્વદેશીએ શી રીતે વર્તવું,અને સ્વદેશી પ્રત્યે પરદેશીએ શી રીતે ચાલવું?

(૭) પરદેશમાંથી કઇ કઈ ચીજ ગ્રહણ કરવી, અને કઈ કઈ ત્યાં મુકી દેવી?

આ ઉપરનાં સવાલોનું નિશ્ચયાર્થક આપણે કરવું જોઇએ. તે બાબત નિચે મુજબ ચરચા કરવાને છુટ માગુંછું. તે ઉપર શ્રોતાજનો પોતાનું યોગ્ય ધ્યાન આપશે એજ વિનંતી છે.

(૧) પરદેશ વિશે બ્યાન.

પર-એટલે પારકો. દેશ-મુલક. પારકો દેશ એટલે પરદેશ એથી ઉલટુ સ્વદેશ. એટલે પોતાનો દેશ.

પોતાનો અને પારકો દેશ કોઈ છેજ નહી. જે જગા ઉપર આપણે જન્મ્યા તે જગા ઉપર આપણું મૃત્યુ થશે, એમ આપણાથી સિદ્ધ કરી શકાતું નથી. તો પોતાનો દેશ અને પારકાનો દેશ ધારવો કેવળ મિથ્યા છે. જ્યાં જન્મ્યાં, જ્યાં ઉદરપોષણ થાય, અને જે ઠેકાણે આપણું મૃત્યુ નિપજે, એ સર્વે દેશ પોતાનાજ સમજવા જોઇએ. તે બાબત મહમુદ વિશેની ઇતિહાસ ચરચા સાંભળી વિચાર તાજા કરવા વિનયપૂર્વક ભલામણ કરવું.

મારૂ પોતાનું દેશ પરદેશજ રટણ છે,તેમાં અલબત મારે જે જે દુઃખ અને સુખ સહન કરવા પડ્યા છે, તેનો હેવાલ અત્રે જાહેર કરવા બેસુ તો, એ એક જાતનું જન્મચરિત્ર ઉકેલવા માંડ્યું એમ ગણાય. અને વળી મુદ્દાની બાહાર ગયા એમ સાધારણ રીતે વિદ્વ-

જનો ખ્યાલ કરે. મુશાફરી કરવામાં જે,જે, ગુપ્ત સુખો રહેલછે, તે જેમ જેમ અગાડી વર્ણન કરાશે, તેમ તેમ ખાતરજમા થશેજ.

આ વિષય બાબત ઘણા ગુણીજનોએ ચરચા ચલાવી છે, તે વળી છપાવી પ્રગટ કરવામાં પણ આવેલ હશે, તે છતાં તે ઉપર પુખ્ત ધ્યાન ખેંચવામાં આવેલ નથી એમ કેહેવું એ કાંઈ અસભ્યપણું છે, એમ માનવાને મને મજબુત કારણ નથી.

આ વિષય બાબત ચરચા કરવાથી કદાચ હાલમાં નાશિપાયસી ઉત્પન્ન થશે તો પણ શું હરકતછે? ખોટનો ખાડો ઈશ્વર ઇચ્છાથી એકદમ પુરાશે ત્યારે જરા પણ વિલંબ થનાર નથી,

જે વસ્તુ એબદાર છે, એમાં ગુણ પણ છે ખરા, જેમાં ખોટ હોય, તેમાં વખતે લાભ પણ મળેછે. જે વસ્તુથી દુઃખ થાયછે, તેથી સુખ પણ મળેછે. તો આ ચીજ હેવી નથી કે જેનો પાયો તદન ખોટવાળો, એબવાળો, અથવા નિંદાપાત્ર છે, કે જે ઉપર વધારે સોચ ઊંડાણથી કરવો પડે.

(૨) પરદેશ ગયાની અગાઊ શા શા વિચાર તથા સામગ્રી રાખવી જોઇએ?

પરદેશ જતી વખતે પ્રથમ શું રાખવું જોઇએ, અને એ ગુણથી હમેશ આપણે ફતેહમંદ થઈશું કે શી રીતે, તે વિષે બોલુંછું.

આ વાત તો સાધારણ છે કે, જો આપણે સદ્‌રસ્તો પકડિએ તો તેના ફળ સારાજ છે. એ બાબત કદાચ કાંઈ હલકા વિચારનાં મનુષ્યને અવળા લાગે તો ફિકર નહીં, પણ પરિણામે જય છે.

એક બેહેત આ જગોએ મુકવાને મને યાદ આવે છે, મને ફારશી જ્ઞાન છે નહિ. તેમજ મે સંસ્કૃતનો અભ્યાસ પૂર્ણપણે કરેલ પણ નથી; તો તેથી લવજ ફેર થવા સંભવ છે તોપણ એ પ્રાચીન ગ્રંથકારોની મેહેનત અને બુદ્ધિની ચાતુર્યતા એ મને આ રમણિક વિષયની અંદર દાખલ કરવાની આ વખતે મદદ આપેછે, માટે તેઓનું એસાન હું માનું છું.

"અદપે તાજ અજલુથફે ઇલાહી."
"બના બર સરબરો હરજાકી ખાઈ."

ખુદાની મેહેરબાનીથી અદબ રૂપી તાજને તારા માથા ઉપર રાખ, અને પછી જ્યાં તારી ખ્વાહસ હોય ત્યાં જા.

સભ્યતા રાખવાને આટલી બધી જરૂર બતાવેછે. તો તેથી એમ કોઇએ દિલમાં ક્યાસ ન કરવો કે, હર હમેશ એજ પ્રમાણે વર્તવું. પરંતુ જેવી જેવી જગાઓ, પ્રસંગ, તે મુજબ વર્તવું. નહિતર સભ્યતાની બેડીથી માણસ કેદવત્ રેહેવાથી આ દુનિઆને ઉપયોગી પડવાને બદલે ગોયા એક જાતનો પશુવત્ થઇ જાયછે. તે વિષે એક અલ્પ કહાણી કેહેવાને રજા માગુછું.

એક પંડિતનો પુત્ર હતો, તેને એવી આદત પડી ગએલ કે, જ્યારે પોતાને ઘેર જે ઠેકાણે આસન નાખી બેસે, ત્યાં કોઇ આવી દિશાઓ પુછે તો પોતે બરાબર દિશા બતાવી શકે, શિવાય વેદ, ધર્મ વિગરેની ચરચા પોતાનાં બાપ કરતાં પણ એક ચંદો સરસ બતાવી શકે, પરંતુ જ્યારે કોઇ સભા થાય, અથવા પોતાનાં કરતાં કોઇ મોટી ઉમ્મરનો સક્ષ મળે, અથવા એવો સમુદાય રાજદ્વારમાં થાય ત્યારે, અદબને લીધે એક હર્ફ પણ મોંહોમાંથી નિકળી શકે નહીં. પોતાનો પિતા, અને બીજા બ્રાહ્મણો જે એ છોકરાની ગામમાં તારિફ સાંભળતાં, તેણે આવી રિતભાત રાજ્યસભામાં જોઇ ત્યારે ઘણુંજ ખેદ પામ્યા. અને છેવટ ઘેર પોતાનાં આસન ઉપર જ્યારે એ છોકરો આવ્યો, ત્યારે તેનો જવાબ તેનાં પિતા તથા બીજાઓએ પુછ્યો તો એટલોજ આપ્યો કે, અદબ. તેથી બધાલોકો કેહેવા લાગ્યા કે, ભાઇ ઘર કોઇ લુટી જાય, અથવા આપણને કોઇ આંજી જાય, તે વખતે અદબ એ કાંઇજ કામની નથી. માટે હવે એમ ન કરવું. મતલબ બ્રાહ્મણનાં છોકરાની માફક કરવું નહિ.

આ શિવાય પણ ઘણા ગુણો રાખવા જરૂર છે. પરંતુ મુખ્ય તો એજ.

માણસ પોતાનું ઉદરપોષણ કરી શકે, એટલોજ વૈભવ રસ્તામાં સાથે રાખવો. અને જે ઠેકાણે મુકામ કરવામાં આવે, ત્યારે રસ્તામાં તેણે શી રીતે વર્તવું, તે, તથા તેનાં માબાપોએ શું બાધુ

બંધાવવું કે, વિદ્યા, અને સુબોધ, તથા શાસ્ત્ર પ્રમાણે આશિર્વચન, ને પોતાનાં બાપ જે છોકરાને ભણાવતા નથી, તેને ભાસ્ય આમ ઠપકો આપેછે.

શ્લોક.

माताशत्रु पिताविरि, येनबालोनपाठित ।
सभामध्येनशोभंते, हंसमध्येबकोयथा. ॥

અર્થ—માબાપ જે છોકરાને ભણાવતા નથી, તે તેના દુશ્મન છે એમ સમજવું. અને વિદ્યા હિન પુરૂષ સભામાં કેવા શોભેછે કે, જેમ હંસની આગળ બગલો કેમ બેઠો હોય, તેમ તેની શોભા છે. માટે પ્રથમ આ વાત પ્રવાસમાં વિચારવાની છે. તેમજ બોધ આપવો કે, ભાઈ રસ્તામાં આ રીતે વર્તવું જેનો શ્લોક નિચે બતલાવુંછું.

શ્લોક.

देवद्रव्यंतथावस्त्रमुपानंचकमंडलुं ॥
यष्टिश्चोष्णीषवस्तुनिपश्चाद्भूमिशोधनं ॥

અર્થ—પોતાના દેવ, પૈસો, લુગડા, લોટો, જોડા, હથિઆર અગર લાકડી, માથાનો મુગૂટ, પાઘડી યા ટોપી, જ્યાં આપણે મુકામ કીધો હોય ત્યાંથી ઉઠતી વખતે તપાસી સાથે લેવા; બાદ જે ભૂમી ઉપર આપણે મુકામ કર્યો તેને નિહાળી આગળ ચાલવું. આથી કરી, મોટા પ્રવાસમાં આપણે નુકસાનમાં આવી ન પડતાં પોતાની ચોકસીનું ફળ મળેછે. અને એવી ચોકસી જે દેશમાં આપણા તરફથી જવાનો વિચાર હશે, ત્યાં વધારે ઉપયોગી થઈ પડશે. જ્યાં સુધી ઉછરતાં બાળકોએ પ્રવાસ નથી કર્યો, ત્યાં સુધી તે પોતાનાં અવયવનો સ્વતંત્ર રીતે ઉપયોગ કરી શકતો નથી, એટલુંજ નહિ પણ તન, મન, અને કાળ, તેમજ મેહેનતને જોઈતી કામે લગાડી શકતો નથી, તેથી કટાયલી ચીજની માફક તેની શોભા છે, અને આગળ ઉપર કાટનાં અંધકારે કરીને મૂળ વસ્તુની કેવી દશા આવેછે, તેનો સોચ સંબાળે કરવો.

(૩) પરદેશથી શા શા ફાયદા છે?

અરબીમાં એક બેહેત છે, તે નિચે દર્શાવુંછું.

અસ સફર વસીલે તુઝ જફર.

ફતેહ મેળવવાનો વસીલોજ મુસાફરી છે.

આ ઉપરથી ક્યાસ કરવો પ્રથમ જરૂર છે કે, ફતેહને વાસ્તે મુસાફરીને આટલી બધી ઉત્કૃષ્ટ ગણી છે, તો નિરઉદ્યમી મનુષ્યે શા સારૂ પ્રવાસ કરવો નહીં? તેણે બેધડકજ સફર કરવી. વળી એક સૂક્ષ્મ છપ્પો નિચે દાખલ કરૂંછું, તેથી પણ વધારે નાહિંમતદાર પુરૂષને ખાતરનિશા છે અને થશે.

છપ્પો.

દેશાટણ જે કરે, નવલ દેશોને ભાળે;
ઝાડ પાન ફળ ફુલ, ઘણી તે કળા નિહાળે,
બહુ માણસને જોઈ, ચાલ જાણે વિધ વિધની;
વેહેમ ઘણા તે ખોઈ, સુધરવાની બુધ તે.

આ છપ્પા ઉપરથી પણ અર્થ અને તેનાં અલંકાર આભૂષણનું પ્રથક્કરણ કરી સમજણપૂર્વક સાર ગ્રહણ કરવા, હું ભલામણ કરૂછું. વળી એક સંસ્કૃત ઇંદ્રવજ્ર બોલી મારા મત અને વિચારને ટેકો આપવા નિચે દાખલ કરેછું.

श्लोक.

यस्यास्तिसर्वत्रगतीचयस्मात् स्वदेशरागेनिधनंप्रयाति ॥
तातस्यकूपोयमितिब्रुवंसंक्षारंजलंकापुरुषापिबंति. ॥

અર્થ—ઇશ્વરે આપણને સર્વ રીતની ગતી આપેલ છે. (મતલબ હાથ, પગ ને અક્કલ.) તો પણ પોતાનાં દેશમાં પ્રેમ કરી બેશી રહેછે. અને મૃત્યુ પણ ત્યાંજ પામેછે. તે કેહેવી રીતે કે પોતાનાં બાપે ખોદાવેલો કુવો અગર જો ખારાપાણીનો છે, તોપણ હમારોજ છે, એવા મમત રાખી ખારૂજ પાણી" પીયેછે, અને મિઠુ પારકુ જાણી પીવા જતો નથી, એ પ્રમાણે દેશનું "અભિમાન રાખેછે. જુઓ મૂર્ખાઈ, જે ઠેકાણે મિઠુ પાણી મળે તે ઠેકાણે હરકોઈ તર-

નિમ, પ્રયાસ, ઉદ્યમ, અને જ્ઞાન શક્તિ દોડાવવી, અને આપણે જે ઓજનાં તોટામાં છૈએ, તે ખોટ પુરી પાર ઉતરવું એજ માણુસાઈના લક્ષણ છે. કદાચ એક વખત નાઉમેદ થઈ જઈએ તો આરદકે તેનું પરિણામ સારૂજ છે.

ઓહો! ઓતાજનો જે વાક્યો મારા તરફથી નિવેદન કરવામાં આવેછે, તે ઊપર ધ્યાન આપી પોતાનાં મનુષ્ય ભાંડુઓને પરસ્પર મદત આપવામાં ચુકવું નહિ.

પરદેશ જવાથી માણુસની કીંમત, અને કિર્તિ વધેછે, તે વિશે નિચે મુજબ દોહરો કહુછું.

દોહરો.

પાન પદાર્થ સુઘડ નર, અણુતોળ્યા વેચાય;
જેમ જેમ ફરે દેશાવરા, મુલ અમૂલા થાય. ૧

અર્થ સ્પષ્ટરીતે સમજ પડે તેવા છે, માટે અર્થ કરવા રચનાર જરૂર જાણતો નથી.

દેશાટણ વિશે વિદ્વતા હોવી જોઇએ. અને તેનું માન વિશેષ ગણાયછે. લખવું, વાંચવું એજ વિદ્યા છે એમ નથી. પણ દરેક રિતના હુનર અને જાણકાર હોવા જોઇએ. વિદ્વાનનો અર્થ જાણકાર છે. એ ઉપર એક કાવ્ય બોલું છું.

છપો.

રીત ભાત પરદેશી, ભણતર બુદ્ધિ ચાતુરી;
જાત જાત પેદાશ, જાણી પ્રવાશી આતુરી;
મુકામો નિજ સાથ, કરીને સરસ સ્વિકારે;
સાર વસ્તુનાં લાભથી, દેશ દેશો શણગારે;
શત વર્ષ શત શ્રમ થકી બની, વસ્તુ આણે સેહેજમાં;
દેશાટણ આનંદકારી, સ્વદેશ લાવે તેજમાં.

આ કાવ્ય ઉપરથી બે બાબત લક્ષ આપશો, એકતો જે દેશમાં આપણે રેહેતા હઇએ, તેને મદત આપી શકિએ છેએ, અને જે ઠેકાણે આપણો જન્મ હોય, તેને પણ મદત કરી શકિએ છેએ. આથી ઉભય પક્ષમાં લાભ છે.

મારા ઉપર દેશાટણમાં જે ગમી વસ્તુ ઉપજેછે, તેથી કંટાળી જાણીધું ખરો, પરંતુ ઈશ્વરી જંગલની લીલા, મનુષ્યનાં તરેહ તરેહનાં વિચાર, અને અધિકાર પરત્વે તેઓનાં રોપ અને પાછુ લય થવું, પ્રપંચીક બોલવું, બાહારનો ડોળ જુદો, અને અંદરનો ડોળ જુદો, ઈત્યાદિ જ્યારે સરવે તરેહથી અનુભવ, અને પ્રાસંગિક લક્ષણો મારા જોવામાં આવી જાય છે, ત્યારે પાછો સંતોષ રાખી, આવેશ જુસ્સાને નરમ પાડુધું. મોટા મોટા જાનવરોનાં રાજા તે પણ જે ભક્ષ કરેછે, તે પોતાનાં રેહઠાણથી દુર પ્રવાસ કરી મેળવેછે, તો નબળા અને માનસિક ગતીનાં પ્રાણીએ મોટાઓનો દાખલો શા સારૂ અંગિકાર ન કરવો? અગર જો સિંહ એ ઈશ્વરી નિયમ મુજબ પશુ છે, તો પણ તે વર્ગમાં તે સર્વોપરી છે; એટલુંજ નહિ, પણ મનુષ્ય જેણે જ્ઞાનેંદ્રિનો ખપ જોઇતી રીતે કામે લગાડ્યો નથી તેને આ ઉપમા આપવાને કોઈપણ હરકત ધારશેજ નહી. આ બાબત એક શ્લોક નિચે બતાવુંધું.

**श्लोक.**

कोवीरस्यमनस्विनाः स्वविषयःकोवाविदेशस्थता ।
येन्येदेशशातेतमेवकुरूतेबाहुप्रतापार्जितः ॥
यद्दंष्ट्रानखलांगुलप्रहरणसिंहोवनंगृह्यते ।
तस्मिन्नेवहतद्विपेंद्ररूधिरैस्तृष्णानछिंत्यात्मनः ॥

**અર્થ**—સિંહને નખ અને હથીયાર દાહાડોરૂપી છે, તે મોહોટા અરણ્યોમાં જઈ હસ્તીઓનાં કુંભસ્થળોને હણી, તેનાં રૂધીર થકી પોતાનો મનોરથ પરિપૂર્ણ કરેછે.

આ પ્રમાણે સિંહ કરેછે તો મનુષ્ય પ્રાણીએ તેમ શા વાસ્તે કરવું ન જોઇએ, અલબત કરવુંજ.

(૪) પરદેશ ન જાય તેને કેવા ધારવા ?

માણસો પોતાનાં દેશ સિવાય બીજો દેશજ છે નહિ, એમ સમજેછે. અને સમજને દુર કરવાને જ્યારે પુખ્ત થાય ત્યારેજ પોતે

જો ભણેલ હોય તો ઇતિહાસ ભૂગોળ વાંચી વાકેફ થાય તો પોતે જે દેશમા રેહેછે, તેના કરતાં બીજા દેશ એક નહિ પણ અગણિત. પૃથ્વી ઉપર છે એમ જાણેછે.

સાધારણ રીતે વિચાર કરતા આ વાતને વધારે પુષ્ટી આપે છે કે અંગ્રેજ સરકારનું રાજ્ય થવાથી જે ભણતરની શૈલી રાખી છે, તેનાજ આ શુભ ફળ છે. જેને વાસ્તે દૃષ્ટાંતે ઇતિહાસ ભૂગોળ બતાવુંછું.

અગાડી નહોતું એમ મારો કહેવાનો મૂળ હેતુ નથી, પણ જે વસ્તુ થોડીઘણી ગુપ્ત રેહેતી હતી, તે હવે વર્ણાવર્ણિનાં ભેદથી મુક્ત થઈ; તે બાબત શ્રોતાજનો દીર્ઘ વિચાર કરશે તો મારા મતને સંપૂર્ણ ટેકો મળશે.

જે માણસે દેશાટણ નથી કર્યું તે પશુવત્ છે. જેણે નાના પ્રકારની લીલાઓ અને જ્ઞાનેંદ્રીનો બપ સ્વહસ્તે અને સ્વતંત્રરીતે કર્યો નથી તેની જીંદગી વ્યર્થ છે. તે સરવે આ નિચેનાં શ્લોક ઉપર એકાગ્ર ચિત્તથી સાંભળી મનન કરો.

श्लोक.

स्थानभूताश्चगछंति, सिंहासत्पुरुषागजाः ।

तत्रयेनिधनंयांतिकाकाश्चपुरुषामृगाः

અર્થ—સ્થાન છોડીને કોણ કોણ પુરૂષ જાયછે, તે સાંભળો. સિંહ, રૂડા પુરૂષ, ને હાથી તુચ્છ, કાગડા, મૃગલા, જે ઠેકાણે જન્મેછે ત્યાંજ મૃત્યુ પામેછે. આ ઉપર શુરવિરે શું કરવું? દેશાટણ કરવુંજ. જે એમ નથી કરતાં તેને તો બાપ્ય આમ ઠપકો આપે છે. વળી નિચે પ્રમાણે એક શ્લોક છે તે વાંચવાથી ઓર લેહેજત પડશે.

श्लोक.

आकिंचित्पादतिपरिच्चयाजायपोपेक्षमाणो ।

भूपालानामनुसरणांविभ्यतेवाखिलेभ्यः ॥

गेहेनिष्टंकुमतिरलसाकूपकूर्मैसधर्मा ।
किंजानीतेभुवनचरितंकिंसुखंचोपभुंक्ते ॥

અર્થ—નિર્ધનતા થકી, અતિ પરિચય થકી, ઘરની સ્ત્રી ચાહાતી નથી. રાજાનાં આશ્રય વગર બધાનો ડર રાખવો પડેછે. ઘરમાં બેશી રેહેવાથી કુમતી ઉપજેછે, આળસ વધેછે, અને કુવાનાં કાચબાની માફક રેહેછે. અર્થાત એ કાચબાને સૃષ્ટિ સૌંદર્યનું સુખ શું મળે? એ જગતનાં ચરિત્રને શું જાણે? અને દેશાવરનાં સુખ શું ભોગવે? જુઓ આ શ્લોકની રચના કેવી મનને અસર કરે છે, તે જરા નિચે ટીકા કરવાથી મનને વધારે ખાતરી થશે.

માણસ જ્યારે કોઈ પણ જાતનો ઉદ્યમ કરતો નથી, એટલે નિરધનતા આવેછે, એમાં તો કાંઈજ ફેર નથી. નિરધનતા આવે એટલે સ્ત્રી તો ક્યાંથીજ ચાહે, મતલબ પૈસાનાં સૌ યારછે. તેમાં મુખ્ય સ્ત્રિ તો ખરીજ. રાજા તેને જ્ઞાન વગર ચાહે નહિ. એટલે પછી બાકી શું રહ્યું! અને જ્યારે તે પ્રમાણે હોય ત્યારે બળાત્કારે ઘરમાંજ બેશી રેહેવું, એ સિવાય બીજો રસ્તો શો? તે કેવી રીતે કે, કુવાનું જાનવર કેમ રૂંધાઈ કેદવત રેહેછે, અગર કુવામાં પાણી હોય તો પણ, તેથી, અને આપણા વર્ગનાં બીજા પ્રાણી શું સુખ ભોગવેછે, તે સરખાવવાનો વખત ક્યાંથી આવે, અને તે જોઈ સંતોષ પણ શી રીતે થાય?માટે દરેક માણસે દેશાટણ કરવું. કેહેવતછે કે,-

अभ्यासकारिणीविद्या, बुद्धि:कर्मानुसारिणी ।
उद्योगसारणो कीर्ति, र्लक्ष्मीकीर्त्यनुसारिणी. ॥

અર્થ—અભ્યાસે કરી વિદ્યા સિદ્ધ થાયછે, પ્રારબ્ધે કરી બુદ્ધિ પ્રકાસિત્ થાયછે, ઉદ્યોગ વડે કીર્તિનો વધારો થાયછે, અને કીર્તિ વડે લક્ષ્મી મળેછે. માટે પ્રદેશ કરવો. ઉદ્યમથી વિરક્ત થવું નહિ. જો આપણે પ્રયાસ કરીશું તો શેજ પ્રારબ્ધ આદિ સરવે સોબતી કામે આવશે, નહિતર આળશ ને આળશે કટાઈ જશે. વિદ્યા એ સામાન્ય બાબત છે. લખવું, વાંચવું, અથવા અંગ્રેજી ભણી, ડિ.

ગરીવ. બાષાપાસ પદ મેળવવું, એજ વિદ્યા છે, એમ નથી. પ્રદેશ કરવો એ પણ એક જાતની વિદ્યા છે. વિદ્યાસંબંધી આટલીજ. ચરચા બસ સમજી મારા મૂળ વિષય ઉપર આવુંછું.

(૫) પરદેશમાં તેણે કેવી રીતે વર્તવું, અને શું શું ગ્રહણ કરવું?

બેહેત.

આતસે સોઝ ન કુનન બાસે પંદ,

આંચે કુનદ, દુદે દીલે દર્દ મંદ.

અર્થ—બળતા આગ ઉપર જેમ મીંઠુ નાખીએ છીએ, અને તેનાં તનખા જેમ ઉડેછે, તે પ્રમાણે શું, પણ તેનાંથી જ્યારે માણસનાં દીલ દુઃખાવવાથી વધારે તેનાં તનખા ઉડેછે. આ એક પ્રમાણ મીઠાનું બતાવું છું. આ ઉપરથી પરદેશમાં વ. હરેક કોઈ ઠેકાણે ઈશ્વરે પેદા કરેલ તમામ પ્રાણી તેમાં મુખ્યત્વે મનુષ્ય પ્રાણીનાં દીલ દુખાય નહિ, એવા પ્રથમ દૃઢ નિશ્ચય કરી, તે મુજબ પ્રદેશમાં વર્તવું. વળી આ નિચેનાં શ્લોકમાં શું મજો રેહેલછે, તે સાંભળો.

श्लोक.

कोतेभार्यासमर्थानां, किंदूरंव्यवसायिनां ॥

कोविदेशसविद्यानां, कःपरःप्रियवादिनां ॥

અર્થ—અતિ સમર્થને શું ભાર છે, ઉદ્યમીને શું દુર છે, રૂડી વિદ્યાવાળાને કોઈ દેશ પારકો નથી, અને મીઠી જીભવાળાને કોઈ પર નથી, સઉ પોતાનાજ છે.

દેશાટણ કરવું, તેમાં આ પ્રમાણે ચાલવું.

श्लोक.

देशाटणंपंडितमित्रताच, वारांगनाराजसभाप्रदेशः ॥

अनेकशास्त्राणिविलोकितानि,चातुर्यमूलानिभवंतिपंच ॥

અર્થ—દેશાટણમાં પંડીતની મિત્રતાઈ કરવી, ગુણીકાની ચાતુરાઈ લેવી, તરેહ તરેહનાં શાસ્ત્રો જોવા, રાજ્યસભાની ચરચા જોવી, એ ચારે મુખ્ય ચાતુરીનાં મૂળ છે.

(૬) પરદેશી પ્રત્યે સ્વદેશીએ શી રીતે વર્તવું અને સ્વદેશી પ્રત્યે પરદેશીએ શી રીતે ચાલવું ?

કસુંબાના રંગમાં જેમ લીંબુ નાંખીએ છીએ, અને તેથી તે વસ્તુ કેવી રીતથી પોતાનો રંગ પકડે છે, તે શ્રોતાઓના જાણ બહાર નથી. એવો કસુંબો એક જાતનો દેખીતો, અને સુગંધમાં ફમકમાટી સાધારણ આદમીને છુટે એવો છે, તથાપી જ્યારે તેના તત્વની ચાલવણી આપણા માનવો તરફથી થાયછે, ત્યારબાદ તે કેટલો બધો કીમતી અને ઉપયોગી થઈ પડેછે, તે શું કોઇને અજાણ છે? માટે મારે બતાવવાનો મુળ હેતુ એટલોજ છે કે માણસે પરદેશમાં એવા માણસ વિણી કહાડવા કે, અગર જો જાહેરાત ખોડવાળા હોય, અથવા અંધકારે ડુબેલ હોય, પરંતુ મીશ્ર પદાર્થ મેળવવાથી તેની ખુબી કસુંબાના જેવી થાયછે, તેવી થઈ તેની કીર્તીમાં વધારો થતાં, આપણને ઉદ્યમ સુખ દુઃખમાં અને કાર્ય કામે મેલપ થવાને સક્તિમાન થાય, એવા ચુંટી કાઢવા. કેહેવત છે કે, "પાંચ હાથે પોંચો શબધો".

આપણે પોતાની બુદ્ધિ એવી નિરમળ રાખવી જરૂરનીછે કે, ચાહે તેવો માણસ વર્ણાવર્ણના ભેદથી અદના હોય તોપણ તેની સાથે કટુના વાપરવી નહિ, લેવડ દેવડ ચોખ્ખું રાખવું, મીઠી જીભ વાપરવી, મારો કેહેવાનો હેતુ એમ નથી કે ઉપરથીજ આમ ડોળ રાખવું, પણ શુદ્ધઅંતઃકર્ણથી દરેક મનુષ્ય પ્રાણી સાથે વર્તવું. સહન શીલતા, મિતાહારી, મરિયાદા, સભ્યતા, નિરાભિમાન, એટલે જે દરજ્જો હોય તેનો વિચાર કરવો નહિ કે આથી હું કેમ બીજા માણસ સાથે વાત ચીત કરૂં, એ સર્વે મિથ્યા ને પાણીના પરપોટા દાખલછે. જાહેર ઉપદેશમાં બોલવા છુટ રાખી લોકોના કલ્યાણાર્થે પરમાર્થે કામ કરવાને છુટ લેવી. આમ કરવાથી આશા છે કે, પરદેશી આપણા ઉપર પ્યાર અને મમતા રાખ્યા વના રેહેજ નહિ. એક સાધારણ કેહેવત છે કે "આપ ભલે જગ ભલા" શું વિચાર કરો કે સર્વે કોઈ સરખા છે? પરંતુ આપણે બીજા નઠારાઓનાં

દુષણો શોધવાનું શું કામ છે? બધું જગત સારૂં છેજ. પરન્તુ ક્રિયા અને પ્રસંગે તેમાં ન્યુનતા આવેછે. તે પ્રસંગોને ખંડીત કરવાની માત્ર નિરદોષ વર્તણુંકે ટેવ રાખવી, આ વાત ઈનસાફદારે વ. હા-કેમે લક્ષમાં રાખવાની છે.

હવે દેશીએ પરદેશી સાથે શીરીતે વર્તવું? આ દુનિયાનો પેદા કરનાર એકજ છે, તેજ મુજબ જે વસ્તુ ઉપર આપણો વાસ છે, તે પણ સર્વે જગો એકજ છે. (પૃથ્વિ.) જે વડે આપણે જીવિએ છેએ તે પણ એકજ છે, મતલબ આ વસ્તુ શું છે? અ-ગર જો અવલોકન કરવા બેશીએ તો તેના ઉપર આપણા માન-વોની ગ્નાનઈંદ્રી શોધ કરવાને કેવળ અશક્ત છે. તોપણ ઘણા સમુદાયે કરી નિશ્ચે થએલ છે તો તે વસ્તુ તેજ છે, એમ ધારવાને કલ્પિત વિચારોથી આથા ખસવું એ મિથ્યા છે. માટે ઉત્પત્તિ અને અનેક રીતે લયના આધારથી પરદેશી સાથે સ્વદેશીએ કેમ ચાલવું તે શ્રો-તાઓની નજર બાહાર નથી. પરંતુ મારા રેઢીઆલ વિચાર હોય તે બતાવી પવિત્ર શેવા બજાવવામાં શું હરકત છે?

દુનિઆની અંદર આટલી બાબત ઉપર ધાર છે. અહાર, મૈથુન, નિદ્રા, અને સુખ, તેઓ પરદેશી તરફ મોહોબત રાખવાથી જતી રેહેજ નહિ તેમજ પરમાર્થ અને સ્વાર્થને કાંઈ હાની પોચે એમ પણ નથી. તો તેઓની સાથે કદુતા રાખી પોતાનુજ હિત, સાધારણ રીતે ઈચ્છતા જાસ્તી કરવાને પરદેશીને શા સારૂ ધિક્કારવા?

(૭) પરદેશમાંથી કઈ કઈ ચીજ ગ્રહણ કરવી અને કઈ કઈ ચીજ ત્યાં મુકી આવવી?

અલબત આ દુનિયાની અંદર પૃથ્વિ, માણસ, અને જગતકર્તા એકજ રીતના છે. અને તે ઘણાએક સમુદાયે કરીને જુદા, જુદા, આકારની અંદર આપણને માલમ પડેછે. પણ એ વિચારવું એ ગ્નાની અને અવલોકન બુદ્ધિવાળા મનુષ્યને ઘટતું નથી. તો કઈ ચીજ પરદેશમાં મુકી આવવી, અને કઈ ચીજ ગ્રહણ કરવી, એનું બાજક કરવું એ વિસ્મિત થઈ પડેછે. પરંતુ જ્યારે આપણે સંસા-

રિક વેહેવાર વિશે અવલોકન કરવાને બેસીએ છેએ, ત્યારે દુનિયાં જે ફાંદાની અંદર પડેલ છે, તે ફાંદાનો ઘટતો લાભ વિચાર પૂર્વક બતાવવો એ ઘણું કરી અવશ્યકછે. નીચે મુજબ દેશાંતરોમાં તફાવત.

૧ બોલીનો તફાવત. (બાર ગાઉએ બોલી બદલાય).

૨ પેહેરવેશનો તફાવત.

૩ ઘરના બાંધણીનો તફાવત.

૪ ખાનપાનમાં તફાવત.

૫ હવા અને પાણીનો તફાવત.

૬ માણસની કુદરત અને જ્ઞાનઇંદ્રીનો તફાવત.

૭ નવીન ચીજો બનાવવી, અને તેની અંદર હસ્તક્રિયા વાપરવી તેનો તફાવત.

૮ રાજ્યદંડ સંબંધી પ્રથક પ્રથક નિયમો વ. કાયદા.

૯ પૈસાના ચલણનો તફાવત.

આ સરવે તફાવતો પરદેશમાંથી આપણે ગ્રહણ કરવા કે શી રીતે ? અને તે ગ્રહણ કરવાથી આપણે પરદેશ જઈ આવ્યાનું સારથક કર્યું એમ કેહેવાને કાંઈ બાધ લાગશે, કે શી રીતે ? આવી બાબતનો જ્યારે જુસ્સો ઉત્પન્ન થાયછે, ત્યારે તેને બેસાડવા નીચે પ્રમાણે બોલવા રજા માગુ છું.

આપણને પેદા કરનાર કોણ છે ? દરેક દેશની સ્થિતિઓ બાંધનાર કોણછે ? અને જે ભૂમી ઉપર આપણો જન્મ થયોછે તેનો ખરો માલિક કોણછે ! દેશાટણમાં જે ઉજડ. અને ફળદ્રુપ મેદાન, વસ્તી વગરનું જે જે જગાઓ ઘનઘોર અને રસિક જોવામાં આવેછે, તેનો બનાવનાર કોણ છે ! તરેહ તરેહનાં પશુ પક્ષીઓ એકાંત સ્થળોની અંદર મનુષ્યનાં ટોળા, અને નિવાસથી દુર જે જોવામાં આવેછે, તે પોતાના રમણિક ચેહેરાથી કલોલ કરતા આપણને દ્રષ્ટીત થાયછે, તેનો પેદા કરનાર કોણછે? અને તેને ખાનપાન ઇત્યાદિ પુરુષ કરનાર કોણ છે! એવી બાહારની અને અંદરની ચમત્કૃતિઓ વિશે, જ્યારે આપણે એ ઝપાટા જોઇ, અવલોકન

કરી વિચાર કરીશું તો મનુષ્યપ્રાણીની તાકાદ નથી કે, પોતે આટલું બધું સુખ, જે પ્રાણીને જેવું ઘટે તેવું આપી શકવાને સમર્થ હોય. જુઓ એક માણસ વિદ્વાન હોય, અથવા પોતા કરતાં પણ કદાચ વધારે સરસ કામ કરી શકે, તોપણ તેને નોકર રાખવો હોય, તો રાખવામાં ઊંચાનીચુ થવું પડેછે. મતલબ તાકાદ નથી, વળી કોઇને રોટલો પણ આપી શકતો નથી. તો દયા કરે, અગર બખસીસ આપે, એવો મનુષ્ય આ દુનિઆમાં છેજ નહિ, થવાનો પણ નથી અને થયો પણ નહિ, એમ પક્કી રીતે ખાતરનિશા છે.

મતલબ પરદેશની અંદરથી જે દુનિઆને વિષે આપણે સરજ્યા છૈએ. તે દુનિઆને વખતો વખત જોઇતી મદદ આપી ઇશ્વરી લીલાઓનું જ્ઞાન ગ્રહણ કરવાથી પરધામ પુગવાને અતિ સમર્થ થવાને મુસાફરી એ એક મ્હોટો ટેકો છે. પણ પોતાનું ઉદર પોષણ કરવાની અંદર જો અવયવને હલાવ્યા વગર બેધડકથી ઉત્પન્ન થએલી વસ્તુઓને ખાઈ જઇએ તો, છેવટ અપચો નીપજી ઇશ્વરે દેહરૂપી બાંધેલ ઘડીઆળને ટકોરો લાગવાથી, તેનું એકદમ બોધ પડવું થાયછે. માટે પ્રવાસ કરવાની સાથે એકલુ કાસદપણું વાપરવું નહીં, પણ આપણા કરતાં ધનાઢ્ય, વિદ્વાન, પુન્યવાન, શક્ષોનાં આચરણો જોઈ તે પ્રમાણે આપણને મળે, એવી યોજના કામે લગાડવાની તદબીરે કરવી. અને આપણુ કરતા જે જે ગરીબ, તેને વિપત્તિ અને દુઃખો, સહન કરવા પડેછે, તે દુઃખોને દુર કરવાને બનતી જોગવાઈ અને મદદ કરવી. આ ઇશ્વરી ખુબી મારા જોવામાં આવી, તેમજ કેટલાક પુસ્તકોમાં મેં વાંચી પણ છે, તેહેવી રીતે કે, ગરીબ કુટુંબ હર હમેશ સંપ, અને માયા મમતાની સાથે રહેલ જોવામાં આવેછે, અને શ્રીમંત કુટુંબ, હમેશ કલેશની અંદર રહેલ હોય, એમ જોવામાં આવ્યું છે. માટે ગ્રહણ કરવામાં ઉપર લખેલ વિશેષણ, જે ધરાવેતા હોય, એવા માનવોનું સુખ લેવું, અને દેશાંતરે આપણે પોતાની કીર્તિ, અને તેમાં વિશેષ કરી દરીદ્રિની દારિદ્રતા ટાળી, તેઓને સુખ આપવાને જે સાધનો ત્યાં

મુકવા પડે તે મુકી આવવા. એટલે આપણે પોતાની ફરજ સંપૂર્ણ રીતે બજાવી શક્યા.

સઘળા ભાષણ કર્તા, ગ્રંથ કર્તા પોતાનાં પુસ્તકો બનાવવામાં, અને વિવરો વાંચવામાં, ઈશ્વર સ્મરણ પેહેલ વેહેલું કરે છે. પણ મને આ નિબંધ પુરો કરી બોલવા સુજે છે. તેનું કારણ એટલુંજ કે, મારો નિબંધ તે સંપૂર્ણ બન્યાઈ રેહેશે કે નહીં ? અથવા શ્રોતાજનો મને દર્શનનો લાભ આપી મારા અલ્પ વિચારનો નિબંધ, સાંભળશે કે શી રીતે ? એવા તરેહવાર સ્વભાવિક મનનાં તુરંગો ઉડવાનાં સબબે કરી મારો મનોરથ જ્યારે પરીપૂર્ણ થયો, એમ આ સભાથી મારી ખાતરનિશા થાયછે. જેથી નિચે મુજબ વિશ્વંભરની પ્રાર્થના કરવા થિર કરી મારૂં ભાષણ સમાપ્ત કરવાની રજા લઉં છું.

**ત્રિભંગી વૃત્ત.**

હરી ઠામે ઠામે, કામે કામે, આઠે જામે, જોઉછું;
ઘટ ઘટ જઈ ચંપે, બહુ બહુ જંપે, હરખે કંપે, રોઉછું;
નહો [illegible]ચેશે, કંઈપણ પેશે, નાસ્તિક વેશે, ખોઉછું;
પણ પુન્ય પ્રતાપે, સુબુદ્ધી આપે, સુભક્તિ જાપે, સોઉછું. ૧
તન મન ભાતા, વિકારે માતા, કુસંપ થાતાં, હરજે તું;
સઉને વરદાતા, કર સુખસાતા, નિરોગી રાતા, હરજે તું;
ના જાતા પાપે, થઈ એ આપે, નરતન આપે, સરતે તું;
સંતોષે રેહેતા, જ્ઞાનજ ખાતા, જશગુણ ગાતા, કરજે તું. ૨
હરી શરણે તાહારે, આવ્યો સારે, ભુલ્યો જ્યારે, સંસારે;
ભવ પાર ઉતારે, મુકે કિનારે. વળી જે વારે, સંભારે;
હું માગુ લાડે, વિઘ્ન નસાડે, જુગતી સુજાડે. બાપારે;
યશ કર્મ દેખાડે, સંપ જગાડે, બહુજ રમાડે, સૌ સારે. ૩
જય જય જગ દેવા, વાણી લેવા, કરૂ સેવા;
હરી રંગ ફળ જેવા, અમૃત મેવા, અવર ન તેવા, રસદેવા;
દે બ્રહ્મ તું માદી, રૂડી પ્રસાદી, નિર્મળ સાદી, આબાદી;
ન કરે એકાદી, વાદ વિવાદી, વહેમનિ વાદી, મતી માંદી. ૪

———

નર્મ કવિતા.

# प्रस्ताविक बोधक वार्ताओ.

## વાર્તા ૧.

પાંચાળ દેશની અંદર, પંચવટી નગ્રીમાં પંચપ્રધાન નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને પાંચ રાણીઓ, તથા પાંચ પુત્ર હતા. તેનાં રાજ્યમાં વરસ દીવશે પાંચ લાખ રૂપીઆની પેદાશ હતી. તે કોઇનું કહ્યું માને એવા નહિ હોવાથી, રાજ્યમેહેલમાં, તથા રૈયતમાં ઘણીજ બેદિલિ રેહેતી હતી. અને કુટુંબવર્ગ એથીકરી, દીલમાં ઘણાજ હીજરાતા હતા. રાજાને, વ્યસન, વ્યભિચાર, અને દ્રવ્ય એકઠું કરવા ઉપર વધારે પ્રીતિ હોવાથી, જે, તે, યુક્તિ બતાવે, અથવા તેમાં ફતેહમંદી પમાડે, તેનાં ઉપર અતીશય પ્રીતિ ચોંટવાનો તેનામાં ગુણ હતો. કોઇપણ ઇસમને તે રાજ્યમાં નોકરી જોઇતી હોય તો, તે જો નજરાણું. અથવા સ્ત્રીવર્ગનો વગ લાવી રજુ કરે તો, નોકરી મળતી. અને આ ખાસિએત રાજાની સર્વને મશુહૂર હોવાથી, તે મુજબ જેને જેમ ફાવે તેવી વગે રાજાનું દિલ પ્રસન્ન કરી, પોતાનાં ધારેલી મુરાદે પોહોંચતા. આ મુજબ રાજાના હાલ. નોકરીમાં દાખલ થએલા, એવા હલકા સાધનનાં લોકો, કાળે કરીને, જ્યારે વહિવટદાર, થાણદાર, ફોજદાર, વિગેરે, જગા ઉપર દાખલ થાય, એટલે પછી તેઓનાં ડોળ અને રૈયત ઉપર તેઓની હાકમરૂપી દાબ બેસાડવામાં શી યુક્તિઓ ચાલતી હશે; તેનો ચિતાર સુજ્ઞજનોનાં દિલમાં આવવા જેવો છેજ.

આ નોકરી કરનાર લોકોનાં મુખ્ય વિચારો, આ—એક તો રાજાની પ્રીતિ હમેશ કાએમ રેહેવાની તદબીર, બીજી નજરાણામાં આપેલું દ્રવ્ય કોઇ પ્રકારે પાધું સંપાદન તુર્ત કરી લેવું, નોકરીનો કાંઇ ભરૂસો નથી, માટે રાજ્યભંડાર, તથા રૈયતના તરફથી જેટલું દાબ દબાણ અને યુક્તિથી ચુસાય તેટલું ચુસી લેવું. આ પ્રમાણે દરેક નોકરોનાં દીલમાં રાતદિવસ યુક્તિઓ શોધવાની ધ્વની ચાલ્યા કરે. નજીવી અને સાધારણ બાબતોમાં રૈયત પાસેથી પાંચ રૂપીઆ ઓકાવ્યા વગર દિવસ જાએજ નહીં. જો ભાગજોગે હાચી રીતે

કારભારીનાં દુખની અરજીઓ રાજા પાસે જાય, તો તે અરજી ઠેઠ હજુરમાં પહોંચાડવાને સારૂ તે બિચારી ગરીબ રૈયતને નિદાન સો બસે રૂપિઆ પ્રથમ ખર્ચવાજ પડે, અને તેમાં ફતેહમંદી પામવી, અથવા પોતાનાં ધાર્યા મુજબ હુકમ મળવો જોઈએ, એ વાત તો દૈવ આધીન રહેલી. એમ છતાં ધાર્યા મુજબ હુકમ મળ્યો તોપણ તેની બજવણી, માહાલનાં અધિકારીના હાથમાં રેહેલી, એટલે પછી તેઓ તેની બજવણી બરાબર કરશે કે નહીં; એ વાત તો મોહોટી ફુશંટ જેવી થએલી હોવી જોઇએ, એતો સ્વભાવિક છે; કેમકે તમામ નહાના મોહોટા નોકરો દરબારનાં મો લાગણીઆ અને ઉપર દર્શિત કર્યા પ્રમાણે વસિલદાર. આથી રૈયત બિચારીને અતિશય પરિતાપ, અને બે દાદી તથા પૈસાની ખુવારી વેઠવી પડતી હતી. તેઓ છેવટ રાજા અને કારભારી ઉપર નિસાસો નાંખી પોતાને ઘેર બેસી રેહેતા. દ્રવ્ય વગે કરવું, અનાથની માફક ફરવું. અને પોતાની વહુ દીકરીને બને તેટલી રીતે સાચવવા, એ શિવાય બીજો ઉદ્યમ તેઓને બિલકુલ સુઝતોજ નહીં. અને આજનો દિવસ કાંઈપણ વિઘ્ન આવ્યા વગર એમને એમ ગયો, એટલે તેઓએ એક મોહોટી માતબર કમાણી કીધી એમ સમજતા. પોતાનાં માહાલમાં સારો બંદોબસ્ત, તથા હોશિઆરી રાજા સાહેબને બતાવવાને માહાલોના વહિવટદાર, ફોજદાર, તેનો માત્ર એકજ રસ્તો હતો. એ એવી રીતે કે રાજા સાહેબને જઈ અરજ કરવી, કે હમારા માહાલમાં હમણા સારો પોંક પાકેલો છે, (વ.નીનો,) તથા ચણાના ઓળા સારા આવેલા છે, તે આરોગવાને પધારો. પટેલ નજરાણું અમુક રૂપીઆ આપશે. એ મુજબ લાલચ બતાવી, માહાલમાં લાવે. કોઈ એકાદ ગામે મુકામ કરાવે. સારી મિજવાની આપે, સારો શરાબ પાય, અને ગામની મગદુર માફક હજારે પાંચશે નજરાણાં કરે. સારી ઓરતો રજુ કરે. એ મુજબ બેત્રણ ગામે ફેરવી, એક સરખી સરભરા થઈ, એટલે રાજાસાહેબ પ્રસન્ન થઈ માહાલનો બંદોબસ્ત સારો છે; વહિવટદાર, ફોજદાર, માહાલમાં સારૂં કામ કરેછે. એમ પોતાનાં પ્રધાન વિગેરે મંડળી આગળ વાતો કરી,

માંહાલનાં અમલદારોને રીઝવી, સ્વારી કુચ કરે. પછી પછાડી, ખિજમતદાર, ચોપદાર, ને મશ્કરા, તથા બીજા તેવાજ રાજાના મોં લાગણીઆઓને સારી રીતે વિદાયગિરી આપી, તેઓનું મન ખુશ કરી નાખે. કેમકે હમેશ તેની સાથે એ લોકોને કામ રહેલું. સ્વારી ગઈ કે, જે કાંઈ વધ્યું ઘટ્યું રહેલું હોય, તે થાણદાર સાહેબ પોતાને ત્યાં રાખે. જે ખર્ચી, પોતાને, અને પોતાનાવાહન (ઘોડા, બળદ) ને વરસદાહાડો સુધી જવાબ આપે. પછી જેટલો ખર્ચ થએલો હોય, તેથી દોહોડો ફાળો કરી, રૂપીઆ ઉઘરાવી લે. આ મુજબ તજ-વીજ વરસોવરસ થયા કરે. તેમાં રૈયત બચારીના ભોગ. આવી રીતે અમીર લક્ષણનાં રાજા, તેનાં જમાદાર, ચોપદાર, પણ તેવાજ અમીર ઉમરાવ, રાજાની કચેરીના બેસનાર પણ (લૂટણીઆ.) અ-મીર સ્વભાવના ત્યાં પછી આબાદાનીનું કાંઈ કમી પણું રહ્યું ! પુછવું શું ! કેટલીએક રૈયત તે રાજ્યમાંથી ઉચળી, બીજા રાજ્યનાં ગામોએ ગઈ, જે રહ્યા સહ્યા તે પિડા પામવાથી દિલ્લી દર-બારમાં ગયા. ત્યાં એક બે વખત ટીકી લાગે નહીં એટલે પાછા નિશ્વાસ નાંખતાં ગામે આવે. છેવટ દાદ પહોંચે તોપણ તેની ત-પાસ જ્યાંથી અંધારાનું ઉદય પામેલું હોય તે સ્થાને જાય. ત્યાં પા-છો ઉદય સમજવામાં શી રીતનો આવે! આમ અથડાઈ કુટાઈ છેવટ મરણીઆ થઈ આમથી તેમ ભટકીઆ મારી, કોઈ વકી-લની, કોઈ બારિસ્ટરની, કોઈ કારભારીની ઓથો લઈ, હજારો પૈસા-ખુવાર મળવી, સમુદાએ દાદને પહોંચે. તેમ થવાથી રાજા ઉપર ઈતરાજી થતાં છેવટ, તે રાજ્ય, ન્યાયની ખાતર જપ્ત થઈ, બધી ઈનસાફની લગામ સરકાર પોતાના હવાલામાં લેવાને ધારણા બાંધે. એ કાંઈ આશ્ચર્ય સરખુ નથી. કાળાંતરે અતિશય જુલમથી એ મુજબ થયુ. રાજાને પોપટની માફક પાંજરે નાંખી મુક્યો. એટલે જે અનીતિવાન કારભારી, તેના જમાદાર, અને અમીર ઉમરાવ તેડ ભાગી ગયા. તેઓ પછી હાલી અમીરનો ડોળ કરવા મંડી, પોતાનો કાળ કાહાડવા લાગ્યા. એવાજ ઉપરથી આ નિચેની કેહે-વત રચાએલી હોવી જોઈએ.

કેહેવત—સબ મીર મરગએ અબ રેહે ગઈ કોથમીર.

અર્થ—સઘળા અમીરો મરી ગયા. હવે કોથમીર રેહેલી છે. આ ઉપરથી એમ નિશ્ચય થાયછે કે પ્રથમના અમીરો પરોપકારી, નીતિવાન, દયાવાન, ધાર્મિષ્ટ વિગેરે સદાચરણના હતા. અને હવે માત્ર સાપ ગયા ને લીસોટા રેહ્યા છે. ઉલટું આપણું વઅશ્રોચન કરે એવા છે. માટે તેઓના ઠાલા દિમાકથી અંજાઈ તેઓના ફાંસામાં ફસાતા નહિ એ ઉપર પુરતો લક્ષ રેહેવા સારૂ આ હકીકત વાર્તારૂપે દર્શિત કરેલી છે. હવે રાજાના જમાદાર સાહેબ પોતાની આગલી આબરૂ જાળવવાને શું તદબીર હમેશ કરેછે, અને તે કેવા દુરદશામાં આવેલા છે; તોપણ મિયાં માંદા ને તંગડી ઉંચી એની કેહેવત મુજબ આબરૂ જાળવે છે, તેનો એક ચીતાર નીચે પ્રમાણે દર્શાવું છું.

વાર્તા.

ઉપલા રાજ્યમાંથી નીકળી ગએલો એક જમાદાર હતો, તેને એક રોજ પોતાના સોબતીઓને ત્યાં મેહુલમાં કુસંબા પાણી લેવા સારૂ જવાનું હતું. દોસ્તોની જાહેર મીજલસમાં જવું, એટલે સારા પોશાકથી નામ પ્રમાણે જવુંજ જોઇએ. તે ઉપરથી ધોબીને ત્યાંથી સારાં કપડાં ભાડે લાવ્યો. એક બે ઓળખવાળી જગાએથી હથિયાર લઈ આવ્યો. બની ઠની દુધમાં ધોએલા જેવો બન્યો, પોતાની પાસે જે રસોઈ કરનારો ચાકર હતો, તેને કહ્યું, કે ઘરમાં હંડીમાં દોઢ શેર ખીચડી છે, તે રાંધી મુકજે. એટલે હું કસુંબાપાણી લઈ આવું છું. ચાકરે કહ્યું "બોત ખુબ" જમાદાર મેહુલમાં કસુંબાપાણી લેવા સારૂ ગયા, ત્યાં બેઠા છે. ઘણો વખત થઈ ગયો. ચાકરે ચુલા ઉપર ખીચડી હાંલ્લામાં મુકી. અંદર નાંખવાને મીઠું મળે નહીં. એક હાલું જોયું. બીજુ જોયું, તેમજ પાસે પૈસો મળે નહીં, તથા ગામમાં શાખ જોઈએ તો આમળા જેટલા મીંડાની તેથી છેવટ નિશ્ચય કર્યો કે, હવે જમાદાર સાહેબને જઈ સમસ્યામાં સમજાવું. પછી પોતે જરા બની ઠની, શાન સૌમતથી, જમાદાર સાહેબ પાસે મીજલસમાં ગયો, ને ઘણીજ અદબથી બોલ્યો કે,—

"ખાન ખાનાં તોકે, નફરે નફરોનાં."

"તોકે બિરીઆન બીનાં દેગ હરાનાં."

આ વાત ઉપરથી જમાદાર સમજી ગયા કે, ખીચડીમાં નાંખવાને મીઠું નથી, તુર્ત પોતે ઠાવકાઈ રાખી જવાબ વાળ્યો કે,—

"પાંચ પિસ્તોલ બેચકે, ગુલાબી દાનાં આના."

ચાકર તુર્ત સમજી ગયો, કે ઘોડાની ઘાસ ખાવાની પાંચ પુળી વેચીને મીઠું લાવ. આ મુજબ મીઠું લાવી, જેવો રસોડામાં પેસી જુએછે તો ખીચડી ઘણીવારથી મૂકેલી, તેના ઉભરાથી દેવતા હોલવાઈ ગએલો છે, હવે તેને સંકારીને દુરસ્ત કરવા સારૂં. બળતણ સોધવા ઉભો થઓ એટલે કૂતરૂં ઘરમાં તુર્ત પેસીને હાંલ્લીમાં મોહોડું ઘાલી ખાવા મંડ્યું. એટલે થોડીવારે બળતણ લઇ આવી જુએછે તો કૂતરૂં હાંલ્લામાં મોહો ઘાલી બેઠુંછે, તુર્ત તેને હાંકવા માંડ્યું, હાંલ્લામાં મોહ પેઠેલું તેથી આંધળો અને બાવરા જેવો બનેલો માણસ હોય તેમ તે નાસવા જાયછે, પણ રસ્તો સુઝે નહીં. પછી ભીંત આવી, તેમાં હાંલ્લી અથડાઈ એટલે તળીયુ જુદુ પડતાં આંખ તથા મોહો કુતરાનાં ખુલ્લાં થયા. પરંતુ હાંલ્લીનું કાંઠલુ ગળામાં ભરાઈ રહ્યું. તે ગળામાં ભેરવેલું રહેતાં બાઇ તો નાઠા. આમ ખીચડીની વ્યવસ્થા થવાથી, મીઆભાઈ ભુખ્યા રેહેવાના માટે તમામ હકીકત જાહેર કરવાને ચાકર નિકળ્યો, ઘરમાં બીજી ખીચડી નહીં કે મૂકે. મિજલસમાં ગયો, જમાદાર બેઠા હતા, ત્યાં જઈ અદબથી પોતે બોલ્યો કે,—

"ખાંનખાંનાં, તોકે નફરે નફરોનાં;
તોકે અપને મેહેલમે, ધીંગ મસ્તાનાં;
તોકે કુત્ત રખાકે, સબી નુકસાનાં;
તોકે ગળેમે કંઠમાળા,ને હુડક બેદાંનાં."

આટલું કેહેતાંજ જમાદારનો કસુંબો ઉતરી ગયો અને ફિકરમાં પેઠો. ત્યાંથી તુર્ત ઘેર આવી, ઉધાર સુધાર કરી, ખીચડી રાંધી, ખાધી. પછી ત્યાંથી ચાકર ને જમાદાર પોતાનું નસીબ અજમાવવાને સારૂ દેશાંતર નિકળી પડ્યા. એ મુજબ ઘણા રજવાડા જોયા.

કોઈ ઠેકાણે પોતાનો પત્તો લાગે નહીં, પછી કેહેવત મુજબ દરિઆની યાચના કરવા સારૂ સમુદ્રકાંઠે ગયા. ચાકરને કાંઠે રાખી, પોતે દરિઆમાંથી મોતી કાહાડવાને પડ્યા. ડુબકી મારે ને બાહાર નિકળે, તો જળમાં શંખ નીકળ્યા. એમ ઘણું યત્ન કર્યું પણ સઘળું વ્યર્થ ગયું, પછી નિરાશ થઈ બાહાર નીકળી કવિત બોલ્યો કે.

"દળદર ગયા દરીઆવકું, કરમ લગા સાથ.
મોતી ખાતર ડુબકી મારી, શંખ લગા હાથ."

અર્થ—દળદ્રી માણસ દરિઆ પાસે યાચના કરવા ગયો તો પણ નશીબ સાથેનું સાથેજ. મોતી મળશે એવા હેતુથી દરિઆમાં ડુબકી મારી તો, મોતીને બદલે શંખ મળ્યા.

આ તમામ બાબત ઉપરથી સાર.

માણસને જ્યારે અધિકાર પ્રાપ્ત થાય, અથવા પુશ્કળ દ્રવ્ય મળે, ત્યારે છલકાઈ ન જતાં પોતાથી હલકા, અને જે આશ્રિતપણું ધરાવતા હોય, તેને યથાસ્થિત નીતિપૂર્વક ઉપકાર કરવો કે, જેથી કોઈ દિવસ પડતી આવે તો, તેમાં તેઓ સાહ્યભુત થતાં અતિ દુઃખ પડવાનો સંભવ આવે નહીં. માણસે તેટલાજ સારૂ નીતિથી વર્તવું, એ જે શાસ્ત્રનો ઉપદેશ છે તે બરાબર છે. એમ સમજી, બાલ્યાવસ્થા, યુવાવસ્થા, કુમારઅવસ્થા, અને વૃદ્ધાવસ્થા, એ અવસ્થાનાં જુદા જુદા સોબતીઓનાં જુદે જુદે વખતે જે અમલો આવશે, તેને ક્રમે કરી, ઓળંગી જવા જોઇએ. અને એક સરખી રીતે ચાલે એ ઉપર લક્ષ રાખી વર્તન રાખવું. કેહેવતછે કે,—

સંપત્તિથી રાચવું નહીં, ને, વિપત્તિથી મુઝાવવું નહીં.

અર્થ—લક્ષ્મી દેખીને રાચવું નહિ, દુઃખથી મુઝાવવું નહિ.

દુઃખ અને સુખનો જોડો છે. એ વાત અલબત ખરી છે, તો પણ તેને સારૂ બનતી નીતિથી ચાલવું, એથી કરી, પ્રતિષ્ઠાને ખામી પોહોચે નહી. ને આપત્તિ વખતે કોઇને પણ દયા પેદા થાયજ.

વાર્તા.

"આફ્રિન છે તારી અક્કલને."

મેવાડ મધ્યે ભિરપુર નામનું એક નગ્ર હતું. ત્યાં ધનમાળશાહા નામનો એક પ્રખ્યાત શેઠ રેહેતો હતો. તેને પેટે પ્રજા કાંઈ નહોતું.

આ પુરૂષ બંને જુવાન અવસ્થામાં હતાં. એ શેહેરની આસપાસ નાહાનાં નાહાનાં ગામો ધારાળા લોકો (ભીલ ઠાકરડા) ની વસ્તીનાં ભરેલાં હતાં. તેઓનો પ્રખ્યાત ધંધો, ચોરી, ધાડ, હંગામો, વિગેરે બીજો કાંઈજ નુહોતો. એક દિવસે લાગ જોઈ એ શેઠનું ઘર ફાડવાનો વિચાર કરી ત્યાંથી અનંગળ લક્ષ્મી લાવવાને વિચાર કરેલો. તે મુજબ પંદર વીસ આશામીની ટોળી એકઠી થઈ. એક દિવસે જવાનો નિશ્ચય કર્યો. આણીમેર ધનપાળશા, જાતે બખીલ હોવાથી દ્રવ્ય પ્રમાણે સાહેબી રાખેલી નહીં. તેથી તેની પાસે ચાકર નફરનું નામજ નહિ મળે; તો પછી રક્ષણને સારૂ સીપાઈઓ, દરવાન, તથા આરબ મકરાણી તો હોયજ ક્યાંથી? આ લક્ષ્મીને સાચવવાને તેનાં દીલમાં બહુ કાળજી, પણ કોઈને નોકર ન રાખતાં પોતાની મેળેજ તેની રક્ષા કરવી. એ વિચારથી પોતાની ઓરતને તેણે કહ્યું, કે આપણે સંસારનો સઘળો લાહાવો, સવારથી સાંજ સુધી લેવો. અને રાત્રે જાગવું. જાગવાને સારૂ કાંઈ હેવી તજવિજ કરવી કે, તેમાં ગમત પડતા રાત્ર નીકળી શકે, તે ઉપરથી તેઓએ હેવો ઠરાવ કર્યો કે રાત્રે આપણે ચોપટની બાજી ખેલવી. જેથી રાત્ર ગમતમાં જતાં નિચે કોઈ આવી રસ્તામાં ઉભુ રહેશે; તો આપણા પાસાના અવાજથી તે જાણી શકસે કે આપણે જાગીએ છેએ. આ મુજબ હમેશ રમત થયા કરેછે, એકરોજ દૈવ ઇચ્છાથી શેઠને કોઈ ગામે વેપારનાં કામ સંબંધે જવાનું ઠર્યું, અને તે જો પોતે નહિ ત્યાં જાય, તો ઘરમાં બે હજારનો ગોદો વાગે એવું હતું. તેથી તેણે પોતાની ઓરતને ગામ જવા વિશેની હકીકત કહી. એટલે તેણીનાં તો ગાત્ર શીતળ જેવા થઈ જતાંજ એકદમ હઇયું ભરાઈ આવ્યું. પોતાના સ્વામીની આવતા સ્વાગતાથી થોડીવારે જરા શાંત થઈ. પછી જવાની તૈયારી કરવાને સારૂં તે શેઠ ગુંથાયા. અને રાત્ર કેમ કાઢવી, તે બધી તદબીર બતાવી. અને કહ્યું કે જે મુજબ આપણે નિત્ય રમતા હતાં તેમ રમ્યા કરવું. એક દાવ પણ ખાળવો નહીં બાજી બધી પાકરી રીતે માંડવી, અને એક સોકટું બીજા સોકટા સાથે જેમ આપણે હાથથી મારામારી કરતાં હતા તેમ કરવું. એટલે નિચે

જે કોઈ આવશે તે જાણશે કે, ઘરમાં કોઈ જાગેછે, અને વસ્તી છે. તે વાત સ્ત્રીએ કબુલ રાખી, પોતાનો ધણી ગામ ગયો. રાત પડી એટલે પેલી સ્ત્રીએ તે મુજબ તજવિજ આદરી. આણી તરફ શેઠનું જવું થયું. ઘરમાં સ્ત્રી એકલી રહી. ચોરોએ વિચાર કર્યો કે, આપણે હવે પાછા ચોરી કરવા નીકળો. અને વિરપોરનાં ધનપાળ-શાને ત્યાંજ ખાતર પાડો કે હજારો રૂપિઆ હાથ આવેથી પછીથી વારંવાર ચોરી કરવાનું રહે નહીં. આ મુજબ ધારાળા લોકોએ નિશ્ચય કરી ગામથી સારા સુકન જોઈ રાતના નવેકને સુમારે નીકળી પડ્યા. વીરપુર ગામે આવ્યા, શેઠની બારી નીચે ઓટલા ઉપર બેઠા. કેટલાએક પાછલે બારણે ગયા, જુએછે તો બારીની તડમાંથી દીવાનું અજવાળું પડેછે. અને ઘરમાં ઠોકમઠોક ચાલેછે. એ ઠોકમઠોક શાની છે? એનો વિચાર કરતાં અને તપાસથી ચોકસરીતે એમ નીકળ્યું કે સોગટા કોઈ રમેછે, પછી તે બધા ચોરોમાં એક જે ચાણાખ્ય હતો, તેણે ખુબ વિચાર કરી, કહ્યું કે, અલ્યાઓ! આતો એક દાવ માત્ર ભર્યો જણાયછે. અને બીજી બાજુ ખાલી છે. માટે રમનાર એકજ શક્ષ હોવો જોઇએ. કેટલાએક રકઝકે એમ સિદ્ધ કર્યું કે ગમે તેમ હોય, પરંતુ હવે તો યાહોમ કરીને ઘરમાં પેસવું. કેમકે ઘણા દિવસથી બચારાઓ એ મકાન ઉપર હાથ મારવાને ટમટમી રહેલા હતા. તેઓ પાછલે બારણે ખાતર પાડી અંદર પેઠા. જેવા અંદર પેઠા, એવું પેલી સ્ત્રીના સમજવામાં આવ્યું કે, પેલી તો એકદમ જરાવાર બિલકુલ સ્તબ્ધ બની ગઈ. પછી હિંમત રાખી વિચાર કર્યો કે, હવે કાંઈ અકલ લડાવવી જોઇએ. તુર્ત તેને યુક્તિ સુઝી આવી. તે યુક્તિ તેણે કરવાની તજવિજ આદરી. તે આ પ્રમાણે. સારી રીતે પોતાનો પહેરેલો પોશાક ઠીકઠાક કરી, એક બે જે દાગીનાં હાલાઈમાં મુકેલા, તે તથા તોડાઓ સારા ઘુઘરા વાળા હતા, તે પેહેરી, બનીઠની, હાથમાં દીવાનું કોડીયુ લઈ નિચે ઉતરી, અને જાણે કોઈ પોતાનાં પરોણાઓને અથવા વાહાલાઓને દીવો બતાવવાને સારૂ જાયછે, તે મુજબ મનમાં કાંઈ પણ ભીતિનો આવેશ નહિ રાખતાં, બેધડક નિચે ઉતરી, અને જે ચોર

અંદર પેઠેલા હતા તેને કેહેવા લાગી કે, ભાઇઓ! તમે આવ્યા? કેમ એકલા છો કે, બીજા કોઈ સોબતીઓ સાથેછે ? જો હોયતો તેઓને આપણે આગલે બારણેથી બોલાવો. અંદર આવો. હું ઘણા દિવસથી એકલી પડેલી છું. તમો કોઈ મારી સંભાળ લેતા નથી? આજેજ પધાર્યા, અને વળી તે મને કેહેતા પણ નથી? એમ કહી કેટલીએક પ્રેમયુક્તિ પોતાનાં સ્વામીને ગાળો ચોપડી, તેઓને એવો ભાવ દેખાડ્યો કે, મારો સ્વામી બિલકુલ મને પસંદ નથી. અને જે તન મન અને ધન કહો તે તમેજ છો. આ મુજબ દર્શાવી પોતે નિચે દાવોબસ્તી કરી, ઉપર ચાલી ગઈ. અને બધાઓ અંદર આવ્યા. એટલે પાંચસાત તકીઆઓ એકદમ મુકી દઈ તેઓને આદરમાનથી બેસાડ્યા, પાનસોપારી, એલચી, લવિંગ, જાએફળ, જાવંત્રી દાલચીની, વિગેરે સામગ્રી સારી રૂપાની રકાબી સહિત પાસે મુકી, તેઓને સારી રીતે મુખવાસ કરાવ્યો. અને પછી પાસે બેશી સ્ત્રીચરિત્ર લડાવવા માંડ્યા. વખત ઉપર અરધો છેડો છાતીનો ઊંચો કરે, વખતે જરા પેટ ખુલ્લું કરે, વખતે પગ ઉપર હાથ મુકે, એમ કરતી જાય. અને તેઓમાંના દરેકને હૈવી રીતે આંખનાં ઇસારાથી સમજાવે કે, તેણી જાણે તેઓનીજ હોય. બધાનું મન પીગળ્યું કે, આ બાયડી આપણને મળે તો સારૂં. પછી બાજી રમવાની શિરૂ કરી. સ્નેહનાં બાણે કોઇની હિંમત તેનાં ધારેલા, અને કેહે તે વિચાર ફેરવવાની તે વખતે તાકાદ રહેલી નહીં. તેથી કેટલાએક જેઓ બાજી રમી જાણતા હતા, તેમાંનાં રમવા બેઠા. અને કેટલાએક તમાસો જોવા બેઠા, કે કોણ હારેછે, અને કોણ જીતેછે. આ પ્રમાણે બાજીની શરૂઆતથી સમાપ્તી સુધી બેસી જોયા કરતાં છેવટ પેલી સ્ત્રી જીતી એટલે બધાઓએ ખુશીના પોકાર કર્યા. અને તેથી હારનાર ચોરો જરા શરમિંદા પડ્યા. એવું જોયું કે, તરતજ તેઓને શાંત કરવાને ઘરમાંથી મીઠું પાણી અને બેચાર કડકા બરફીના લાવી આપ્યા. અને એવું બતલાવ્યું કે તમોજ મારા પ્રીય છો, કે આટલું રમતાં પણ જાણોછો એટલે જેઓની હાર થઈ હતી, તેની દલગીરી એક

બાજુ ઉપર રેહેતા, એકદમ તેઓનાં મનનું આકર્ષણ એમ થયું કે, જો કહીએ તો આજ આપણી પ્રિય, અને દુઃખભંજક ધર્મ પત્ની છે. માટે એ જે કહે, તે એના જીવની ખાતર આપણે કરવું. આ મુજબ ત્રણેજણોનું મન વેધી લીધું. પછી બધાઓની આગતા સ્વાગતા કરવા માડી, અને બોલી કે તમો બધા ભુખ્યા હશો. માટે કાંઈ રસોઈ બનાવશો? મને તો ચેન બરાબર નથી. નહીં તો હુંજ રસોઈ બનાવવાને શરૂ કરતજ. પણ મને તો બેચાર દાહાડા થયા મરડો થએલો છે; તેથી કાંઈ જીવને ચેન નથી. આ બધા પૈકી એક બુઢો, અને જેને સ્ત્રી ચરિત્ર ઉપર વિશેષ આશકતપણું નહોતું. તે બોલ્યો કે ભાઈઓ આપણે જે કારણ સારૂ આવેલા છૈએ, તેતો કરો! પછી જે થવાનું હશે, તે થશે. આ વાત તેની માર્મિક ચતુર ઓરત તરતજ સમજી જતાંજ બોલી કે, આ લો કુંચીનો ઝુંમખો, અને ચાલો મારી સાથે. હું તમને સર્વસ્વ દેખાડું, તે તમો બાંધી, અને પછી તો જમશો? કે ભૂખે મરશો. આમ કહી પોતે જાણે પોતાના પીએરના કોઈ ભાઈ બાપને પોતાની સમૃદ્ધિ બતાવતી હોય, તેવી બેધડક રીતે બધી ઇસકામત રજુ કરી. એક એક દાગીનાં, તથા મૌલ્યવાન ચીજો, તથા વસ્ત્ર વિગરે જોઈ ચોરો તો એવા ખુશ થઈ ગયા, કે જાણે હદથી જાદે. પછી તે સઘળું લાવી, ઓરડા આગળ મૂક્યું. વાસણો રૂપાનાં, તથા સુનાનાં, જે રેહેલાં હતાં, તે તમામ બતાવ્યા. એ તેનો ઝળકાટ જોઈ એવા તો ખુશ થયા કે, જાણે આજેજ આપણે કાંઈ દેવ પ્રસન્ન થયા છે કે શું? બધી ઘરની સમૃદ્ધિ જ્યારે નિકળી રહી, ત્યારે તેણીએ ચોરોને કહ્યું કે, આ બધાની સાથે મારે પણ તમારી સાથે આવવું છે જો? કેમકે મને તો બિલકુલ આ ઘરમાં ગમતુ નથી. અને મારો પીટ્યો ××× (ધણી) તો બિલકુલ નામરદ છે. માટે હુંતો તમારી સાથે આવવાની? માટે મહારા લેવાનાં જે કપડાં છે, તે ચાલો હું તમને બતાવું તે લો. અને એક બીજા તરફ આંગળી કરી તે પૈકી એક બે જે એના મોહમાં અતિશય લપટાઈ ગએલા હતા. એમ એની પૂર્ણ ખાત્રી થએલી. તેઓનો હાથ પકડીને તેણીએ પોતાનો સઘળો પોશાક તેને

સ્વાધીન કર્યાં. આ બધી ગડમથલ થતાં સુમારે એક વાગેલો. ઘરમાં એક ઘડિઆળ હતી. તેમાં તેણીને જોતા આવડતું, તેથી જોયું. ત્રણચાર કલાક કાઢવાને સારૂ તે સ્ત્રીએ બધાઓને કહ્યું કે, ભાઇઓ આને બાંધવાને કોથળાઓ જોઇશું, તે હું નીચેથી લાવુંછું; ત્યાં સુધી આ ઓરડામાં ભરો. અને તાળુ દઇ કુંચી તમારી પાસે રાખો. આ વાત કેટલાએકોએ કબુલ કરી. તે મુજબ તજવિજ કરાવી, પછી બોલી કે, હવે તમો જમી લો તો સારૂં, માટે હું તમોને ચુલો સળગાવી આપુછું. તો કંસાર, દાળ ભાત એટલું કરો. ખુબ ઘી લો. ખાંડ તૈયાર છે. તે ઉપર લઇ ખુબ જમો. પછી આપણે ચાલીએ. કે બીજે દિવસે સાંજ સુધી જો ખાવાનું નહિ મળે, તો પણ ફીકર જેવું રહે નહીં. આ વાત એકનુમતે સર્વને રૂચવાથી માન્ય રેહેતાં તાબડતોબ ચુલા સળગવાનાં શરૂ થયાં. બાઇ પોતે કાકડો મુકી ચુલો ફુંકવાની તજવિજ કરેછે કે, પાધરા તેના આશક પૈકી એકજણ તે કામ આટોપી લેવાને તૈયાર થઇ, ચુલાને ફુંકવા બેઠો. આ મુજબ તેણે તે કામ હાથ ઉપર લીધું, એટલે શેઠાણીએ વાસણોને કંટેવાળા*કરવાને શરૂ કર્યાં. તે કામ એ ચોરો પૈકી એક બીજો હતો તે કરવાને તૈયાર થઇ, શેઠાણીના હાથમાંથી તે કામ ઝડપી લીધું. આ મુજબ થતાંજ શેઠાણી જરા મળકાતી, અને નેનનો ઇસારો કરતી, પાથરી, પાધરી, દાળ, ચોખા, લોટ વિગરે કાઢવાને મંડી. તે કાઢીને તથા તેને સોગા કરીને, વીણી ચુંટી તૈયાર કર્યાં, કે એક ગમથી આધરણ વિગરે તૈયાર હતું, તેમાં આદમીની ગણત્રી મુજબ દાળ ઓગાઇ, શેઠાણીએ મરી મશાલો વિગેરે સર્વ સામગ્રી તાશકમા કાહાડી આપી, તે બધું શી રીતે તૈયાર કરવું. તેની તજવિજ અને સંક્ષેપ યુક્તિ ઇસારાથી સમજાવી. તેઓ તુર્ત તે વાત સમજી ગયા. એટલે પોતે ચોરોને કહ્યું કે, હવે હું મારે સારૂ થોડુંએક રાંધુ.તેમજ સાથે લેવાને કાંઇક સુખડીમાં ગોળપાપડી, અને થોડું ચણાનું દળ શેકી લઉં. માટે નિચેથી બીજા નાના વાસણ કાડી મારે સારૂ બનાવુંછું. એમ કહી પોતે નિચે ઉતરી, રાંધવાની સામગ્રી સર્વ તૈયાર કરી, ચુલો સળગાવ્યો, અને દાળ ભાત કંસાર બનાવ્યા, આશ્રીગમ

પોતાની રસોઈ તૈયાર થઈ એટલે પેસીગમથી ચોરોની પણ રસોઈ તૈયાર થઈ. તેઓને કાંઈ કાંઈ મિશે ઉપર જઈ ડોકાંઊ કરી આવી પાછી નિચે ઉતરી પોતાનું કામ આટોપવાની તજવિજ કરેલી હતી. જેથી તેઓનાં દિલમાં એક પકી ખાતનિશા દેખડાવેલી કે હું કાંઈ તમારાથી જુદી નથી. તેમ ખુશીની સાથે જોડે આવનાર છું. તેનીજ માત્ર તૈઆરીમાં ગુંથાએલી છું. વળી ઉપર જ્યારે જાય, ત્યારે તેઓમાં કાંઇની લાજ કાહાડે. કાંઇને મોહોટા નામે નામ પુછી બોલાવે. કોઈ નાહાનું હોય તેને દિએરજી કેહે. જેઠજી, ભાઇજી, વિગેરે ઉપમા આપી, તેઓની સાથે સારી રીતે લાડ કરતી જાય. આ સાંભળી તથા આવા લાડ જોઈ, ચોરો ખુશીખાખુશી થઈ જતાં. અને જાણે એક ઉત્સાહનો દિવસ હોય, એવા મનમાં હરખ પાંમી પ્રફુલ્લીત થતાં, આ પ્રમાણે રસોઇની તૈઆરી, હાંસ્યવિનોદથી બંને બાજુની પૂરેપૂરી થઈ. એટલે બધાઓ જમવાને સારૂ તૈઆર થયા. તેઓને સારૂ અથાણું દડીઆમાં લાવી. થોડું ગોળીઆનું, મેથીઆનું, રાઇતીનું, લીંબુનું, આદાનું, મરીનું, લસણનું, આંબાહળદરે, ખારેક, બિલાનું, વાંસનું, ગુવારનું, પીપેરનું, ખેળીઆનું, ગાજરનું, ગુંદાનું, એવા પ્રકારનાં નાંનાં વિવિધનાં અથાણા કાહાડી, પીરસવા શિરૂ કર્યા. તે અથાણાં જોઈ બધા તો એકદમ છક થઈ ગયા. તે પીરસાઈ રહ્યા કે, પાધરા, કંસાર, ઘી, ઉપર ઘોએલી ખાંડ પીરસી, દહાડો શિઆળાનો હતો તેથી, અને વળી રાતનો વખત, તેમજ ઘી, ઘણું ઉમદા હોવાથી એકદમ કંસાર ઠરી ગયો. સારી રીતે ઠર્યા પછી રાતનો વખત તેથી શાક નહિ બન્યું, તેમજ બજાર બંધ, તેની લાચારી શેઠાણીએ બતાવી. ને ભાત ભાતના પાપડ હતા. તે લાવી રજુ કરી, કહ્યું કે આને તળો, અને આ લો. થોડા કોચલાં છે, તેને તળીને કામે લગાડો. એટલે તે તમોને થોડીએક શાકની ગરજ સારશે એમ કહી, તેઓ પાસે તળાવી, થોડી વડી તળાવી. એ મુજબ સઘળી તજવિજ કરાવી, તે પણ પતરાળીમાં પીરસાવી. બાદ દાળ (રગડ) ઉકળતી હતી. તે ઊની ઊની મુકાવી. જમવાનું શિરૂ કરાવ્યું. આ મુજબ જમવાનું શિરૂ થયું, એમ તેણીએ જોયું કે

પાધરી નીચે ઉતરવાને જાણે પોતાને બહુ આકરૂં થતો હોય, એવો ડોળ બતાવી, બોલી ભલે ભગવાન, વળી ઊંચ નિચ શા સારૂ કર્યાં?. હશે! કે મારે એકલીએ નિચે જઈ જમવા બેસવું પડશે! એકલીનો તે બળ્યો અવતાર છે? એમ આંખમાં આંસુ આણી; બધાઓ પાસેથી ખુશીબાખુશીની રજા લઈ નીચે જમવાને ઉતરી. રસોઈ પીરસવાને એક બુઢા કઠિઆરાને રાખેલો. કે જે પછાડીથી જમવાને બેસે તો તે નિશ્ચિંતથી જમી શકે, અને જુવાનીઆઓને પ્રથમ જમવાની હમેશ હોંશ, અને આતુર રહેછે. તે મુજબ કરવામાં આવેલું હતું; પેલા ઉપરના જમનાર વાતના તડાકા મારેછે. દાળના સબડકા ઉપરાચારી મારેછે, એમ સંભળાયું, એટલે પેલી શેઠાણીએ હળવેથી આગલા બારણા ઉઘેડી, પોતાનાં ધણીના દોસ્તોને જગાડી, તેઓને આ બધી હકીકત કહી. અને ત્યાંથી આગળ આવી, બીજા બેચાર ધીંગા જેવા પડોશી, અથવા પોતાનાં ધણીનાં તરફથી પોરધાર થએલો, એવા આશ્રિતને જગાડી, બધી હકીકત સંભળાવી આવી. પોતાની વારે આવવાને હોંશ, નજીકમાં પોલીસ ચોકી હતી. તેનાં જમાદારને સંભળાવી આવી, અને એકદમ પાછી સાસરેર પોતાના ઘરમાં આવી. હળવે રહી જમવાને બેઠી, જમી રહી, અને પાનસોપારીનો વાટવો લઈ ઉપર ગઈ. બધાઓને ભાત પીરસવાનો વખત થએલો હતો. ભાત પીરસવાનું કામ ચાલેછે, પોતે તેને સારૂ તેઓનાં દેખતાં પાનનાં બીડા બનાવેછે. મહીં લવીંગ, એલચી, તજ, જાયફળ, મૂકી પાનનાં મોહોટા બીડા ધુંડપેટે વાળેછે, અને બોલતી જાયછે કે, આતો મારા દીએરજી સારૂ, આતો મારા રામજી જેઠને સારૂં, આતો માહારા ભાણુભાઇને સારૂ. એમ નામ દઈ હાસ્યવદનથી બીડાઓ તૈયાર કરી, કોઇને દાળ વધારે મૂકવાને આગ્રહ કરેછે, અને કોઇને ફરીથી કંસાર મુકાવવાને આગ્રહ કરી, બધાની સરભરા પ્રેમપૂર્વક, આદર સત્કારથી કરી લેતાં, તેઓ જમીને બધા હાથ મોહો ધોઈ રહ્યા કે, પાધરા, પેલી શેઠાણી જે જે જગાએ ફરી વળી કહી આવેલી, તેઓ વાહારે ચઢી આવ્યા. બારણા આગળથીજ ખુલ્લા હતા, એટલે તેઓ ઉપર ધસી આવ્યા. હુએ

છે તો, દસબાર આસામીઓ જુંગા જેવા પોતાની પડોસના ગામના ધારાળા ભીલ જોયા. તેઓ જર્માંને પાન ખાતા હતા, તથા બીડીઓ ફુંકતાં હતા. ચોરો પાસે હથિઆરમાં અણ્ણીઓ, અને બે તીર માત્ર હતાં. તેતો કાંઈક ખુણે પ્રથમથીજ પેલી શેઠાણીએ, વગે કરાવેલા હતા. એટલે હથિઆરમાં પાસે કાંઈજ નહોતુ. જે આડોશી પાડોશી વાહારે આવેલા, તે, કોઈનાં હાથમાં લાકડી,ને કોઈનાં હાથમાં ગેડી, કોઈનાં હાથમાં ફાનસ, ને કોઈનાં હાથમાં લઠ, ને કોઈનાં હાથમાં ડંકો. એક બે આવેલા તેતો પથરાની ફાંટ બાંધતા આવેલા, એક બે નીચે પાણી ભરવાનું દોરડું હતું તે લઈ ઉપર ચડ્યા. એટલે બાઈએ પોકાર કરી કહ્યું કે, આ કોણ આવ્યું? શેઠાણીએ બુમ પાડી દીએરજી? મારા પિટ્યાઓ, જાઓ, હુંતો આ લોકોની સાથે જવાની તેમાં તમારૂં શું જાયછે? મારો ધણી ઘરમાં નથી. તેથી મારી આબરૂ લેવા આવ્યાછો કે શું? એમ કરી ખુબ રડી પડી. જાણે પાસેનાં પડોશી જેને ખબર નહોતી, તેને જાણે જગાડતી હોય એમ તજવિજ કરી. એ પ્રમાણે થવાથી ચોરોને નાસવાનો માર્ગ બીલકુલ મળ્યો નહીં. તે પૈકી કેટલાએક પોલીસની મદદ લાવ્યા, અને તેથી જમાદાર, હવાલદાર, સીપાઈ વિગેરે આવી પહોંચ્યા. ઘણા માણસનું ટોળુ ઝામી જવાથી ચોરો સપડાયા. તેઓને પેલા સરકારી શીપાઈઓએ મુશકે ટાઢ કરા. ગેટમાં લઈ ગયા. ત્યાં તેઓને લઈ જતાં ચાર વાગ્યા. સવારે દસ વાગતે કોરટમાં કામ ચાલ્યું, પોલીસે તેઓનાં ઉપર તોહોમત સાબિત ઠેરવી, માજીસ્ટ્રેટ પાસે કમીટ કર્યા. ત્યાં ઈનસાફ થતાં ઉપલી તમામ હકીકત પેલી શેઠાણીએ કહી. ચોરો કબુલ થયા. તેથી તેઓને યોગ્ય સાશન કરી, પોતાનાં જજમેન્ટમાં કોરટે પેલી બાઈની અકલ વિશે આફરીન કરી, સાબાશી આપી. આમ થવાથી સધળા ખુશ થઈ, શેઠાણીની અકલની પ્રસંશા આખા નગ્રમાં ફેલાતાં, તેની ચતુરાઈનાં વખાણ થતાં, તેણીએ પોતાનો જાન, તથા માલ એક અકલથી બચાવ્યો, એ કાંઈ થોડી ચાતુરાઈ વાહ?

## વાર્તા

"વેળા વેળાની છાંયડી ફરતા ફરતી આવેછે."

ચંપાનગ્રી મધ્યે એક કણબી જે ખેતીનું કામ કરતો હતો, અને તેની પડોસમાં એક મીઆભાઇનું ઘર હતું, તે બંનો ઘણીજ ગરીબ. હ જાતમાં. પણ તેને તેનાં માબાપે પરણાવ્યાંહતાંખરાં. કણબીએ પોતાનાં વંશોથી ચાલતુ આવેલું ખેતીનું કામ શિરૂ કરી, ઘેર રહી, તેમાં જે નાગલી બાજરી મળે તે ઉપર પોતાનો ગુજરો કરી દિવસ આનંદથી પોતાની ઓરત સાથે કાહાડતો. "મીઆભાઇને ગામમાં ઘર નહીં, અને સીમમાં ખેતર નહીં." એ કેહેવત મુજબ હતું. "અજને ન દાંતને વેર" તેથી તેણે વિચાર કર્યો કે, હું કોઈ રજવાડામાં જઈ નોકરી કરી પૈસો એકઠો કરૂં. મુસલમાન જાતમાં સૈયદ કોમનાં લોકોની ઓરત અગર જો ગરીબ હોય, તોપણ, પડદાપોસથી રેહેછે, અને મરદ જાતે પાણી વિગેરે ભરી લાવેછે. જે રીતે હાલમાં નડિઆદ તાલુકામાં પાટીદારનાં બૈરાંઓ ગરાસીઆ થઈ એક જાતનો રીવાજ આદરી બેઠા છે. એટલે તેવે પ્રસંગે મરદને પાણી માથે મુકી લાવવું પડેછે. તે મુજબ મુસાફરીમાં સિપાઈભાઇને પોતાની ઓરતને ગામડે લઈ જવાનું બનેલું નહીં. કેમકે ન્યાતી રીવાજ મળેજ નહીં. પોતે પોતાની માના પાસેથી રજા લઈ પરદેશ ગયો. દસ વિસ ગાઉ પોતાનાં ગામથી દુર હતું, ત્યાં રજવાડામાં જઈ નોકરી મેળવી, સારી રીતે કામકાજ કરવાથી, જમાદારની જગા મળી. પાંચ સાત વર્ષ નોકરી કરી, એટલે પોતાનો દેશ સાંભરી આવ્યો. તેથી પોતાના ઉપરી પાસેથી રજા માગી રૂપીઆ બસેં ત્રણસે એકઠાં થએલા છે, તે સાથે હુંડી કરાવી લીધા. તેમજ કાંઈ સારી તળાઈ, ગોદડા. હકુમતનાં જોરથી કરાવેલાં, તે લીધાં. તેમજ કાંઈ બીજો નામીચો સરસામાન તે રાજ્યમાં મળતો હતો, તે લીધો. એક નહાનો સરખો બટ રૂ૨૫) નો ખરીદ કરેલો તે લીધો. અને પોતે પોતાનાં દેશ તરફ આવવાને નિશ્ચય કરી, ઉપરી પાસેથી ૬ માસની રજા માંગી લીધી. આણીગમ પોતાની ઓરત મોહોટી થએલી, તે સાસરે આવેલી છે, અને સાસરામાં સાસુ સિવાએ કોઈ મરદ મળે નહિ. ત્યાં રહીછે. પીએરમાં જે હતા તે તમામ મરણ પામેલાછે, એટલે તેને કાંઈ બીજી જગે જવાનો લાગ મળેજ નહિ.

તે પોતાને સાસરે અગર જો ધણી નહોતો, પણ મનવાળીને રહેલી છે. આણીગમ પેલા પડોસીની બાયડી એક રોજ સાવરણી લઈ બારણું સાફ કરેછે. એટલે પેલી ( ગામ ગએલા ધણીની ) પોતાની પડોસણને જે જુવાનીમાં સારી રીતે ફાલેલીછે, તેને જોઈ આ મુજબ વાસીદુ વાળતાં બોલી કે,—

"સમજસે ભડા કીસન, કે ઓતી કરે ને ઘર રહે."

આ મુજબ કહી પેલી સીપાઈની ઓરતને એમ મેહેણું મારે કે, લે તારો ધણી તો કમાવવા ગયોછે, તે મોહોરો બહુ મોકલાવશે કેને? ને જુવાનીનો બાહાર તો એમનો એમ જતો રેહેવાનો. આ મુજબ રોજ તેણીએ તો પેલી સિપાઈની ઓરતને મેહેણું મારવાનું શરૂ કર્યું. પેલી સિપાઇની બાયડી તો મનમાં ઘણુંએ હીજરાય, પણ ઉપાય નહિ એટલે કરે શું? પરમેશ્વરને કરવું છે, કે આણીગમથી પેલો જમાદાર, જે આ મેહેણું ખાનાર ઓરતનો ધણી તે રજા લઈ ઘર તરફ નિકળ્યો. અને નહાનાં સરખાં ટટવા ઉપર બેઠોછે. સાથે બે પરચુરણ સામાન ઉચકવાને વેઠીઆ રહી ગયાછે. હાથમાં એક રૂપેરી હુક્કો, તથા ઢાલ તરવાર વિગેરે બાજુએ બાંધેલા છે. ને ઘણા દીમાકથી ઘર તરફનો માર્ગ લઈ, ખુશી થતો આવેછે. હમેશ મિઆભાઈ પાસે પાંચપચાસ એકઠાં થયા, એટલે મોટા અમીરનાં દિકરા તે મુજબ આ માણસ, વળી જમાદાર થએલો, અને બસ માણસની ફેંટમાં હુંડી, રૂપેરી હુક્કો, બેસવાને ઘોડો, પછી પુછવું શું? કરમજલ કરતો આવેછે. પોતાનું ગામ આધકોસ ઉપર રહ્યું છે. ગામની સીમારમાં આવ્યો, એટલે તેણે વિચાર કર્યો કે, હવે કપડાં બપડાં બદલું. નદી છે, તેમાં જરા મોહો હાથ ધોઊં. ને બનાહ-નાને ઘેર જાઉં. તે કરવાને તેણે તૈયારી કરી, નદી ઉપર ગયો. ત્યાં હાથ ધોઈ જરા નિમાજ પડવાને બેઠો. એટલે જે બે વેઠીઆ હતા, તે પૈકી એક પોટલું મુકી પૈબાર કરી ગયો. નિમાજ પઢી રહ્યો, જુએછે તો, માત્ર ભાર ઉચકવાને એક વેઠીઓ રહેલો હતો. તેણે બીજા વેઠીઆને આમતેમ શોધ્યો, પણ તે કાંઈ હાથ આવ્યો નહીં, ત્યારે મનમાં ઘણોજ દિલગીર થયો, ને કેહેવા લાગ્યો કે યા અલ્લા!!

સારે રસ્તે કમબખ્ત મુંગા મુંગા આયા, જબ નોક આઈ તબ ભગ ગયા, અબ મેં ક્યા એ ગઠડી સીરકે ઉપર લેકર ગાંઉમેં જાઉ તો બી બડી હાંસી હોતીહિ ! તો બેહેત્તર હેકે, ઈસ સીમમેસેં કોઈ ખેડુત યા હાલીકુ પકડ કર લાઉ, ઓર ઈસકે શીરકે ઉપર ગઠડી રખકર ગાંઉમેં જાઉ. તોઈ મેરી આબરૂ હે." એમ વિચાર કરી આમતેમ ભટક્યો. અને એક ખેતરમાં ગયા તો, પોતાનો પડોશી કરસનિયો સીમમાં હોળ ફેરવ્યા કરેછે, તેને ઘણા વર્ષ થવાથી ઓળખાણ ભુલી ગએલો, તેમજ કરશનિઓ પણ ભુલી ગએલો, તેણે સાધારણ ખેડુતની માફક તેને કહ્યું કે, ભાઈ મારી સાથે જરા આ પાસેનાં નગ્ર સુધી ચાલ. નદીકાંઠે મારો સામાન છે, ઉચકીને ઘર સુધી મુકી આવ. ત્યારે કરશનિઆએ જવાબ આપ્યો કે, હમે કાંઈ વેઠીઆ નથી. ખેડુત છીએ, વળી કણબીનાં દીકરા છીએ. તારી વેઠ કરવાને હોળ ખેડતા નથી, તો જા નહીં આવીએ. વાત ખુબ હમે તપે ઉપર ચાલી. એટલે શીપાઈભાઈ બોલ્યા કે, તું ચલતા હે કે નહીં ? નહિ તો અબી ફટકારતા હું. ત્યારે કણબીએ જવાબ આપ્યો કે, જોઈએ તું શું ફટકારેછે ? તારૂં ગજુ શું છે ? એમ કહ્યું કે, મીઆભાઈ રાતાપીળા થઈ, પોતાની પાસે જે ઘોડાનો ચાબખો હતો, તેણે વતી બેચાર ગાંડ ઉપર અને વાંસામાં ફટકારી કાહાડ્યા. એટલે ચુપ થતાંજ, હોળ ખેડવાનું પડતું મુકી, તેની સાથે થઓ. સામાન ઉચકવાને ગયો, રસ્તામાં મીઆભાઈ એટલા બધા તેને ભપકો આપી બીવડાવા મંડ્યા કે, એકદમ ધોતીઆમાં બહાર જવાનું થયું. તોપણ તેવો, તેવો, ગાંસડી માથે મુકી ગામમાં ગયો. જે જગાએ મીઆભાઇનું ઘર હતું ત્યાં ગાંસડી મુકી. એટલે બનેજણાએ પરસ્પર ઓળખ્યા. પછી બોલ્યા કે, તું કરશનીયો કે ? ત્યારે કહ્યું કે, મીઆ જાફરભાઇ કે ? અરે મને શું કામ માર્યો ? મુઓ તું. ત્યારે જાફરભાઈ બોલ્યા કે, તું અવલસે બોલા હોત કે, મેતો કરશનિયા તબ એ સબ માથાકુટ મે કાયકુ કરત, તેરેકુજ સબ માલ સોંપકે મે ઘર ચલા આતા. અબ જો બાઈ હુઆસો હુઆ. જાકર તું તેરે ખેતમે, ઓર ખેડના શિરૂ કર. બળદ સબ સુને ખેતમે હોયગે.

ઘર પાસે હતું તેથી ઘરમાં આવ્યો. અને પોતાની બાયડીને કેહેવા લાગ્યો કે. "અરે સાંભળેછે કે" જરા પાણી લાવતો. જોયું કે, આ-આપણી પડોસનો ધગડો રજવાડામાંથી આવ્યો, તે વળી સાથે એક ઘોડું, અને વેઠીઓ લાવેલ છે. બીજો કેટલોએક-સામાન લાવ્યો છે. ઉચકનાર નહિ મળે તે મારે માથે મને મારી મારીને પોટલી મુકાવી. અને મારનાં ધાકથી મારેથી જરા પોતીઆમાં ચરકાઈ ગયું છે. આ વાત પેલી મિઆભાઇની ઓરત પાસે રહી, એક તડમાંથી સાંભળ્યા કરતી હતી. પછી તેણે તે પોતીયું કહાડી આપી, પોતાની વહુને ધોવા આપ્યું. ને બીજુ પોતિયુ બદલ્યું. વળી બોલ્યો કે, આપણો પડોશી, શું કરીએ, નહિતર હમણાં વાતનું વતેસર કરતજ. એમ કહી એડુત કરશનીયો તો સીમમાં ગયો. પેલી સીપાઇની ઓરતે આ બિના જાણતાંજ, મનમાં ખુશ થઇને બોલી કે, એ રાંડ મને રોજ મેહેણા મારેછે, તો કાલે એની વાત. બીજો દાહાડો થયો. સવારનાં પહોરમાં પેલી કણબણ બારણું વાળેછે, અને નિચે મુજબ બોલી કે—"સબસે બડો કીશન ખેતી કરે ને ઘર રહે" આ અવાજ કાન ઉપર આવતાજ પોતે તુર્ત સાવણી લઈ બાહાર નિકળી પડી, બારણું વાળવાને ઝડપથી શિરૂ કર્યું, ને બોલી કે—

"સબસે બડો સીપાઈ, જીનદેખે ઘડ કિલ્લા થર થરે".
ચાબક મારે દો ચારે, કીશન કાછડી અધ્ધ અધ્ધ ભરે.

આટલું કહ્યું કે, પેલી કણબણ એકદમ ચુપ થઈ ઘરમાં પેશી ગઈ, અને ફરીથી પેલી સિપાઇની ઓરતને છેડવાનું મુકી દેતાં પોતાની મગરૂરીનાં બોલ કેહેવાના છોડી દીધા, તેથીજ કેહેવત ચાલેલી છે. "વેળા વેળાની છાંયડી" તે ફરતા ફરતી આવેછે.

આ ઉપરથી માણસ માત્રે એટલોજ બોધ લેવાનો છે કે કોઈ માણસની નબળી સ્થિતી જોઇને તેને હસવું નહીં, અને સારૂ જોઇને પોતે ખુશ થવું નહીં. બુદ્ધિવંત પુરૂષે કોઇપણ આદમીનું દિલ નહિ દુખાવતાં પોતાનો કાળ, હાસ્યવિનોદમાં કાહાડવો. પરંતુ કોઇને પણ મેહેણાં ટોણાં કરી તેનું દિલ દુખાવવું નહીંજ જોઇએ. બુદ્ધિવંત પુરૂષનાં લક્ષણ શી રીતે ઓળખવાં તે ઉપર એક શ્લોક—

બુદ્ધિવંતનાં લક્ષણો.

**गीतहास्यविनोदेन, कालोगछतीधीमतां**

**અર્થ**—સારા સારા ગીતો સાંભળવા. વિનોદની મધુર વાણી કરી, પોતાનો કાળ કાઢવો, એજ બુદ્ધિવંતના લક્ષણ છે.

મુર્ખનાં લક્ષણો.

**व्यसनेनैवमूर्खाणां, निद्रायाःकलहेनच ॥**

**અર્થ**—મુર્ખ માણસ હમેશ વ્યસનથી ભરપૂર રેહેછે. કાંતો નિદ્રામાં વખત ગુમાવેછે. અથવા નહિ તો ક્લેશ કજીઓ કરી પોતાનો દિવસ ગાળેછે.

આ મુજબ માણસે નહિ કરવું જોઈએ. ઉપલા બોધ ઉપર વિચાર નિત્ય કરતા રેહેવો જોઈએ.

વાર્તા.

ઢોલા નગ્રી મધે, ઢોલા નવાબસાહેબનું રાજ્ય હતું, તેના તાબાનાં કારભારી તથા કચેરીમંડળ પણ "યથા રાજા તથા પ્રજા" એ કેહેવત મુજબનાંજ રેહેતા હતા. નવાબ સાહેબની સ્વારી એક રોજ શુકરવારને દિવસે બાર ઉપર બે વાગતાને સુમારે મસીદમાં નિમાજ પઢવાને સારૂ, સારો મોહોટો ઉમદા ઝભો પેહેરી, તેનાં ઉપર દોઢ એક શેર ફીત રહી ગઈ છે. અને માથા ઉપર દશશેરનાં આશરાનું મંદીલ, એક ખાસો શિરપેચ કીમતી મુકેલો છે. અને પેતે હાથીનાં મેઘાડંબર ઉપર ઝુલતા, અને મોહોટા શરીરનાં વાંકાચુકા મરોડથી પોશાક વિગરે તરફ નજર કરી બીરાજ્યા. સાથે શિરબંધી, તેમજ ઘોડેસ્વારો પણ પાંચ પચાસ રહી ગએલાછે. અને સ્વારી કુચ કરવાને માંડી. રસ્તે જતાં એક ફકીર ચાર પાંચ દિવસ થયા, ગામે સ્વાલ કરતો હતો. તેણે રસ્તામાં એક સિપાઈને પુછ્યું કે, આ કોની સ્વારી આવેછે? ત્યારે તેણે જવાબ આપ્યો કે, શેહેરનાં નવાબસાહેબની. ફરીથી પુછ્યું કે, એઉનું નામ શું છે? ત્યારે સીપાઈએ જવાબ આપ્યો કે, ખુદા સલામત રાખે, ગ્રાંહા પન્હાનું નામ "ફત્તુંલ્લાખાંન" છે. પેલા ફકીરે વિચાર કર્યો કે આપણે શહેરમાં

તો ખુબ ભટક્યા, પણ નવાબ સાહેબને તો કોઈ દિવસ સ્વાલ કર્યો નથી. માટે આ લાગ સ્વાલ કરવાનો ખાસો બેશ છે. એમ ધારી, પોતે હાથમાં એક મોહોટી સારી ડાંગ હતી, તે લઈ પેલો હાથી ચાલતો હતો તેનાં સામો આવી ફરી વળી નિચે મુજબ સ્વાલ કર્યો.

"અબે ફરઝુલ્લા તેરી ફરઝુલ્લિ"

"ફકીરોકું કુચ નિવાજ અલ્લિ."

આ મુજબ કેહેતાંજ નવાબસાહેબે પોતાનો હાથી ટપ ઉભો રાખ્યો, ને વિચારમાં પડ્યા કે, હવે એનું કેમ કરવું? એમ વિચારમાંને વિચારમાં અડધો કલાક થયો. કલાક થવા આવ્યો. પણ નવાબસાહેબ કાંઇજ તે વિશે વિચાર કરતા નથી. અને ઢીંગમુઠ જેવા ઉભા છે, કે એનો શું ઉપાય કરવો? પછી બધી સારબંધી થાકી. તે પૈકી એક બાહેરાવ શિપાઈ હતો, તેણે વિચાર કરી જોયું તો, ફકીરભાઈનાં સ્વાલથી આ સ્વારી અટકી છે. જાઉં તો ખરો. ફકીર શું સ્વાલ નાંખે છે. એમ કહી હાથી પાસે ધશ્યો અગાડી આવ્યો, ને જુએછે તો ફકીર માત્ર એટલુંજ કેહેતો હતો કે—

"અબે ફરઝુલ્લા તેરી ફરઝુલ્લિ."

"ફકીરોકું કુચ નિવાજ અલ્લિ."

આટલું કહ્યું. કે સિપાઈભાઈ ઝટ તે વાત સમજી જતાં પોતાની ખીસી જે ઘણા દાહાડા થયા ખોલી નહોતી, તેમાં ટપ હાથ ઘાલ્યો. અને મહીથી એક પૈસો કટાએલો નિકળ્યો. તે દાહાડી જેવો ફકીર ઉપર મુજબ ફરી લલકારી સ્વાલ કરેછે કે, તેવોજ બોલ્યો કે-

"ફકીર તેરી ફકરલ્લિ."

"તેરી કાયનાએત એક પેસુલ્લિ."

લો શાંઈ સાહેબ, એમ કહી ઝટ પૈશો હાથમાં મુક્યો, કે ફકીર આઘો ખસી જઈ હાથીને માગ આપ્યો. કે સ્વારી ચાલી. આવા અક્કલનાં બારદાનો દુનિઆમાં રાજ્ય કરેછે. શું ઈશ્વરની કુદરતછે? માટે માહારી સર્વ રાજા, નવાબ, અને સરકારને વિનંતી છે કે આવી જાતનું યા બીજી કોઈ જાતનું દુષણ પોતાને લગાડી લઈ દુનિઆમાંથી ન જવાય, તે ઉપર પુરતો રાજ્યકર્તાએ વિચાર રાખવો જરૂર છે.

## વાર્તા.

બ્રહ્મલોકનાં સુખનો પાર નથી. તોપણ તેઓ મૃત્યુલોક તરફ નજર કોઈ કોઈ વખતે ફેરવેછે. એક રોજ બ્રહ્માની સભા બીરાજમાન થએલી છે. ત્યાં ઈંદ્રરાજાએ સર્વને વૃત્તાંત પૂછ્યા, કે પૃથ્વિમધ્યે મૃત્યુલોકમાં સંપત્તિ, સુખ, આરોગ્યતા, અને વિદ્યાથી ભરપૂર, તેમજ પુન્યશાળ, તથા અજીત રાજ્ય કયુ છે? તેની શોધ કરવાને સારૂ પોતાના દુતોને મોકલ્યા. ચારે દિશા ફરીને આવ્યા. તો તેમાં એક ધારાનગ્રી મધ્યે આ સઘળી રીતનું જોવામાં આવ્યું. તે ઉપરથી બ્રહ્માને મનમાં વિચાર થયો કે, આપણે જોવું જોઈએ. દિશાઓ ફરતા, અને સઘળા રાજાઓને જીતી, પગે જીતનાં પુતળા બાંધતો, બાંધતો, ધારાનગ્રી મધ્યે આવ્યો. ત્યાં ભોજરાજાની કચેરી બેઠીછે. એવામાં પગમાં સો બસેહ સોનાંનાં પુતળીઆ બાંધેલો ચારમુખનો એક પુરૂષ આવીને કચેરીમાં ઉભો રહ્યો. કોઈને નમતો નથી. આમ તેમ જુએછે. એટલે રાજા વિસ્મય પામી સભામાંથી ઉઠી ઉભો થઈ બોલ્યો કે, આપનું પધારવું ક્યાંથી થયુંછે? અને આપનું આ દરબારમાં આવવાનું કાર્ય પ્રયોજન શું છે? તે કૃપા કરીને કહો. તે ઉપરથી થોડીવાર બ્રહ્મા સ્તબ્ધ થઈ કચેરીમાં ઉભા, ને બોલ્યા, કે હે રાજન? આ જે પગમાં પુતળાંછે તેટલા રજવાડાને હું જીતી આવ્યો છું, તેની નિશાની છે. અને તેજ કારણથી તને પણ હું પ્રશ્ન કરવા આવ્યો છું. જો માહારા પ્રશ્નનો જવાબ તું આપશે તો, આ જે પુતળાં છે, તે તને આપીને ચાલ્યો જઈશ. નહિતર તારી પાસેથી પગ પુતળું લઈશ. રાજા ઘણો ચતુર હતો, તે સમજ્યો કે, આવા ચારમુખ જેવો પુરૂષ આવેલો છે તે બેશક કોઈ મહાત્મા પુરૂષ હોશે. માટે ખુબ વિચારમાં પડ્યો. અને પછી ગંભિરાઈથી જવાબ આપ્યો કે, આપની મરજી હોય તે પુછો. બ્રહ્માજી પોતાનાં ચાર મુખથી એક એક પ્રશ્ન કરવા લાગ્યા.

૧. પેહેલા મુખે પુછ્યું કે, છે છે ને છે.

૨. બીજા મુખથી પુછ્યું કે, નથી નથી ને નથી,

૩. ત્રીજા મુખથી પુછ્યું કે, છે છે ને નથી.

૪. ચોથા મુખથી પુછ્યું કે, નથી નથી ને છે.

આ સ્વાલનો જવાબ આપો, નહીતર હાર્યાનું પુતળુ સવાશેર સોનાનું બંધાવો. આ પ્રશ્ન સાંભળતાંજ રાજાનાં ગાત્ર તો શીતળ બની ગયાં. પછી દિલમાં વિચાર કર્યો કે, આપણા રાજ્યમાં સવા લાખનો દરમાયો ખાનાર, માઘપંડીત, કાળીદાસ, તેમજ બીજા સારા સારા કવિરાજ છે. તો પછી એ બદલની આપણને શું ફીકર છે? જો જવાબ નહિ આપે તો તેઓનાં વરશાસન બંધ કરીશું. માટે હિંમત હારવિ નહી જોઇએ, પછી રાજાએ ચારમુખનાં મહાત્માને ઘણી સાબાસીથી જવાબ આપ્યો કે, આપ કૃપા કરીને ઉતારો લો, અને ભોજન આદિ કરો. એનો જવાબ આપને આજથી આઠમે રોજ આપીશું. અગર નહિ અપાય તો પછી આપને જીતનું પુતળુ બંધાવીશું. આ વાત ઘણાજ આર્જવ થવાથી કબુલ કરી પોતે રેહ્યા છે. આણીગમ રાજાએ પંડિતોની સભા ભરી, અને ત્યાં આ પ્રશ્નો કાહાડ્યા. અને હુકમ કર્યો કે, આનો જવાબ આઠ રોજમાં આપવાનો છે. માટે જો નહી અપાય તો, તમોને જે વરસ દાહાડે વરસાશન મળેછે, તે તમામ બંધ કરવામાં આવશે, એ ખચીત સમજવું. આ ઉપરથી પંડિત વર્ગમાં ઘણીજ ગડબડ થઈ ઉઠી. અને પરસ્પર વિચાર કરવા લાગ્યા કે, હવે કેમ કરીશું? સઘળા પોત પોતાને ઉતારે ગયા. કોઇને કાંઈ ખાવાપીવાનું સુઝતું નથી. અને દીગમુઢ થઈ લમણા ઉપર બે હાથ મુકી ખુબ સોચમાં પડ્યા. આવી રીતે સર્વ પંડિત અને કવિરાજનાં ઘરમાં ઉદાશીની છાયા પસરી રેહેલી છે. માઘપંડિતનાં ઘરમાં તેની સ્ત્રિ અને સરસ્વતિ નામની એક દિકરી હતી. તેઓ બંને જણાએ માઘપંડિતનો ચેહેરો ઉતરેલો, અને સોચમાં જોઈ પુછ્યું કે, આપ કેમ આજ ઉદાસ છો. એટલે તેઓ બોલ્યા કે, આપણને જે રાજ્યમાંથી સવાલાખ મળતા આવેછે, તે હવે બંધ થવાનો વખત લગભગ આવેલો છે. માટે ઉદાસીમાં બેઠો છું. તેની સ્ત્રિએ પ્રશ્ન કર્યો કે, આપણા કરતાં કોઈ મોહેટો પંડિત રાજસભામાં આવી આપણને હરાવ્યા કે શું! અથવા તેણે કાંઈ બદબો આપની કરીકે શું! અથવા

કાંઈ રાજાએ પુછેલા પ્રશ્નનો જવાબ ખોટો અપાયો કે શું? તેતો કૃપા કરીને કહો? ત્યારે માઘ પંડિતે કહ્યું ના, તેમાંનું કઇજ નથી. પરંતુ રાજાની સભામાં એક ચારમુખનાં કોઈ યોગીરાજ બિરાજમાન થએલા છે, તેઓએ ચારમુખથી એક એક પ્રશ્ન કાહાડી ચાર પ્રશ્ન કરેલા છે;તેનો જવાબ આપવાને સઘળા પંડિતોને રાજાસાહેબે ફરમાવેલું છે. તે પ્રશ્ન હેવા છે, કે શાસ્ત્રથી નિકળી શકે એવા નથી. તેમજ તે વિશે શાસ્ત્રમાં કાંઈ આધાર નથી, છતાં ફરમાવ્યુંછે કે આનો જવાબ આપો, નહીંતર વરશાસન તમો સર્વ પંડિતનું બંધ કરવામાં આવશે. આથી હું સોચમાં છું. સ્ત્રીએ તથા સરસ્વતી નામની જે પુત્રી ઉમર વર્ષ ૧૨-૧૩ની હતી, તેણીઓએ પુછ્યું કે,તે પ્રશ્ન શું છે, તેતો કહો? ત્યારે માઘપંડિતે જવાબ આપ્યો કે તમો બૈરા માણસને કેહેવાથી શું ફળ? જો હમણા ઘરમાં બીજો ભાઈ હોત, અથવા બાંપ સમાણો પુત્ર હોત, તો, તેની સાથે પણ વિચાર કરેલો ઉપિયોગનો, એમ કહી પોતે નિશ્વાસ નાંખી બેઠા છે. આ ઉપરથી પોતાની પુત્રી સરસ્વતી. જે સાક્ષાત સરસ્વતીનો અવતારજ હતો. તેને દિલમાં તુર્ત લાગી ગયું કે, મારા પિતાને પુત્ર નથી. અને હું પુત્રી, તેથી તેઓને ઓછું આવ્યું છે. માટે એઉ જે કેહે તે મારે પ્રાણ જતા સુધી કરવું. અગર જો એ કાર્ય નહીં બને તો દેહ ત્યાગ કરવો. એવી મન સાથે પ્રતિજ્ઞા કરી, પોતાના બાપને ઘણા કાલાવાલા કરીને પ્રશ્નો દરબારમાંથી શું મળેલા છે, તે પુછ્યા? પછી બાપે પુછેલા પ્રશ્નો કહી સંભળાવ્યા. પ્રશ્ન સાંભળતાંજ સરસ્વતી મુખથી ઓચરી કે, એ પ્રશ્નનાં જવાબ હું દરબારમાં કરીશ. અને તમોએ કેહેવું કે, આવા પ્રશ્નનાં જવાબ તે હમારે આપવા લાએક નથી. એવા જવાબ તો હમારા ઘરની બાયડી પણ આપી શકશે. એ બદલ મારી દીકરી સરસ્વતી આપનાં તરફ આવેલા ચારમુખનાં પુરૂષને જે દિવસ આપ મુકરર કરશો તે દિવશે આપશે. રાજા પ્રસન્ન થઈ પુછ્યું કે, તે શું છે? ખુલાસો તો કરો? જોઇએ કેવા જવાબ છે. ત્યારે કહ્યું કે, તે બદલ માહારી દિકરીએ કહ્યુંછે, કે તે વખતે એનાં જવાબ મળશે. હાલ ખુલાસો મળવાનો નથી. રાજાએ કહ્યું બહુ

સારૂ, તે દહાડે આપજો. પરંતુ આ વાત ચોકસ યાદ રાખજો કે, તે દિવસે જો બરાબર જવાબ નહી અપાતાં ચાર મુખનાં બ્રાહ્મણને પ્રસન્ન નહી કરો, અને તેના મનનું સમાધાન નહીં થાય તો, પછી વરશાસન બંધ કરવા બદલ જે સુચવેલું છે, તે કાયમ છે, એમ ખચીત માનવું. માઘપંડિત બોલ્યા કે, એ વાત તો કલેજેજ લખી રાખેલીછે. એ બદલ આપ વારંવાર શું કામ સુચનાં આપી અમારા અંતઃકરણને ભેદોછો. એ મુજબ વિચાર પરસ્પર દર્શાઈ સભા વિસર્જન થઈ. કાળીદાસ આદિ પંડિતો ઘણાજ સોચમાં પડેલા છે. કાંઈ સુજતું નથી. રોજ સભામાં આવે, બીજી ત્રીજી વાતો કરી, પોત પોતાને ઘેર ફીકરમંદીમાં પાછા ફીકા ચેહેરાથી આહ્યા જાયછે. જ્યારે આઠ દિવસનો વાયદો પુરો થવા આવ્યો, એટલે રાત્રે માઘપંડિતે પોતાની સરસ્વતી કુંવરીને ખોળામાં લઈ મિષ્ટ ભાષણથી કહ્યું કે, દિકરી! કાલે આપણા વદાડનો દિવસ છે. માટે તું કાંઈ તૈયારી તો કરતી નથી, ને હુંતો તારે વિષે દરબારમાં રાજા સાહેબને વાત કરી આવેલો છું. માટે તેની કાંઈ યોજનાં કરવા માંડીછે કે? ખાલી ફાંફાં છે? ત્યારે સરસ્વતીએ જવાબ આપ્યો કે, પિતાજી આપ નશ્ચિંતથી વાળુ કરીને ઊંઘો. એ બદલ આપને વધારે સોચ કરવાનું કારણ નથી. વળી હાથીનાં દંતુશળ બાહાર નિકળ્યા, તે એમને એમ પેસવાના છે? માટે સુખેથી બેસો. એ મુજબ કહી બીજે દિવસ પ્રાતઃકાળનો થયો, એટલે પોતાનાં પિતાનાં ઉઠતાં પેહેલાં સરસ્વતીબાઈ ઉઠ્યા. સૌચ, દંતધાવન, સ્નાન, વિગેરે કરી પરમેશ્વરની પ્રાર્થનાં કરી, સારા તરેહ તરેહનાં ઘરેણાં ગાંઠાં તથા કપડા પેહેરી, માતા પિતાની આજ્ઞા લઈ, બાહાર નીકળી, અને નગ્રમાં ધનપાળશાહા નામના જે અખુટ લક્ષ્મીથી ભરપૂર, અને જેની કીર્તિ એક રાજા તુલ્ય હતી, તેની પાસે પ્રથમ ગઈ. માઘપંડિતની પુત્રીને જોતાંજ ધનપાળશાહા ઉભા થઈ તેનો આદર સતકાર કરી કહ્યું કે, કેમ બેટા, આજ તમારે સવારનાં પહોરમાં આવવું પડયું? ત્યારે પુત્રીએ જવાબ આપ્યો કે, કાકા તમારૂં કામ દરબારમાં પડવાનું છે. માટે હું જરા જઈને

આવુંછું તેટલામાં નાહી, ધોઈ, ઈષ્ટપુજા કરી, તૈયાર રેહેશો,તો મારા ઉપર મોહોટી મેહેરબાની થઈ એમ માનીશ. તે વાત ધનપાળશાહે કબુલ કરી. પોતે દરબારમાં જવાની બધી તૈયારી કરી મુકી. આણી તરફ તેઓ તૈયાર થયા. એટલે તેણીને હમેશ જે પોતાનાં બારણાં આગળ દાતણ નાંખતી હતી. તે રસ્તામાં મળી, તેને કહ્યું કે આલી ઉકડી? તારે જરા દરબાર સુધી આવવાનું છે. ત્યારે તેણીએ કહ્યું કે. બાસાહેબ? મારે હજુ દાતણ વેચવાનાં છે. અને જુવાર તો બળી ટોપલામાં હજુ પાસેર પણ થઈ નથી? માટે કેમ કરૂં? ત્યારે સરસ્વતીએ જવાબ આપ્યો કે, તને આવવાને બદલે આજ દશ શેર જુવાર હું આપીશ. પણ તારે આવવું પડશે. માટે દરબારનાં દરવાજે જઈને બેશ. હું આવું ત્યારે મારી સાથે દરબારમાં આવજે. ને જો વધારે મળશે તો તારૂં નસીબ. ત્યાંથી આગળ ચાલતાં એક મોહોટી ખુબસુરત અને પ્રખ્યાત વારાંગનાને ત્યાં ગઈ, તેણીએ માઘપંડિતની દીકરીને જોઈ તેના સ્વરૂપથી લજ્જીત થતાંજ બોલી કે, હે પુત્રી, તમો કેમ આજે પધાર્યા? ત્યારે તેણીએ કહ્યું કે, જરા દરબાર સુધી તમારે પધારવું જોઇએ. ત્યારે ઝગમગ નામની વારાંગનાં બોલી કે, આજ દસ વાગતે એક રાજકુંવર માહારા તરફ આવવાનાં છે. તેમાં મને હજાર બેહજારની રકમ મળે એમછે. તો મને તો કૃપા કરીને માફ્જ કરો. ત્યારે સરસ્વતી બોલી કે, બેહજારની રકમ હું તમને આપીશ. જો પતીજ નહી આવે તો લો મારો મોતીનો છડો? એમ કહી જેવો ડોકમાં હાથ નાંખેછે કે, તેવો મ! મ! એમ કહીને કહ્યું કે હું હાજર છું. શું તમારી પતીજ નથી? તમો પણ મોહોટા શ્રીમંત અને રાજાનાં પુજ્ય ઘરનાં છો. પણ માહારૂં ત્યાં કામ શું છે, તેતો કહો? ત્યારે સરસ્વતીએ જવાબ આપ્યો કે. તમારે તો ફ્કત મારી સાથે દરબારમાં ઉભાજ રેહેવાનું છે. હું કહું કે. જાઓ, એટલે તુર્ત ચાલ્યા આવવું. માત્ર હાજર થવું એજ કામ બાબત તમોને બેહજાર મળશે. અને તેમાં તમોને પા કલાકથી પણ ઓછો વખત બનશે તો રોકીશ. કહ્યા મુજબ આવવાને કબુલ થઈ. ત્યાંથી પાધરી (પુત્રી) સરસ્વતી હરસિદ્ધ માતાની એક જગા હતી, તે

ઠેકાણે ગઈ, જે કે ગામને પાદરે હતી. અને પોતાના પિતાને કેહેવાડી એક વેહેલ સારી પોતાને ત્યાંથી જોડાવી મંગાવી. ને કેહેવડાવ્યું કે, ફલાણા ઠેકાણા ઉપર તાબડતોબ મોકલી દેજો. પોતે માતાનાં દર્શન કરી. ત્યાં એક તપસ્વી પુરૂષ તત્વજ્ઞાની સમાધીમાં પડેલા છે, ત્યાં જઈ પોતે તેઓનાં પગ ચાંપવાને બેઠી, કલાક, એક, બે, થયા. એટલે યોગીરાજે આંખ ઉઘાડી જોયું તો એક ઘણીજ ખુબસુરત અને સકુમાર કન્યા વરેસ ૧૧-૧૨ ની ઉમરની પોતાનાં પગ દાબેછે, તેને જોઈ ખુબ પ્રસન્ન થતાં, પ્રસન્નમુખે બોલ્યા, કે, કુંવરી માગ! માગ! તારે શું ઈચ્છાછે. જો તારી મરજી હોય તો તને રાજ્યમાં પટરાણી બનાવું; મોક્ષ જોઇએ તો તે આપું; રાજ્યલક્ષ્મી જોઇએ તો તે આપું; કોઈ દુશ્મન તને પીડિત કરતો હોય તો તેને ઠાર કરૂ. માગ! માગ! ત્યારે પોતે ગદગદકંઠે ઉભી થઈ ઘણાજ દયામણા ચેહેરાથી બોલી કે, આપ કૃપા કરીને મારી સાથે રાજદરબારે સુધી પધારો, આ વેહેલ બાહાર તૈયાર છે. ત્યાં આપને પાંચ મિનિટ રોકી તુર્ત પાછી આપને આ સ્થાને પોંચાડી જઈશ. યોગીરાજ બોલ્યા કે, મારે દરબારમાં આવવાનું પ્રયોજન નથી. એ વાત તું છોડી દઈ માગ જે માગવું હોય તે. એમ ઘણી રકઝગે, છેવટ પરમાર્થ કામ સમજી પોતે ઉઠ્યા, ને સરસ્વતી સાથે વેહેલમાં બેઠા. સરસ્વતી પગ દાબતી દરબારમાં લાવી. આણીગમ બધો દરબાર તથા ચારમુખવાળો બ્રાહ્મણ આવી બિરાજમાન થએલો છે. ત્યાં સરસ્વતી ચારેજણોને લઇને મુકરર કરેલા આસન ઉપર બેઠી. પોતાનાં આસન ઉપર યોગીરાજને બેસાડી તેઓની ચંપી કર્યા કરે છે. જ્યાં ચારમુખનાં બ્રાહ્મણે ઉચ્ચાર કરવાનાં શિર કર્યા કે, પાધરી પોતે ઉભી થઈ નમન કરી બોલી કે—

| | | |
|---|---|---|
| છે છે ને છે. | એનાં જવાબમાં | હું—ધનપાળશાને રજુ કરૂંછું. |
| નથી નથી ને નથી. | એજન | હું—દાતણવાળીને રજુ કરૂંછું. (વાઘરણ) |
| છે છે ને નથી. | એજન | હું—વેશ્યાને રજુ કરૂછું. |
| નથી નથી ને છે. | એજન | હું—યોગીરાજને રજુ કરૂંછું. |

એમ કહી બધાને રજા આપી. પોતે યોગીરાજને પાછા વેહેલમાં બેસાડી આસને પોંચાડી આવી. તેઓની પ્રદક્ષણા કરી માફી માગી. આ વાત થઈ રેહેતાંજ ચતુર્મુખી બ્રાહ્મણ પ્રસન્ન થઈ રાજાને બોલ્યા કે, હે રાજંન! હું તારા રાજ્યની અંદરનાં પંડીતોને જોઈ બહુ પ્રસન્ન થયો, કે મારા પુછેલા પ્રશ્નનો ખુલાસો કીધો. માટે તને તથા તારા પંડિતોને ધન્ય છે. અને આ જે પુતળા હું લાવ્યો હતો તે પણ હું તને બક્ષીસ કરૂંછું. એમ કહી થોડીવાર બેસી પોતે અંતરીક્ષ થઈ ગયા. બધા વિશ્મય પામ્યા, અને પછી નિશ્ચય કર્યો કે, આ વેળા ચતુરમુખી બ્રાહ્મણ કોઈ બ્રાહ્મણ નહોતા પણ સાક્ષાંત બ્રહ્માજી હોવાજ જોઇએ. કેમકે ચારમુખ તો ફકત બ્રહ્માનેજ છે. પણ એ સરસ્વતીની સમશ્યામાં કેમ પ્રસન્ન થયા, અને એમાં ગુઢાર્થ શું હતો, તે જાણવાની રાજાને વધારે અપેક્ષા થવાથી તેણે માઘપંડિતને પ્રશ્ન કર્યો. માઘપંડિતે તેનો જવાબ આવતી કાલે આપવાનો કહ્યો. તે મુજબ બીજે રોજ સભા એકઠી કરવાને મુકરર કરી રાત્રે પોતાની દિકરીને ગોદમાં લઈ પ્રશ્નનો ખુલાસો લીધો. અને સવારે તે બધો ખુલાસો દરબારમાં સભ્ય અને વિદ્વાન સભાસદ્ આગળ કરવામાં આવ્યો તે આ રીતે—

જેણે જગતમાં મોહોટા કૂવા, તળાવ, વિદ્યા, ધર્મશાળા, પરોપકાર વિગરે મોહોટા કામો કરેલાં છે, તથા નાતિથી ચાલ્યો છે, તેને આ અવતારમાં સુખ મળેછે. અને આ અવતારે જો તે તેવાજ કામો કરેછે, તેથી તે કિર્ત્તિવંત કેહેવાય છે. માટે હવે પછી જે અવતાર ભોગવશે, તેમાં પણ સુખ મળશેજ. માટે તેની ત્રણે અવસ્થા તેનાં કર્મ કહી આપેછે, એવા પુરૂષ છે છે ને છે. એવા આ, જે, ધનપાળશા તેને બતાવેલો.

નથી નથી ને નથી. એ બદલ જે આ વાઘરણ આવેલી, તેણે પૂર્વે પણ કાંઈ સુકૃત કરેલા નથી. હાલ પણ જીવડા મારી, તથા ઝાડો વિગરે કાપી, અઘોર કર્મ કરેછે. માટે હવે જે અવતાર ભોગવવો પડવાનો છે, તેમાં પણ તેવુંજ ફળ પ્રાપ્ત થવાનું છે.

જે ગુણિકા છે, તેણે પૂર્વે કાંઈ સુકૃત કરેલાં, તેથી રૂપ, રંગ,

અને મેહરૂપી આકર્ષણ શક્તિનું બળ મળી હાલ પણ સારી સમૃદ્ધિવંત ગણાય છે. માટે પૂર્વે પણ સુખી, હાલ સુખી, અને જે કૃત્ય હમણા કરેછે તે એવા તો અઘોર છે કે જેનું ફળ વિપરિત ભોગવવું પડવાનું છે. માટે છે છે ને નથી.

આ જે યોગી પુરૂષ છે. તેણે પૂર્વે કાંઈ દાન ધર્મ કરેલાં નથી. તેથી આ અવતાર દુઃખ ભોગવેછે. અને હાલ જે સત્કર્મ કરેછે, તેનાં ફળ તે સારા ભોગવવાનો છે. માટે નથી નથી ને છે.

આ મુજબ સમશ્યાનો બોધ છે. આટલું કેહેતાંજ સભા ખુશ થઈ, અને માઘ પંડિતને દશહજાર રૂપીઆનો દરબારથી તેજ ક્ષણે પોશાક થઈ, એક પાયરી દરબારમાં વધી. માટે સુજ્ઞ જનોને આ ઉપરથી એટલુંજ ગ્રહણ કરવાનું છે કે, દરેક કામ કરવાને સારૂ તેનો આદિ, મધ્ય, અને અંતનો વિચાર કરી, દુનિઆમાં વર્તન રાખવું જોઇએ. જેથી આપણું જીવન સફળ થતાં, દુનિઆમાં અમર નામ મુકી જવાય. કેહેવત છે કે—"મરદ મરે નામને, અને નામરદ મરે નાનને."

## ૧

## વાર્તા.

"દાનત તેવી બરકત"

આ ઉપર એક વાત—એક શેહેરમાં એક ડોસી હતી, તેને ખાવાપીવાનાં અતિશય વાંધા હોવાથી નિત્ય ઈશ્વરની સ્તુતિ કર્યા કરે, અને તેઓ પાસે માગે કે, ઓ પરમેશ્વર ! તું મને એક રૂપીઓ આપે તો હું તારા નામ ઉપર ચારઆના ધર્મ કરીશ. તે મુજબ ઘણા દિવસથી આવી રીતે અરજ કરવા ઉપરથી પરમેશ્વરે તેનો ટેક જોવાને એ વાત કબુલ કરી. એક રોજ ડોસી બાહાર વાસીદું વાળવાને જાયછે, તેવા એક રૂપીઓ જડ્યો. એટલે પોતે દિલમાં બહુજ મગ્ન થઈ. થોડીવાર તે રૂપીઆને આમતેમ જોઈ વિચાર કરવા લાગી, કે અરે! વળી એમાંથી તો ચારઆના પરમેશ્વરનાં નામનાં ધરમ કરવાનાં છે તો બળ્યા! પછી વળી મનસાથે કેહેવા લાગી કે, ક્યાં પરમેશ્વર જુએછે? કાંઈ કરવાનું નથી, એમ કહી રાખી

મુક્યો. વેહેલી, વેહેલી, જમી અને બજારમાં રૂપીઓ નાણાંવટીને દેખાડવાને ગઈ. જેવો નાણાવટીને રૂપીઓ બતાવ્યો કે, નાણાવટી બોલ્યો કે, બાઈ? આ રૂપીઓ તો મુલાકવાળો છે? એનાં બારઆના ઉપજશે, જોઈએ તો લે! પૈસા આપુ, કેહેતો પાવલી બેઆની આપુ, બેત્રણ જગાએ નાણાવટીને બતલાવ્યો; પરંતુ સઘળાએ તેજ મુજબ બારઆના આપવાનાં કહ્યા. એટલે તે વખતે તુરત નિસાસો નાંખી બોલી કે, ભલે ભગવાન? તું બી ભલો કે, માહારો ઈતબાર નહીં કરી આગળથીજ ચાર આના કાપી લીધા. પણ હુંતો મારા મનસાથે હસતી હતી. એમ કહી, પોતે શરમીંદી મનસાથે પડી ગઈ. અને ચુપકીથી ઘેર રૂપીઓ વટાવીને ગઈ.

## વાર્તા.

એક નવલપુર ગામનાં નગ્રમધ્યે, નવલશા હીરજી નામનો મોહોટો સાહુકાર રેહેતો હતો. તેને બધા કરતાં વધારે આબરૂ મેળવવી એ ઉપર વધારે ઉમંગ હતો. તેથી જે કોઈ બ્રાહ્મણ, બ્રહ્મચારી, યોગી, વિગેરે આવે તેને યુક્તિ પુછે. આવીજ રીતે એ નગ્રમાં જે રાજા હતો, તે પણ તેવોજ લોભી હતો. તેણે પેલા શેઠને બોલાવીને કહ્યું કે, જો કોઈ સારો વિદ્વાન બ્રાહ્મણ, યોગી, તપસ્વી, આવેતો મને કેહેવું. માહારે પણ કામ છે. એમ કરતા કરતાં એક રોજ, એક સારો બ્રાહ્મણ, ખુબ ટીલા છાપા કરેલો અને બાહારથી એવું ડોળ ધરાવે કે જાણે સર્વ ગુણ સંપન્ન, અને પેટમાં તો ચાર દિવસનો ભુખ્યો હતો, તે આવી ચઢ્યો. તેને પેલા નવલશાની ભેટ થઈ, તેણે કેટલાએક પ્રશ્ન પુછવાથી તે જાણે બહુજ વિદ્વાન હોય એમ જણાયું. ત્યારે તેણે રાજાની મુલાકાતને સારૂ ઠરાવ કર્યો. વદાડ મુજબ રાજાના મુલાકાત કરાવી. જ્યાં લોભીઆ વસે, ત્યાં ધુતારૂ કોઈ દિવસ ભુખે મરતા નથી. રાજાની મુલાકાત થતાંજ, તેનાં બધા ચિન્હ જોઈ રાજા પ્રસન્ન થઈ ગયા. ખુબ ભભુતી કપાળ ઉપર ચોળેલી છે, માતાની આશકા રહીછે, વચમાં એક કાળી બિનકી રેહી ગઈ છે, હનુમાનની, અને કાળભેરવની બિંનકી કરેલી

છે. તે જોઈ રાજા પુછવા લાગ્યા કે, મારે માથે શત્રુઓ ઘણા છે, તેને તમો વશ કરી આપશો? તેણે કહ્યું, અલબત ચાર માસમાં કરી આપીશું, પરંતુ તેને ખર્ચ ઘણો લાગશે. એ માસ તો અમારે નિત્ય ઘી, દુધ, અને મીઠા વગરનો પદાર્થ ખાવો પડે, માટે તે ખર્ચ કરવો પડશે. બાદ અમે જે માગીએ તે માત્ર દેવનાં નૈવેદમાં આપવું પડશે. અમારે કાંઈ રોકડ જોઈતું નથી. પણ ખાવાને તથા નૈવેદને જે ખર્ચ થાય તેતો આપવું જોઈએ, તે તમારાથી બનશે? ત્યારે રાજાએ કહ્યું કે, હું પૃથ્વીપતી રાજા છું. માહારે ત્યાં શી કમી છે? એમ કહી, તેને કહ્યું કે, આ મકાન, ને જે જોઈએ તે કોઠારમાંથી તમોએ લેવું. પેલો બ્રાહ્મણ માત્ર ભુખનીજ પીડિત હતો, તેણે વિચાર્યું કે, ચાર મહીનાતો બેધડક રીતે સારૂ સારૂં ખાઈશું. પછી આગળની વાત વિશે ઈશ્વર છે? પોતે રોજ નદીએ સ્નાન કરી આવે, અને આપેલા મકાનમાં સારૂં સારૂં રાંધીને ખાઈ નિશ્ચિંતથી ઊંઘ લે. એમ કરેછે, એટલામાં પેલો નવલશા બીજા બ્રાહ્મણને લાવ્યો, તે આગળ આવેલા બ્રાહ્મણ કરતા વધારે ડોળ ને ખુબ પતરાજી હોવાને લીધે, રાજા આગળ અંજાઈને વધારે પ્રસંશા કરી. જેથી તેને સીધાં પણ શરૂ થયાં. પેહેલો બ્રાહ્મણ બેઠો હતો તેને જોઈ ગાત્ર શીતળ થઈ ગયાં, દરબારી સીધાં ખાયછે, ને શોચમાં બેઠો છે, વિચાર કરેછે કે, મફતનાં સીધાં તો ખાઈછું, પણ રાજા પાસે કરી આપેલી મુદત પુરી થશે? ત્યારે હું શું જવાબ આપીશ પરમેશ્વરનું સ્મરણ કરી પોતાના સોબતીશું મંત્ર જપેછે; તે સાંભળવાની તક સાધ્યા કરતો હતો. આ મુજબ નવલશાએ ઉત્તરોત્તર ચાર ઢોંગી બ્રાહ્મણોને દરબારમાં લાવ્યો. તે દરેકનો મિથ્યા ડોળ એક એકથી ચડીઆતો હતો એકજ જગાએ આ ચારે બ્રાહ્મણો એકઠા થયેલા તેઓએ અરસપરસ એક બીજાનો ઢોંગ જોઈ ઘણા વિસ્મય પામી, પોત પોતાના બંડોળ વિષે રાજાને મુદતબંધી જવાબ આપવાના ડર સાથે ઊંડા સોચમાં પડેલા, તથાપિ ત્રણેજણા પેહેલા આવેલા બ્રાહ્મણના ઉપર વધારે આધાર રાખતા બેઠેલા; કે

આ કાંઇક આપણા કરતાં વધારે મંત્રવાળો અને હુશિઆર હોવો જોઇએ. માટે તે કયા દેવની આરાધના કરેછે તેતો સાંભળીએ! વધારે સમાગમથી તેનો જપ શું હતો, તે કળવામાં આવ્યો. તે જપ આપ્રમાણે હતો કે—"રાજા પુછશે તો શું કહીશ" ત્યારે બધા પોત પોતાના મનમાં સમજી જતાં બોલ્યા કે, ભલે ભગવાન, આ પણ આપણા જેવોજ પેટભરૂ છે. પછી ત્રણ જણાઓએ પોતાની ગઉમુખી અને માળા હાથમાં લઇ સ્નાન સંધ્યા કરી જપ કરવો શીરૂ કર્યો તે નિચે પ્રમાણે.

પેહેલો બ્રાહ્મણ—રાજા પૂછશે તો શું કહીશ.
બીજો ,, તું કહીશ તે હું કહીશ.
ત્રીજો ,, એ ગપ ચાલશે ક્યાં સુધી.
ચોથો ,, જ્યાં સુધી નાભી ત્યાં સુધી. હર, હર, કરીને લાડુ તો ઉડાવો? મુદત પુરી થયા બાદ બ્રાહ્મણો દરબારમાં રજુ થતાં, બ્રાહ્મણોનું પોકળ ઉઘાડું પડવાથી છેવટ અપમાન સાથે રૂક્ષત મળી; પરંતુ જેટલો ખરચ રાજાને આ બ્રાહ્મણો નિમિત્ત નકામો કરવો પડ્યો, તે તેના ખજાનામાંથી ઓછો થઓ. એ થવાનું કારણ માત્ર લોભ. તેથીજ કેહેવત ચાલેલી છે કે, "લોભિઆ આગળ ધુતારો ભુખે મરતો નથી." આવી રીત કોઇપણ રાજ દરબારમાં ન ચાલે; એને માટે બહુ સાવધ રેહેવા આ કાદંબરી ઘડી કાહાડવામાં આવી છે. તે વિષે લાગતા વળગતાઓ અપ્રસંગોપાત ઘટીત વિચાર લેવા, એવી મારી પ્રાર્થના છે.



## नौकरी आपवा बाबत राज्यमां वहीवट केम राखवो ते बद्दल.

ગાયકવાડ સરકારનાં રાજ્યમાં નોકરલોકોનાં હક્ક જાળવવા સારૂ, તથા તેની યોગ્યતા પ્રમાણે તે લોકોને બઢતી આપવાને ઉપરી અધિકારીએ શું તોડ હાથ ઉપર લેવો જોઇએ, તે વિષે મારા અલ્પ વિચાર હું પ્રદર્શિત કરૂંછું.

૧. ઓહ્દેદાર લોકો વિશે આ જગ્યાએ બ્યાન કરવાને મારા દરજ્જા, અને મળતા દરમાયાને હું પછાત છું; સબબ એ વિશે વિચાર બંધ કર્યું છું. મુખ્ય લોક પ્રીય અને તાબાના નોકરનું સુખ દુઃખ સમજનાર અનુભવી હોય તો સારૂ છે.

ઓહ્દેદારમાં નિચે મે અપવાદ લીધો છે, તે આ.

સુબા સાહેબ, જજ સાહેબ, નાએબસુબા સાહેબ, કનસરવેટર સાહેબ, ઈજનેર સાહેબ, સુબા સરજન સાહેબ.

૨. વહીવટદાર, માહાલકરી, એકૌંટંટ, ચીટનિસ, શીરસ્તેદાર, અવલકારકુન, અને ઈતરકારકુનો, વિશે માહારે માત્ર દર્શાવવું જોઈએ. અને તે વિશે નિષ્પક્ષપાત, તથા સાત્વિક વર્તણુકથી વિચાર આપેલો ઘટારત છે.

૩. આ કામમાં પ્રથમ અભિપ્રાય આપતાં અવલ નિચેનાં ત્રણ સવાલ ઉઠેછે, તે એ કે.—

૧. ઈંગ્રેજ સરકારની તરફ જે શૈલી ચાલેછે, તેની નકલ કરવી, કે!

૨. દેશી રાજ્યનાં રિવાજ પ્રમાણે ચાલવું?

૩. કે મધ્યસ્થ રેહેવું અર્થાત બન્નેની રીત જોઈ તેમાંથી મુખ્ય મુખ્ય સાર લઈ તે ઉપર ચાલવું!

૪. આ ત્રણ પ્રશ્ન ઉપરથી એકંદર રાજ્યોની સ્થિતિ જોતાં મધ્યસ્થ રીતે નિયમ થવો, એ મને દુરસ્ત જણાયું છે. માટે નિચે પ્રમાણે અભિપ્રાય આપુ છું.

૫. વહિવટદારની જગાને સારૂ, તેની કામ કરવાની કારકુનની શૈલી કરતાં, તેનામાં સાલસાઈ, પ્રમાણિકપણું, લોકપ્રિય, અને સરકાર ઉપજમાં યોગ્યરીતે વધારો થવાને કોશીશ; અને ઉપરીનું મન, પ્રમાણીકપણાની રીતીથી રંજન કરવાની સમયસુચકતા, તથા તાબાનાં નોકરો પાસે કામ કરાવવા ઉપરની પ્રેમપૂર્વક નજર, એટલું હોય તો બસ છે. અને તેમાં વિશેષ કરીને ઉમર પુખ્ત જોઈએ. નાહાની ઉમરના એટલે ૩૦ વરસની અંદરનાને દાખલ કરવાને હું દુરસ્ત

ધારતો નથી. બુદ્ધિની પરીપક્વતા માનસિક નિયમ પ્રમાણે તેનાંમાં અવશ્ય જોઇએ. અને ન્યાયનાં કામમાં તેની સમદર્શિ વર્તણુક, તથા સંસારની ખટપટથી જ્યાં સુધી અજાણ છે, તેવાને ન્યાયના ગર્ભિત પુરાવાની ખુબી જાણવામાં આવનાર નથીજ એ સ્વતઃ સિદ્ધ છે.

એ જગા કોને આપવી, અને શી રીતે આપવી? તેનાં નિયમ હવે તેમાં ઉમર હોય, નોકરીનાં વર્ષ થયા હોય, પરંતુ ઉપલા પૈકી કોઇપણ ગુણ ન હોય તો, જેમાં તે ગુણ હોય તેને આપવી. તેમાં તે કામ કરવાને ગુણ પરત્વે આટલા કામ કરનાર લાયક છે એમ હું સમજુ છું.

એકૌંટેંટ—દીપ્યુટી, એકૌંટેંટ. ( ફોજદારી કામની માહીતી હોયતો )

ચીટનીસ, દીપ્યુટી. ચીટનીસ, અવલકારકુન, શીરસ્તેદાર, અને જકાત વહિવટદાર. ( તલાટીનું કામ જાણતો હોય તો. )

( અંગ્રેજી જાણનાર કેળવણી પામેલા, ચાલાકબુદ્ધિનાં અનુભવી, તથા પુખ્ત હોય તો— )

જો તેમાં ઉમર કમ હોય, પ્રમાણિકપણું કમ હોય, તથા જનપ્રિય ન હોય, તો તેને સારૂ હું સિપારસ કરી શકતો નથી. જનપ્રિયમાં યોગ્ય મર્યાદા છે, તે ઉપર લક્ષ રેહેવા જોઇએ.

એજ પ્રમાણે માહાલકરી, એકૌંટેંટ, સારૂ સમજવું. તેમાં એકૌંટેંટમાં સરકારી કામની કાળજી, દફતરની યોગ્ય સંભાળ, અને દરેક કામની અંદર સ્મર્ણશક્તિ, તથા તોડ કાહાડવાની, અને સરકયુલર સમજવાની ધારણા શક્તિ, એ અવશ્ય જોઇએ.

૨. ડીપ્યુટી એકૌંટેંટ—તાબાનાં લોકોની તરફ વખતસર કામ લેવાને હમેશ આતુર, તથા પોતાનું કામ વખતસર બજાવે, અને કોઇ નોકરીનો બુમાટ, અથવા નાલાશ, સુબાસુધી ન જવા દે, એ રીત તેની હોવી જોઇએ.

૩. ચીટનીસ, શીરસ્તેદાર, એજ સારૂ જે ભાષામાં કામ ચાલતું હોય, તે સારી રીતે વાંચી શકે, લખી શકે, અને ઉપરીને તેનો મજમુન મુદ્દાની બાહાર ન જતાં સ્પષ્ટ અને નિરવૈરભાવે, તથા ખટપટ વગેર

પ્રમાણિકપણાથી સમજાવે, તેમજ જે મુદ્દા અને ઉદ્દેશ ઉપર જ-ખવાનું કહ્યું હોય, તેટલુંજ અને રિવાજ તથા સરક્યુલરને બાધ કરતાં ન હોય, તે ઉપર સરત રાખી, વખતો વખત તાલુકાના નોકર લોકોની યોગ્યતા તથા હક જાળવવા તરફ જેની સાત્વિક, તથા સ્વભાવિક બુદ્ધિ, તેવા હોવા જોઇએ. આમાંથી જે કાંઈ ગુણની ખાંમી હોય તો નાદુરસ્ત છે.

અવલકારકુન—સરકારી વસુલ બરાબર કરવું; કચેરીમાં તમામ હિસાબી તથા ચીટનીસી તરફ દેખરેખ રાખવી; અને ઉપરી તરફ બિન ચુમાટે કામ જાય, તે ઉપર વિચાર, તથા હમેશ થતાં ઉપરીનાં સરક્યુલર, રૈયત તરફ થતી બીજી સક્તિ, ઉપર નીઘા રાખવી, એ ગુણ જેના કમ તેની સાથે પ્રમાણિકપણું ન હોય તો બિલકુલ કામનો નથી. જેમ માણસ પુખ્ત, તેમ તે કામમાં સારો, પરંતુ વહિવટદાર અને તેથી મોહોટા દરજ્જાને સારૂ છે.

ચીટનિસ, સિરસ્તેદાર, ઉમરે ત્રીસની અંદર હોય તો હરકત સ-રખુ નથી. પરંતુ પચાસની અંદર ન જોઇએ. એ ઉપર લક્ષ રાખવો.

નોકરોમાં, કારકુન, તેમાં જેનામાં માત્ર લેખનક્રિયાનોજ ગુણ હોય, અને બીજી કોઈપણ પ્રકારની બુદ્ધિ ન હોય, ઉમરે જુવાન, એટલે ૧૮-૧૭ નો હોય તો, તે માત્ર બારનીસી અને નકલમાંજ ઉપયોગી છે. અને તે કામ તેને સોંપવું, તેને તલાટીની જગા પણ આપવી નહિજ. કેમકે એથી કામ દુર્ઘટ થાયછે. વ. બાજે વખતે તે ખરાબીમાં પડેછે.

૨૫ વર્ષની ઉપરનાને હિસાબી કામ સોંપવું. જેમાં ધારણા શક્તિ, અને તોડની જરૂર છે. આમાં બીજા ગુણો જોવાની જરૂર નથી, પણ તેમાં પુખ્તાઈજ માત્ર હોય તો બસ છે.

આ બધી બાબત દર્શાવવાની સાથે હવે હક જાળવવાને શી યોજના કામે લગાડવી, એ વિશેનો પ્રશ્ન છે. તેનું કાંઇજ ઉપલાથી નિરાકરણ થતું નથી, એમ બુદ્ધજન ગ્રહસ્થોને સેહેજ જણાશેજ. તેથી તે વિશે બ્યાન કરશું. કામની યોગ્યતા, અને ગુણ પ્રમાણે

પ્રથમ યોજના થએલી નથી, તેથી તે ગોટાળો કાહાડવાને હવે બનવાનું નથીજ. પરંતુ તેની બાબત આ પ્રમાણે હવેથી નિયમ થાય તો દુરસ્ત છે.

૧. પુખ્ત ઉમર,ને ઉપર બતાવેલા ગુણવાળાને વહીવટદારી આપવી. તેમાં નોકરીના વર્ષ જોવાનું તથા તેનો હાલનો દરજ્જો જોવાનું કારણ નથી. મુખ્ય વાત સરકાર અને રૈયત વચ્ચેની જે નીકટ સંબંધ, તેનો એક સરખો પ્યાર ખેંચવો, એજ હેતુ છે. અને તેમાં બિન ખુમારે કામ ચાલવાને ગુણજ્ઞ એ બુદ્ધિબળે તેનું ચિન્હ જોવું એજ કસોટી છે. નહિતર જુવાન આદમી મોહોટી નોકરી અને પૈસાથી મોજમઝામાં પડી સ્વચ્છંદી થશેજ, એ સિદ્ધ છે. એટલે સરકાર, રૈયત, અને તેનાં પોતાનાં યોજના કરનાર પશ્ચાતભાગે કદા વૈરી ગણવામાં આવે એ નિઃસંશય છે.

૧. લેખનક્રિયા, વાંચનક્રિયા, સ્મરણશક્તિ, અને ઉપરી તરફ પ્રમાણિક રીતે જાહેર કરી ફરમાવેલું કામ જે બજાવે, તે સીટનિસ અને શિરસ્તેદારને લાયક છે. તેમાં ન્યુન હોય, અને ઓફીસનું કામ ચાલી ન શકે, તો તેવાને લાભ વર્ષ ઉપર વિચાર કરી આપવો એ દુરસ્ત નથી.વધારે જુનો થવાથી, તે લાયક થયોછે કે નહિ, તેની કસોટી કાહાડવી, એ ઉપરી બુધજનનુ કામ છે.

તલાટી, હિસાબી કારકુનને લાયક છે; હિસાબી કારકુન,અવલ કારકુનને લાયક છે; અવલ કારકુન, સીટનિસથી વહિવટદાર સુધી લાયક છે. પરંતુ ગુણની પછાડી સર્વ રહેલું છે.તે ગુણપરીક્ષક સારા અને બારીક વિચારવાળા, કુશાગ્ર બુદ્ધિના હોય તોજ પકડાય, નહિતર યોજના થવી કઠીણ છે. હાલ રાજ્યની લગામ પૂર્ણ પણે નથી, તેથી રૈયતનો પ્રેમ મેળવવાને વધારે સાવધ રેહેવું જોઇએ. માટે આમ કામદાર નિમવા, તે પુખ્ત, તેમાં જેમ જુના એમ તેનો હક જાળવવો.

તેનો લાભ તેને હિસાબી તરફ આપવો, અને ગુણેકરીને ઉમર વિચારી વહિવટદાર સુધી, વ.નાએબ સુબે સુધી ચઢાવવો.

૨. લેખનક્રિયા વાળાને ચીટનિસ સુધી, અને યોગ્યતા પ્રમાણે આપવું.

ટુંકામાં ઉમર, લાયકી, અને નોકરીના વર્ષ, એ ત્રણે ઉપર એક સરખી નજર રેહેવી જોઇએ. તે ન રેહે તો બે જણનો હક સરખો દિશે તો, તેમાં કોની અવસ્થા દ્રવ્યસંબંધે, અને કુટુંબવર્ગે નિર્બળ છે; તે ઉપર નીઘા ફેલાવી આપવી. અર્થાત્ જે ઉપરીની આગળ ખરી હકીકત, અને સ્પષ્ટવક્તા, તથા જનપ્રિય હોય; તે ઉપર વિચાર થવો. પુટકળ નોકરીમાં મેહેનતુ, ઉમરે જુવાન, અને કામ કરવામાં ઝડપ હોય, તેનાં ઉપર વિચાર થવો. જેથી સરકારી કામમાં સુસ્તી નથી, એમ જણાઈ આવે, એવા બતાવનાર હોય તેને નિમવા.

આ નિયમ મુકરર કરવો, એ બુદ્ધિનું ઘણુંજ કઠીણ કામછે. અને જેમ જેમ એ બાબત વિશે વિશેષ વિચાર કરી ઊંડા ઉતરીશું; તેમ તેમ તેનું ઊંડાણ વિશેષ જતાં અવધી ન આવતાં, છેવટ સમુદ્ર મંથન કરતાં જેમ વિખ પેદા થયું, એમ કેહેવત છે, તે માફક આને વિશે થવાનું: અને છેવટ વૃત્તિનું સુનૂકારપણું થઈ, આગળ જતા નેમણુકનું કામ અટકી પડેછે, માટે સહેલો ઉપાય એછે કે અને તે ઉત્તમ નથી, પણ મધ્યમ છે, કે પેહેલું સુબાસાહેબે પોતાનું અંગ તપાસવું તે હેવી રીતે કે,—

ઇંગ્રેજી ઓફીસ—એ પરસનલ્‌સ્ટાફ છે, અને કાંઇક કેળવીયલા છે, તેનાં તરફ પેહેલી કરૂણાદૃષ્ટી ફેલાવી, તેઓને પેહેલી તક આપવી. અને તેમાં જાતી, તથા વર્ણ ઉપર વિચાર કરવો. બાદ ચીટનિસી દફતર તરફ નીઘા ફેલાવવી, પછી હીશાબી, તીજોરી, જકાત, નવસારી બાગના નાએબશુબેનું એસ્ટાબલીસમેન્ટ, મ્યુનિસીપાલખાતુ, ત્યારબાદ, કઠોરે બાગ, નાએબ સુબે એસ્ટાબલીસમેન્ટ બાદ બારો બાગ, અનેત્યારબાદ માજીસ્ટેટીખાતા તરફ, તેમજ પોલીસ ખાતા તરફ, કેમકે કેહેવતછે કે, "જે જેમે આશ્રય છે, તેને તેની લાજ છે." અને અંગ્રેજીમાં પણ કેહેવતછે કે, Out of sight is "out of mind. એટલાસાર સરકારે અધિકાર સોંપ્યા છે.

જુઓ નાએબ સુબે તરફથી હજી લગી એમ લખાઈ આવ્યું છે કે, વીસની જગા સુબેસાહેબની હજુરનાં ફલાણા રૂ ૧૨) વ. રૂ ૧૫) નાં પગારનાને અમોએ રૂ ૨૦) ની જગા આપી છે? તેમજ સરસુબે સાહેબ તરફથી કોઇને.રૂ ૭૦) યા રૂ ૧૦૦) ની જગા પોતાની હજુર, વ. બીજે કોઈ ઠેકાણે આપેલી છે, એમ લખાઈ આવ્યું છે? પણ હાલનાં તાજા સરક્યુલરથી જાણે ગર્ભિત રીતે એમ ઉદ્દેશ થતો હોયને, કે સુબાસાહેબો તરફ ઘણીજ જગા નિકળેછે. અરજદારને નોકરી આપવાને સુબાનું ડીવીઝન જાણે જગાઓ ખાલી હોવાનું એક ક્ષેત્ર હોય, એમ જણાઈ આવેછે. તેથીજ "બાંહગ્રહેકી લાજ" એ કેહેવત પ્રમાણે થએલું છે. માટે હું સલામતી એમ ધારૂછું કે, સાત્વિક વૃત્તિથી નેમણુક કરવાને બેસીએ તો કાંઈજ થતી નથી. રજોગુણથી બેસીએ છીએ, તો પોતાનો સ્વાર્થ અને મોહોટાઈ સઉકોઈ ચાહેછે, તો પ્રથમ પોતાનું જોવું. નહિતર બાહારનાં લોકો પણ એ ઉપર ટીકા કરેજ. કેમકે ઊંડા ઉતરવું સર્વને અઘરૂજ છે. માટે પોતાનાં અધિકાર પ્રમાણે પોતાની ઓફીસનાં લોકોને પોશવા, એ ઠીક છે.

જુઓ વહિવટદાર પાસે કાંઈજ સત્તા નથી. તો રોજ વ.. મહીને માસે હવાલદારની ઘડભાંજ કરેછે, અને નાએબ સુબેસાહેબ તલાટીઓની ઘડભાંજ કર્યા કરેછે. પણ તે હદમાં જ્યારે થાકે. ત્યારે શુન્ય થઈ બેસેછે. એ બાબતનું મુખ્ય કારણ અનુભવ કમ, બીજુ કાંઈ નથી. આ બાબત ઈંગ્રેજલોકો પણ પોતાની ઓફીસનાં લોકો ઉપર પ્યાર રાખી તેને કારકુનથી એકદમ મામલતદાર કરેછે, એ માત્ર શરમ, અને પોતાની ઓફીસનું અભિમાન. અત્રે રજોગુણ રહેલો છે, તેથી અને આંખની શરમ, તેમજ ઉપલી કેહેવત પ્રમાણે, આ રોજી આપવી, એ મનુષ્યકૃત બાબત નથી. પણ દૈવી બાબત છે. એને રૂણાનસંબંધ કેહેછે. તેમજ કેહેવતછે કે Man proposes, but God disposes. અર્થ-માણસ ધારેછે કાંઈ, અને ઈશ્વર કરેછે કાંઈ. માટે એમાં નોકરી લેનારનું પ્રારબ્ધ.

તેમ આપનાર સાથે લેહેણાદેણી જોઇએ. આ વાત ઘણા વિદ્વાને એકવાર નહિ પણ હજારવારની અનુભવેલી છે, અને તે સત્ય છે. તેનો વિચાર વર્ગ યોજનાર પોતપોતાને સારૂ કરશે તો બસ છે. માટે નોકરીની મુદત કરતાં, યોગ્યતા તરફ લક્ષ રાખી, નિષ્પક્ષપાત પણે જે વખતે ઈશ્વર જેવી બુદ્ધી આપે, તે પ્રમાણે ગોઠવણ તાબડતોબ કરવી, એ ઉત્તમ માર્ગ છે. નહિતર ઘણી શિપારસ અને યુક્તિઓ થવાથી મોહોટા, સમજુ, પણ ભરમાઈ જાયછે, તો આપણું શું ગજુ? મોહોટાનાં આશ્રયથી માણસ કેળવાય છે, તેનાં સમાગમથી તે રીતભાતમાં આવેછે, તેના વિચાર ઉત્તમ થાયછે, વિગરે ઘણાગુણોને તે સંપાદન જો નથી કરી શકતો, તોપણ થોડેજ અસર પણ લેછે. તેથી તે પાત્ર થયો એમ અનુમાન કરવુંજ જોઇએ.

હવે હાલમાં નેમણુકમાં આ પ્રમાણે શૈલી કેટલાએક રજવાડામાં ચાલેછે તે આ,—

૧. ઉપરીની ખુશામત. ૨. તેની હાજરબાસી.
૩. તેની સેવાચાકરી. ૪. તેનું મનરંજન.
૫. સરકારી કામકાજમાંચપળતા. ૬. ઉપરીનાં વખાણ.
૭. તેનાં સ્નેહી વ. તેનાં ઉપરીની સિફારશ. ૮. સગા.
૯. નાતજાત. ૧૦. નોકરીના વર્ષ. ૧૧. પગારનો આંકડો.
૧૨. (સ્પેસીયલ) સરકાર તરફથી સોંપેલ કામમાં બહાદુરી.
૧૩. ઉપરી તરફથી નોકરને આપેલ દિલાસો.

આટલા નોકરોને વધવાનાં માર્ગ, તે બધા પૈકી, એકથીજ લાભ તેનાં દૈવ પ્રમાણે મળેછે. તેમાં આપણે કાહાડેલી યુક્તિ શું કામની? ફાવ્યો એ ડાહ્યો. કેહેવત છે, કે Everything in this world can not gone on smithly, and the human body changes no one will to know. માટે સાર ઉપર વિચાર થવા મારી શિફારસ છે.

આપણામાં વર્ણભેદ રહેલા છે; એકેજ જણ વિચાર કરનાર છે; સ્થીર બુદ્ધિ નથી; બહુ અનુભવ નથી; તેમજ લો-

કિક ઉપર આપણું મત છે, અને બહુ પણ વગરે પાયાનું સાંભળીએ છીએ. માટે હિયરસેએવિડન્સથી કાર્ય થાયછે. તે નિરર્થક અને હસવા જેવું કામછે. તેથીજ અમલદારના મન ભરમાય નહિ, માટે તંબુ, ચોપદાર, ઉભી એડક, આદિ છે.તે વિભુતી તરફ નિધા ફેલાવી,કોઇનું મન દુખાય નહિ,તે ઉપર લક્ષ રાખી, ઇશ્વરના ડરથી કામ કરીશું તો આવો હથી કાહાડવા જેવો વિચાર કદીપણ ઉઠશેજ નહી, એમ હું ધારૂછું. અને લાભ આપવો વ. હાનિ કરવી એ દેવને હાથ છે. માત્ર નીમિત્ત થવું એજ મને તો સુઝેછે.

---

## રેવિન્યુ સંબંધી વિચાર.

આ સૃષ્ટિ ત્રણ ગુણથી ઉત્પન્ન થએલી છે. રજોગુણ, તમોગુણ, અને સત્વગુણ. તેનાં ત્રણ કર્તા છે. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર. તેમ આ માયામાં સરકારને બંદોબસ્તને સારૂ ત્રણ પ્રમાણછે.

| | | |
|---|---|---|
| રેવીન્યુ. | દિવાની, | ફોજદારી. |
| બ્રહ્મા. | વિષ્ણુ. | શિવ. |
| સત્વ. | રજ. | તમ. |

આથી એમ સિદ્ધ થાયછે કે, આ સૃષ્ટીનો ઘડનાર બ્રહ્મા છે. માટે તેણે શું કરવું, અને આ સૃષ્ટી પેદા થઆ પછી રાજાએ શું કરવું, તે ઉપર વિચાર બાંધવાનું શીરૂ કરૂછું. પ્રથમ આ સૃષ્ટિની ઉત્પત્તિ થઈ, બાદ જમીનપડતર હોવાથી તેનાં સરખા વિભાગ કરી આપી, રૈયતને તે જમીન સ્વાધીન કરી, સ્વાધીન કરનારે શી રીતે સ્વાધીન કરી, પોતાનું સ્વામિત્વ કાયમ રાખવું, તેનાં વિચારને સારૂ લખાણ આરંભી, દરેક રીતે પોતાનો હક જાળવવાને મુસ્તકીન વિચાર હાથ ઉપર રાખો. જમીનની સપાટી જે ઠેકાણે ખરાબાની ઉભી જમીન, અને પાક વિગેરેમાં ઘણીજ કમ કૌવતના તથા જેમાં ખેડ થઇજ ન શકે, તેવી જમીન ઉપર વસ્તીની આબાદાની કરીને ગામ વસાવવું, આ એક નિયમ.

૨. બાદ વસ્તીનાં પ્રમાણમાં ખેડવાને જેટલી જમીન લોકો સંતોષ અને શક્તીથી ખેડી શકે, તેટલી તેનાં તળીએ રાખી, તે જ-

મીનનાં ક્યાસરે મગદુર જોઇ વર્ગ નક્કી કર્યા. વર્ગ નક્કી કરવાને માટી અને જમીન પારખવાને તેનાં ઊંડાણ સુધી ખોદીને માટીની સુગંધી, તેમાં રેતીનો, અને કાળી વ. ગોરાડનો ભાગ કેવા પ્રકારથી રહેલો છે, તેનું કૌવત તપાશી, પેહેલો, બીજો, અને ત્રીજો, વર્ગ મુકરર કર્યા. જેને ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ટ પ્રત, એવી ઉપમા આપેલી હોયછે. તેને તપાસવાને એક સાધારણ નિયમ હેવો છે કે, ગામને સારૂ ખરાબાની જગા મુકરર કરી સકત જમીન, જેની ઉપર પાણી કોઈ રેલથી આવી, ગામને પાયમાલ કરી નાંખે નહિ, અથવા જે વસ્તી આબાદ થઈ રેહે, તેને ધરતળી આટામાં બિનાસ આવી સરદી કરે નહિ, અથવા હવાની, વસ્તી થવાથી રોકાણ થાય નહિ, તેમજ જમીન ઉપયોગી ખેડવા જેવી હોય, તે નકામી જતી ન રેહે, એ નકી કરીને તથા આસપાસ જે જમીન ખેડાણ થાય, તે મુળ વસ્તીવાળાને સરવને નજીક અને અનુકુળ ખેડ કરવાને પડે, એવો વિચાર મુળ પુરૂષે કરવાનો છે. પ્રતબંધીમાં ગામની ઉગમણે જે જમીન, અને આગળ આપણે સીમાડા નક્કી થવા બાબત જે વિચાર બતાવનાર છૈએ, તે હદ સુધી, એટલે ગામથી ઉગમણે સીમાડાની ટોચ ઉપરની સર્વ જમીન તે દિશાની કનિષ્ટ પ્રતની આવશે. તેનો સબબ, એક તો સૂર્યનાં તાપને લીધે જમીનમાં ભીનાશ કાયમ નહિ રેહેવાથી તુલ ઘણુંકરીને વધારે ખીલતી હાલતમાં રેહેનાર નથી, પાણીની તંગાસને સબબે ગામથી જરા વધારે દુર જવાને લીધે, આ બધા ઉપર વિચાર કરતાં તે જમીન કનિષ્ટ પ્રતમાં દાખલ થશે. અને આથમણી દિશાની જમીન જે ઠેકાણે તળાવ, ઈત્યાદિક, પાણીની સવળતાને લીધે પાક સારી રીતે થઈ શકે, ગામઠાણની નજીક હોય, અને સર્વ પ્રકારે ઈશ્વરી તથા માનસિક અનુકુળતા હોય, તેવી, જમીન ઉત્તમ પ્રતની છે. અને આ બંનેની વચમાં જે ઠેકાણે જમીનની કાળાટ, ગોરાટ, અને ભભરી ઇત્યાદિક, મગદુર ઉપર વિચાર કરતાં તેમજ પાણી તથા લોકોને માલ લાવવા, વ. લઈ જવાની જે અવઘડ

તથા ખર્ચ ઉપર વિચાર કરી, તેમાં જેટલું ન્યુનાધિક્ય બાધે તે પ્રમાણે તેને મધ્યમ, વ. જે પ્રતમાં દાખલ કરવું ઘટે તેમ કરવું. આ ઉપર કલાસર વધારે અનુભવી હોવા જોઇએ.

સદરહુ ઉપરથી દરમુકરર થવાનાં છે. તેમાં નિચે પ્રમાણે જમીનની જાત મુકરર કરેલી છે.

બગાએત. ક્યારી. જરાએત. વાડાપોપડા.

બગાએત જેમાં કેળ, આદુ, હળધર, શેરડી, ઇત્યાદિક કુવાથી પાક થાયછે. અને હમેશ પાણીની સરળતાથી જે ઉપજ નીપજેછે, તેને બગાએત કેહેવું.

ક્યારી—ભાત, ઇત્યાદિ રોપાણ થાયછે તે.

જરાએત—જેમાં ઘઉં, જુવાર, કપાસ, બાજરી, ઉત્પન્ન થાયછે તે.

એ જમીનની મગદુર ઉપર ઉત્પત્તિ થાયછે, તેમ સાથી લોકોની સ્થીતિ, જમીનની મગદુર, આસપાસનાં ગામોનાં ઉપર જે જમીનનો આકાર ઠરેલો હોય, તે ઉપર તથા દેશના, જીલ્લાના તેમજ ઘણા નજીકના ઠેકાણાના અનાજના આગળ પડેલા ભાવ વગેરે સ્થીતી ઉપર વિચાર કરીને દર ઠરાવવો. સદરહુ દર ઠરાવવાને વ. તેમાં ફેરફાર કરવાને આ રાજ્યમાં, સર સુબા સાહેબને અધિકાર છે.

ગામનો સીમાડો નક્કી કરવો, ખેતરોમાં બાણ નખાવવા એ સર્વ કામ માપણી કરનાર અધિકારીએ નક્કી કરી આપવું. અને તકરારનું સમાધાન ખેડુતનાં સમક્ષ કરવું, અતિ પ્રશ્ને મુલકી કાંમદાર જેને વખતે વખતે સરકારે અધિકાર સુપરત કરેલો હોય, તેણે. સમાધાન કરવું. હદ કાયમ કરી આપવી, નક્ષાનાં નંબર પાડવા, અને દર મુકરર કરવાને, સરવૈયરની સંમત્તીથી સુબાસાહેબે દેખરેખ રાખી નક્કી કરવું.

પર હદની સીમાડાસંબંધી સફાઈ કરવાને, પંચ, વ. કમેટી, વ. બન્ને હદનાં અધિકારવાળા અમલદારે સફાઈ કરવી.

જે જમીન આબાદ થઈ; માણસ સરકારનાં જુલમથી વ. દર વધારે થવાથી સરકારની બાકી ભરાઈ શકવાને શક્તિમાન ન હોય; તેવી, અથવા દેવકોપથી પોતાનું ખાતુ પડતુ મુકી પરાગંદૃ થએલ હોય, તેવી જમીન બીજાને સાંથવા આપવાને કબજેહ-

રાજી અધિકારવાળા અમલદારે કરી, જેટલી જમીન અને હરાજી-નો આંકડો તે ઉપર સરત રાખી, તેને ઠરેલ દરથી બીજાને ખેડવા આપવી.

જે જમીન ખરાબાની વ. બીનઆકારી, પડતર હોય, તેને રાજ્યનાં ધોરણની બવસ્થા હોવાને લીધે કોઈપણ બીજા રાજ્યનાં લોકો આવી જમીન ખેડવા માગે,તો, તે હરાજીથી આપી,તેનો આકાર આસપાસનાં ગામો અને તેજ ગામનો જે દર હમેશ તેવી જાતની બીજી જમીનનો બરાતો હોય, તે ઉપર સરત રાખી ઠેરવવાને સરકાર મુખ્તીઆર છે. બજામણ કરવાને સુબા તથા સર્વ રેવીન્યુ અમલદારને અધિકાર છે.

સરકારની જમીન પડતર ન રેહેતાં કોઈપણ પ્રકારની ઉપજ કરવાને દરેક નોકરની ફરજ છે.

જમીનની હદ મુકરર ન થવાથી, લોકો પોતાનો નંબર ખેડવાની સાથે સરકારી જમીન દબાવે, તેવું અમલદારને ધ્યાનમાં આવે તો, તે જમીનનો કબજો છોડવવાને કેફીયત કાહાડી, તે બદલ એક પટ,દુપટ, આકાર લઈ કબજો છોડાવવો. પણ રેવીન્યુ કાયદા પ્રમાણે પાંચ પટ કરતાં વધારે દંડ ન લેવો. આ અભિપ્રાય આપવાનો અને ઠરાવ કરવાનો જે જમાબંધી કરનાર અમલદાર છે, તેને સરકારે અધિકાર આપેલો છે. આમાં આટલું વિચારમાં લેવાનું છે કે, સરકારી જમીન માણસનાં ઉપર આવા પ્રકારનો દંડ પડતા છોડે નહીં, ત્યારે વધારેમાં વધારે પટ દાખલ કરવો. માણસની બીન સમજ અથવા અનજાણપણે તેને વાસ્તે ટુંકો પટ જેમ બને તેમ કરવો.

સુખ વસ્તીની અનુકુળતા સારૂ, અને રાજ્યનાં નામને વાસ્તે, ચાકરીઆત, અને ધર્મમાં તથા ઈનામમાં, જમીન બક્ષીસ થવામાં આવેલી હોયછે, તો જે ચાકરી કરી પગાર ખાય, તેને પગાર અને જમીન, બે લાભ આપવા નહિ. અને જેને નામે જમીન ચાલેછે, તેને તો બિલકુલ પગાર આપવોજ નહીં. રૈયતની ચાકરી સારૂ જે માણસ ચાકરી કરે નહીં, તેની પાસે જમીન રાખવી નહીં, અને

ચાકરીઆત લોકોને જે જમીન આપવી તે, ગામના કમાલદરે આ- પનાર લોકો કરતાં તેની સવળતા ઉપર જરા થોડું ધ્યાન રખાય તો સારૂ નહીં. જે માણસનાં નામે જમીન ચાકરીઆત અથવા ધર્માદાં ચાલતી હોય, તે મરી ગયા પછી, તેનાં સીધી લીટીના વારસને તે જમીન આપવી. વારસ ન હોય અને સરકારની ફરમાવેલી નોકરી બરાબર થતી ન હોય, તો સદરહુ જમીન ખાલસા કરવાને ભલામ- ણ કરવાને વહીવટદારને અધિકાર છે. તે પ્રમાણે વ્યવસ્થા કરવાને ઉત્તરોત્તર અધિકારીએ હજુરની સંમત્તી લેવી. ધર્માદા જમીન અને પસાયતાની જમીન કોણ ખાયછે, અને ફરમાવેલું કામ બરા- બર બનેછે કે શી રીતે, તે ઉપર ગામ કામદાર તથા વહિવટદારે પક્કો લક્ષ રાખવો. ઈનામી જમીન ઉપર સરકારે પક્કો લક્ષ રાખી તેનાં વારસ ન હોય તો ખાલસા કરતાં, હર હમેશ તેનાં નામનો ફેર- ફાર કરવાને સેટલમેન્ટ ઓફીસને અધિકાર છે.

આવી જમીન ઉપર સરકારે ઈનામ કમિટી દાખલ કરેલી છે. તેનો સબબ તેની સંભાળ, માલીકી, અને ફોજદારી અધિકારીને રાખવાથી ખર્ચ સરકારને સોસવો પડેછે, તેટલો લાભ સરકારે જા- ળવવો. એ મૂળ હેતુથી ઈનામ કમેટીનો દસ્ત બેસાડેલ છે. આ બધી હકીકત ઉપર વિચાર કરતાં સરકારે પોતાનો હક જાળવવાને વધારે સાવધ રેહેતાં, રૈયત પોતાનાં હકનો ગેરવ્યાજબી રીતે વહીવટ ન કરે, એનું નામ ઉત્તમ વહિવટ કેહેવાય. તેને જાળવવાને જે વધારે સાવધ રેહે, તે ઉત્તમ વહિવટદાર ગણાય.

| | | |
|---|---|---|
| પાહાણી પત્રક. | ઠરાવબંધ, કમી જાસ્તીનું પત્રક. | |
| લાવણી પત્રક. | ઈનામી તકતો. | પડતરનો તકતો. |

એ શિવાય બીજા પત્રકો જે છે, તે જેમ જેમ આગાદાની થતી જાય, તે ઉપર સરત રાખી કરવાનાં છે. આ કામ મેહોટાં મહ- ત્વનું નથી, તોપણ તેથી ઝટ ભુલ અને ઘાલમેલ પકડાઈ શકેછે. આ બાબત ગામનાં અને તાલુકાનાં નમુનાંની ચોપડીઓ છાપેલી જુઓ.

સરકારને ઉપજ નિચે પ્રમાણે વિગતવાર આવેછે.

| | | |
|---|---|---|
| અને જમીનની ઉપજ. | સિવાય ઉપજ. | સાયર બાબત |

આ શિવાય બીજી કાંઈ ઉપજ વિશેષ કરી નથી.

એક, સરકારે પોતા તરફથી, તેમાં દેવસંબંધી,-૧. ગણપતી વેરો. કુત્યસંબંધી,-૨. ચુલા વેરો. માણસસંબંધી. ૩. મુડી વેરો. એવા જે વેરાઓ દાખલ કરેલા છે, તેથી રૈયતને કોઈ પણ પ્રકારનો લાભ થતો નથી. માટે સરકારને બંદોબસ્ત રાખવાને જે ખાસ ખર્ચ થતો હોય, અથવા ઉપર દરશાવેલી ઉપજ કાઢવાથી ખર્ચ કરવાને તંગી હોય, દેશકલ્યાણનાં કામને વાસ્તે કોઈ જાતનો એવો કર ઠેરવવો કે, જેનું ભાન રૈયતને કામ કરી લીધો, એમ માલમ પડે. જેમકે રસ્તા સુધરાવવા, કુવા બંધાવવા, ઈત્યાદિક.

અધિકાર.

મો બદલો, રાજીનામા, લેવાને વહિવટદારને અધિકાર છે.

જમાબંધી કરવાને નાયબસુબા, વ. સુબાને અધિકાર છે. છુટનો નિકાલ કરવો, દરનો વધારો વ. ઘટાડો કરવાને સર સુબાને અધિકાર છે.

વસ્તીની આબાદાની સારૂ ઘર ગાળાની વ. કોઈપણ પ્રકારની કાછા ઈત્યાદિકની જમીન આપવાનો અધિકાર સુરસુબાને છે.

સરકારની જમીનનો ગેરરીતે દબાણ વ. ઉપયોગ ન થાય, તે ઉપર સર્વ અમલદારને દેખરેખ રાખવાનું કામ છે. પરંતુ છેવટ હુકમ હજુરે પોતાનાં હાથમાં રાખેલો છે. આ શિવાય વહિવટમાં ઝીણી બાબત જે આવે, તેનું સમાધાન કરવાને કાયદા અને કાનુન ઉપર વિચાર થવો.

જમીનનો કબજો છોડાવવો તે છ મહીનાં અંદરનો હોય તો, વહિવટદાર કરી શકેછે. આ સિવાય બીજી કાંઈ ઉપજ નથી; આવા ફેસલા ઉપર અપીલ સાંભળવાને અધિકાર નથી. ખરૂ કારણ પડે તો દીવાનીમાં ફરિઆદ કરે.

નિમણુક બાબત.

પટેલની નેમણુક.—સુબા.

તલાટી.<br>હવાલદાર. } —નાયબ સુબા.

× × × × ×

તેને સસ્પેન્ડ કરવાને અને રાખવાને વખતો વખત, જે સરક્યુલર હજુરથી થાય તે ઉપર સરત રાખવી.

ગામના કાગળો, તાલુકા સાથે મળવા જોઇએ. તાલુકાનાં કાગળો હજુરનાં હિસાબી દફતર સાથે મળવા જોઇએ.

જમાખર્ચ, હપતા વસુલ કરવાનાં, વખતેવખત સરકાર જે નિયમ ઠરાવે તે ઉપર સરત રાખવી.

ખરીફ, અને રવી, એ પ્રકારનાં વુલ ઉપર હફતાનો જીલામાં નિયમ છે.

જમાબંધી કેવા પ્રકારની ઉત્તમ કેહેવાય? તે બદલ નિચે પ્રમાણે જમાં બંધીનાં દેશમાં નિયમ છે.

ભાગવટાઈ. હોળબંધી. કળતાણું. વિઘોટી. હુંડા. ત્રીશસાલીપટો. તેમાં જે વખતે જે લોકોને પ્રીય લાગે, અને સરકારને અનુકુળ પડે, તેમ જમાબંધી કરવાનો રીવાજ દાખલ કરવો. ભાગવટાઇ એ ઉત્તમ છે. પણ સરકારને દેખરેખ વધારે રાખવી પડેછે. તેમ થવાને કાંઈ અડચણ નથી. આ તમામ હકીકત અને દેશરૂઢી તથા આકટ વ. સરક્યુલર, અને જમીનની મગદુર એટલા ઉપર નીઘા રાખનાર, તે ઉત્તમ પ્રતીનો મામલતદાર કેહેવાય.

રૈયતની સંભાળ, રેવીન્યુમાં ગડબડ અટકાવવા, અને બાંધેલ નીયમમાં રોપ વ. દાબ બેસાડવાને તમોગુણનો થોડો અધિકાર આપવો.

અર્થાત્ માજીસ્ટ્રેટનો ઓદ્દો આપવો. ત્યારે તેમાં ઘડભાંજનો ગુણ, તે ઉત્તમ રેવીન્યુ કામદાર. રજોગુણે કરીને પૈસા વસુલ કરવાની યુક્તિ વ. બેતલ આપવી. અને અમાન્ય વખત, તમોગુણ કરી લોકોને જરા દાબ બેસાડવાની તજવિજ કરવી. એ ત્રણે ગુણ સમાન કરવાની જેનામાં સત્તા, તેજ હોસિઆર એમ માનવાને મને અનુભવથી મજબુત કારણ છે.

જેમ જેમ મને વધારે ભાગ્ય થશે, તેમ તેમ વખત, તથા સમો જોઈ વર્તવાને મારી અભ્યાસ છેજ. ચોમરદમ નજર ફેરવનાર બંદોબસ્ત કરનારને ઉત્તમ હું સમજુછું.

---

# मर्हुम, गणेश वासुदेव जोषी विशे फंड करवा संबंधी

ગ્રહસ્થો.

આજ આપણે શા સારૂ ભેગા થયા છૈએ, તે બાબતની માહિતી ઘણુંકરી સર્વસભ્ય ગ્રહસ્થોને છેજ. એટલે એ વિશે વિશેષ વર્ણન કરવાને હું ઇચ્છતો નથી. તોપણ તે મરનાર પુરૂષનાં જીવન ચરિત્ર વિશે, થોડુંએક બયાન કરવું, એ અવશ્ય સમજી, નિચે પ્રમાણે મારા અલ્પ વિચાર હું આપ સજ્જનોની જનાબમાં ગુજારૂછું. આ મારૂં પ્રદર્શિત કરવું, અગર જો ઉપલક અને સૂક્ષ્મછે, તોપણ સારભૂત છે એમ કેહેવાને મને જરાપણ શંકા નથી.

માહાન પુરૂષોનુ જીવનચરિત્ર એક પ્રકાશ જેવું છે. તેનાં સાધનથી બહુવાના સ્પષ્ટ જણાયછે. એટલુંજ નહીં, પણ તે પુષ્ટીદાતા અને બુદ્ધીકર છે. આપણા દેશમાં જીવનચરિત્ર લખવાનો ચાલ મટી ગયોછે. તેથી બહુ હાનિ થયછે, અને થશેજ. એ ઉપર વિચાર કરતાં, મર્હુમ કૈલાસવાશી ગણેશ વાસુદેવ જોષીની, જન્મ ચરિત્રની હકીકત તેનાં પોતાનાં સ્નેહસ્તની વ. મિત્રમંડળ તરફથી લખેલી ન હોવાથી, હજાર મનુષ્યો, પોત પોતાની બુદ્ધિ પ્રમાણે તેને વિશે વિવેચન કરે, એમાં નવાઈ શી છે ? આ એક દિલગીર થવાનું, અને ખોટનું કારણ છે. અને આ તર્કે જીવનચરિત્ર કેટલું ઉપયોગનું હતું, તેની તુલનાં આપ બુદ્ધિશાળી સભ્યો શેહેજ કળી તુલનાં કરશોજ. એર એ બાબત ગઈ ગુજરી છે, એટલે તેને વિશે શોક કરવો એ વ્યર્થ છે. તોપણ બુદ્ધજનોએ આ ઉપર પોત પોતાને સારૂ આવા પ્રકારનો ધડો હાથ ઉપર લઈ રાખવો, એ સારૂછે. કેમકે કાળચક્ર સર્વને વારાફરતી પકડવાનું છે. એટલે તેનાં પંજામાંથી કોઇને પણ મુક્ત થવાને એકે રસ્તો નથીજ. આ વાત કેહેવી ઘણીજ સેહેલી છે. પરંતુ તે ધોરણે ચાલવું ઘણું કઠીણ છે. એજ હાલનાં સમયનાં લોકોની પ્રકતીથી શેહેજ જણાયછે. અને તેનું

મુખ્ય કારણ આળસ, વિચારનું શુન્યપણું, વ. સ્વચ્છંદી એમ કહીએ તો ચાલે. આ બાબત મારે સમુદાયે દર્શાવવાનું બીજુ કાંઇજ કારણ નથી, પરંતુ જ્યારે જે ચીજનાં આપણે ખપમાં આવિએ છૈએ; અને તે વસ્તુ આપણને મુલ ખર્ચતાં મળતી નથી; ત્યારે તેનો અઘાત પશ્ચાત્તાપ થાય; અને તે પશ્ચાત્તાપમાં સાહાજીક એ પ્રમાણે મનમાંનો ઉભરો દિલગિરી બતાવવાને કાહાડવાની જરૂર પડેછે, આ મારૂ કેહેવું છે તેથી બુધજનોએ મનમાં લેશમાત્ર પણ ક્ષોભ આણવો નહીંજ, એ મારૂ પ્રાર્થનાપૂર્વક માંગવું છે.

હવે કૈલાસવાસી જોષીના જીવનચરિત્ર વિશે થોડુંએક વર્ણન કરવું જોઇએ.

એ ગ્રહસ્થ પુનાં તરફનાં દક્ષણ દેશનાં રેહેવાશી, જાતનાં દક્ષણી બ્રાહ્મણ, અને તેઓનો ઉદ્યમ લેખનક્રિયા, તથા છેવટ બુદ્ધિબળનાં પ્રકાશરૂપે કરી, વકીલાતનો ધંધો કરી, પોતાનાં કુટંબનું, અને પોતાનો નિર્વાહ કરતાં હતાં. આખેરે અવસ્થામાં તેઓનો કાળ થયો.

૩૦ વર્ષ ઉપરાંત અને ૪૫ વર્ષની દરમીઆન, તેઓએ પુના શેહેરમાં તેઓનાં હમજાતીની અંદર અને જે ધંધો તેઓએ હાથ ઉપર લીધેલો, તેમાં પ્રમાણિકપણું બતાવી, ઘણાઓનાં પ્યાર સંપાદન કરી લીધેલા. એઓએ બે કામો માહાભારત લોક કલ્યાણાર્થના સારા વખાણવા લાયક કર્યા, તેમાં એક દેશીકારીગર લોકોને ઉત્તેજન, તથાન્યાયનાં સંબંધમાં લોકોને સરકાર તરફથી જે ફીનો બોજો સોસવો પડતો હતો. તેને સારૂ લવાદ કોરટ સ્થાપન કરવાને ઉત્કંઠા બતાવી, તે નિયમ પળાવી કોરટ સ્થાપી. આ કાંઇ થોડુંઘણું અભિનંદન કરવા જેવું એઓએ કૃત્ય કરેલું હોય એમ નથી. એ બાબતમાં શ્રમ કરવામાં એઓ જરાપણ અંચાયા નથી, પોતે પોતાનો ટેક પાળવામાં મરતાં સુધી દેશીજ કાપડ પેહેરેલો હોય, એમ કેહેવાયું છે. અને કોરટ હજુ સુધી સ્થાપન રહી છે. અને હજારો રૂપીઆનાં સ્ટાંપ ખર્ચમાંથી રૈયત લોકોને બચાવ કર્યોછે. એ ઉપરથી એઓમાં દેશીજનોનાં હિતતરફ એક સારખી રીતે પારમાર્થીક દ્રષ્ટી હતી, એ કેહેવાને જરા પણ અધિકો

આઈ શકતી નથી. અને ગીતાનાં વાક્ય પ્રમાણે સર્વ જગતને બાઈ માફક એઓએ ગણેલું એમ કથન કરવું બાગજ થઈ પડે છે. બાઇદાવે વર્તવામાં, અને નિરવૈરનો ખરો અંકુર બતાવવામાં આપણા માજી ગાયકવાડ સરકાર જે પદભ્રષ્ટ થયેલા તેની સંતાપકારક કારકીર્દીની હાલતમાં, એઓથી અગર જો, એક વખતને સમારંભે ઘણીજ અયોગ્ય સલુકાઈ વાપરવામાં લીધેલી હતી, તો પણ તે વાતનો દીલમાં જરાપણ ક્ષોભ ન રાખતાં, સંકટ સમય સાથે થવાને એક દીલાસાની સાથે, કામનાં પ્રસંગ પ્રમાણે, અને રાજાને દીપે એવા ભુષણની રેકમ પોતાની મહેનતથી મદત દાખલ બક્ષીસ કરવાને હીંમત બીડી આગેવાની બતાવેલી, તેનો મુખ્ય ઉદ્દેશ દેશીરાજ્ય તરફ એક માતબર દાઝની નીશાની સારૂજ. એ સિવાય નાહાનાં મોહોટા અનેક કામોમાં પારમાર્થિક વર્તણુક રાખેની કેહેવ.પછે. જાહેરાત બાબતમાં હીંમતવાન, દ્રઢી પુરૂષ હતા, એમ કેહેવાને તેઓનાં કૃત્ય ખરેખરો ચિતાર આપેછે. સુરતનાં રૈયતનાં કેસ બાબત, એક છાપખાનાંવાળા ઉપર આવેલી આફતમાં પોતાનાં ગાંઠનાં પૈસાથી, અને બનતી મદત આપવાને હાજર થએલા દુર્જનોની દાઝ જાણવી, તેઓને બને તેટલો ટેકો આપવો, એ કાંઈ થોડી એઓની ડાહાપણ ભરેલી વર્તણુક ન કહેવાય. તો જેણે પોતાની કીર્તિ જીવતાં સંપાદન કરી, પોતાનાં હમજાતીનું કલ્યાણ કરવા તરફ મન પરોવેલું, તેને તેનો બદલો જેટલો આપીએ એટલો ઓછો છે. તેઓ એકત્રપણાની વર્તણુક સાથે વર્તતાં એટલુંજ નહીં, પણ સ્વધર્મથી ચાલતાં હતાં; એ પણ કાંઈ થોડું માનપાત્ર નથી.

તેવા લોકદાહાજી પુરૂષની યાદગીરી રાખવાને સારૂ આપણે બને તેટલી મદત કરવી, એ આપણી મુખ્ય ફરજ છે. તે તેઓનું કામ બજાવી ગયા, હવે તેઓની કીર્તિ જાળવવાનું, અને કરેલ ઉપકારનો બને તેટલો બદલો આપવો, એટલું માત્ર આપણા હાથ ઉપર રહેલુંછે.

તેને સારૂ આજે, હમારા મિંત્રો તરફથી સુચનાં થવા પ્રમાણે એક ફંડ ઉભુ કરવાનો વિચાર છે. તેમાં યથાશક્તિ, અને રૂચી,

